ખાનગીમાં આ સંસ્થાની ટીપણીની પ્રસંશા કરો છો તો ખુલ્લી રીતે બહાર પડી તે માટે આજ્ઞા કેમ આપતા નથી? તેનો જવાબ જે હમોને મળતો તે પ્રસિધ્ધ કરવો ઊચીત નથી. એટલુંજ લખીશું તો બસ કે "જાત-જાતમાં ઘણા વર્ષોથી ચાલુ ઝઘડાઓ હતા તેનું સમાધાન જેમ તેમ થવા પામ્યું છે તો ફરી લાકડા કોણ સંકોરે? પેટચોળી શૂલ કોણ ઊભુ કરે? ખરા ખોટાનો મોટાઓ જો વિચાર ગંભીરપણે કરતા હોય તો મીથ્યાવાદીઓ અને મીથ્યા અભિમાનીઓને ચરી ખાવાના સાધનો ક્યાંથી પ્રાપ્ત થાય?" વાત અક્ષરેઅક્ષર હમોને ખરી લાગીછે. દુઃખીઓજ દુઃખની વાત જાણે. માટે હમોએ અત્રેના બાળકોએ બહાર ન પાડતાં હમોને વારંવાર જે સહાય તેઓશ્રીએ કરી છે તે માટે હમો તેઓશ્રીનો ઉપકાર માનીએ છીએ. આજ ગુપ્ત સહાય તે તેમની અંતઃકરણની આજ્ઞાજ આ ટીપણી અને ટીપણુ માટે હમારે સમજી લેવાની છે. ખુલ્લી રીતે બહાર ન પડી આજ્ઞા જન સમાજની જાણ માટે આપવામાં આવી નથી. પણ જો અંતઃકરણ પ્રફુલીત થઈ તેનીજ ગર્ભીત આજ્ઞા છે એમ હમારે સમજી લેવું. આ કાંઈ થોડા ઘણા સંતોષની વાત હોય નહીં.

ફરીથી ગ્રંથ વાંચવા ગો. શ્રીગિરધરલાલજી મહા-રાજના મકાને ગયા તે વખતે તેમની કેટલીક વાતચી-તથી હમોને જણાયું કે તૈયાર કરવાની આજ્ઞા તો આપી છે પણ પ્રગટ કરવાની આજ્ઞા આપવી કે કેમ તે બાબતના શંકાશીલ હોય તેમ હમારા અંતઃકરણમાં પડઘો થવા લાગ્યો. હમોએ યુક્તિપુર્વક કેટલાક સવાલો કર્યા જેના જવાબનો સાર એ જણાયો કે "હમો

હમારી જાતમાં એકીલા ગણાઈએ છીએ, બીજાઓની માફક લાગવગ ધરાવતા નથી, હમારી પુઠ પાછળ શ્રી કલ્યાણરાયજી શીવાય કોઈ નથી. ટીકેટશ્રીની પ્રભુચરણની સારી કૃપા છે, અને વખતોવખતે હમોને સહાય પણ કરે છે. જન અપવાદ જેમ બને તેમ ન લેવાય તેમાં સૌનું શ્રેય છે. હમારા ઘરની અને સુરતવાળા ઘરની અને કાશીવાળા ઘરની તકરારો જે લખવામાં આવી છે તેથી તેઓને માઠું લાગશે તેથી નીચ નિંદા થયા વિના રહેશે નહીં. ઉલટા કહેશે કે મહારાજશ્રીએ આજ્ઞા આપી પોતાની તરફમાં એક ખાસ કેસ વકીલદ્વારા ઊભો કર્યો છે વિગેરે વિગેરે બાબતોથી હમારૂં મન પ્રગટ કરવાની આજ્ઞા આપતાં જરાક પાછું હઠતું જણાય છે." આ વિચારો હમારે કાને પડતાંજ એક વખત મુર્છા આવતી જણાઈ. હમોને શું દુઃખ અંદર થતું હતું તે તેમણે પ્રત્યક્ષ અનુભવ્યું. કદાચ આ મહારાજે હમારી કસોટી કરવા માટે તો ઉપરના વિચારો પ્રદર્શિત કર્યા તો નહીં હોય? એમ પણ હોય. આવા વિચારો તેમના હૃદયમાં મુકનાર વિઘ્નસંતોષીઓમાંના કોઇપણ હોવા જોઈએ. આડા અવળા પ્રશ્નોથી તેમજ આસપાસ બેસનારાઓ આગળથી જે હમોને બાતમી મળી ત્યારે સંપુર્ણ ખાત્રી થઈ કે અહીંઆ પણ તેઓ યુક્તિપુર્વક પહોંચી ગયા હતા, અને પોતાની ધારેલી બાજી પાર પાડવા યુક્તિપર યુક્તિઓની રચના કરવામાં આવી હતી. એવા વિઘ્નસંતોષીઓ કોણ હતા તેમને આ મહારાજશ્રીને ખાતર ખુલ્લા પાડવા હમારૂં મન અચકાયું છે. ફક્ત એટલુંજ કહીશું કે લાકડાની પોળ અને માણસના પેટની ખોળ કોઇ સમજી શકતું નથી તે પ્રમાણે અત્રે બાજી રચાઈ હતી.

હમો મહારાજ બેંગી કેસમાં ગુસાંઈના બાળકોનો શું ટેક હોય છે તે જણાવી ગયા છીએ. એક વખતે આપેલું વચન ગમે તેવું પોતાના ઉપર ધર્મ સંકટ આવી પડે તોપણ તોડતા નથી. વચનને ખાતરજ બેંગી કેસના મહારાજે જેલ યાત્રા પત કરી હતી. દુનીયા હજુ રંડાઈ બેઠી નથી. વચન તે વચનજ.

"દીનકો દયાળ છાંડિ કોન શરન જાઊં;
એક રામ સકાકાર, સોઈ ધામ પાઊં. દીનકો.
એક વચન એક બાણ, એક પતિ સૈયા;
એસે પ્રભુ છાંડકે હમ, કિનકું ભજું ભૈયા." દીનકો.

હમારી મનની લાગણી જોતાનેજ વાર આજ્ઞા કરી કે એકવાર ફરીથી ગુજરાતીમાં લખેલું વાંચી સંભળાવો. વાંચ્યું; સાંભળી મનન કરી કેટલોક સુધારો કરવા આજ્ઞા ફરમાવી. ગ્રંથ છપાઈ ગયેલો હોવાથી તે સુધારો ફકત હમો આ પ્રસ્તાવનામાંજ આપી શકશું તે પ્રમાણે હમોએ વિનંતી કરી તે સ્વીકારી પ્રગટ કરવાની આજ્ઞા આપી.

તેઓ શ્રીએ હમોને કહ્યું હતું કે "કોઈ પણ ભદ્ર વર્ગ તથા આચાર્ય વર્ગ અને સંપ્રદાયીક સીદ્ધાંતો વિરૂદ્ધના વિચારો જેમ બને તેમ ન લખવામાં આવે તો કોઈ જાતનો "ઉદ્યમ" નાતજાતમાં ઉત્પન્ન થવા પામે નહીં, એવો હમો પ્રત્યે તેઓ શ્રીનો ખાસ બોધ હતો. ઘણી વાતો ખરી પણ હોય છે છતાં "પોલીસી ખાતર" પ્રગટ કરી શકાતી નથી. ઘણી ફેરી કહેવાતુંએ નથી અને સોસાતું પણ નથી, ગાડરીઆ પ્રવાહમાં તણાવું પડે છે. રાતદિવસ જેની સાથે પાના

પડયાં છે તેમના કૃત્યોથી કંટાળો પણ ઉપજે છે છતાં તેમને માટે એક પણ શબ્દ તેઓને આપણી સામે ઉશ્કેરે તેવો કહી શકાતો નથી.'' આવીજ સલાહ શેઠ ત્રીભુવનદાસની પણ વખતોવખતની હમોને આપવામાં આવી છે. પણ જ્યારે હમોને પા. ન. ૧૧૫ ઉપર આપેલા ટુચકા નંબર ૮ અને ૯ માં જે નિતી સમાયલી છે તેનો વિચાર કરીએ છીએ તો હમો સવાલ કરીએ છીએ કે પંપા સરોવરની માછલીએ દર્શાવેલી નિતી શું કોઈ પ્રકારે ખોટી છે ? આજ સવાલ હમોએ આ મહારાજશ્રીને તેમજ શેઠ ત્રીભુવનદાસને કર્યો હતો તેના જવાબમાં એટલુંજ કહેવામાં આવેલું કે "લાકડું લાકડાને ભારેજ ભાંગશે, આપણે તેના કારણભૂત જયાં સુધી ન થવાય ત્યાંસુધી ન થાવું. છેવટે જો મોંમા આંગલાજ ઘાલી ઉલટી કરાવે તો તેમાં આપણો દોષ હોય નહીં.'' મોંમા આંગલાજ ઘાલવામાં આવવાથી હમો ગંગુ સરાવરની માછલી પંપા સરોવરની માછલીએ જણાવેલી નિતીઅનુસાર આ ટીપણના કોઈ સ્થળે વર્તવું પડયું છે. "બસ ચુપ રહો, મુંગા મુંગા ચાલી જાઓ નહીં તો મારા બ્રહ્મ તેજથી અને સંધ્યાવદનના જળના પ્રવાહથી તમોને હાલને હાલ બાળીને ભસ્મ કરી દઈશ'' આ શબ્દોથી કોના મનમાં ત્રાસ ન આવે વારૂં ? સારા ભાગ્યે હમોને હમારી મેટ્રીકની પરિક્ષામાં ગુજરાતીમાંથી ઇંગ્રેજીમાં મુકવા સારૂ એક ફકરો આપેલો તેમાંના નીચે જણાવેલા ભાગની એકદમ યાદ આવી, " માન મળશે એ આશાથી કોઈ સ્થળમાં ગયા અને ભોગજોગે ત્યાંહાં અપમાન ખમવું પડયું તો તે પણ સહનશક્તિનો અંશ છે " વિદ્વાન પંડિત બ્રાહ્મણનો ક્રોધનું શું પરીણામ

આવે છે તે બાબતમાં મહાભારતમાં વનપર્વના અધ્યાય ૨૦૬ માં કૌશીક નામના ઉત્તમ બ્રાહ્મણની અને એક ઝાડ ઉપર બેઠેલી બગલીની વાતનુ સ્મર્ણ કરવું. તેના ચરકવાથી તે બ્રાહ્મણે મોટો ક્રોધ કરી તે તરફ દૃષ્ટિ કરીને તે અજ્ઞાન બગલીને બાળીને ભસ્મ કરી નાંખવામાં આવી હતી સારા ભાગ્યે તેવું બ્રહ્મતેજ ન હોવાથી શંખણીના શાપ જેવું હમારી બાબતમાં બન્યું. ફક્ત શબ્દોનોજ પ્રહાર હમારા તરફ કરવામાં આવેલો. તે પછીના પ્રહારો માટે તો બોલવાની કાંઈ જરૂર રહેતી નથી. કારણ કે માન્યાધિકારી મંત્રી આખી સંસ્થાના નોકર માટે તે પ્રહારો સહન તેમણે કરવાજ જોઈએ. ગરીબકી જોરૂ સબકી ભાભી. સરકારી ખાતામાં પણ ખાસ નિયમ છે કે જ્યાં સુધી નોકરી કરવી હોય ત્યાં સુધી તેને માટે વર્તમાન પત્રોમાં ગમે તેવા તેને હલકો પાડવાના લેખો પ્રગટ થાય તો પણ તે માટે વર્તમાન પત્રોમાં બચાવનો લેખ આપવાનો તેને અધિકાર નથી. ઉપરીને જો યોગ લાગે તો તે માટે પોતે લખી મોકલે. તેજ પ્રમાણે હમારી જાત માટે અંગીત લેખો ધી ગુજરાતીમાં પ્રગટ કરવામાં એક પછી એક આવેલા તેનો પ્રતિઉત્તર આપવાને હમોને સખ્ત મનાઇ હતી તેથી હમો એકનો પણ જવાબ લખી મોકલ્યો નહતો. આજ પ્રમાણે હમારી પહેલાં કામ કરનાર રા. રા. ઠાકુરદાસની બાબતમાં બનેલું અને તેમને પણ પત્રદ્વારે બચાવ કરવા મનાઈ હતી એવું તેમનું પણ હમો પ્રત્યે બોલવું થયું છે. તેમની વિરૂદ્ધ પણ લેખ લખાવનાર હાલનાજ બગલા ભકતો હતા એમ તેમનું બોલવું છે. છેવટે બગલા ભકતોનો હમારી

જાત ઉપર બહુજ કેર વર્તાવા લાગ્યો ત્યારે સંસ્થાના પ્રમુખ સાહેબે પોતાની ફરજ સમજી પોતાની સહીનો સચોટ જવાબ લખી મોકલ્યો જેમાંથી પણ હમારા સંબંધી જે જે સારો ભાગ ખુલાસાવાર લખી મોકલવામાં આવ્યો હતો તે તમામ જનસમાજની દૃષ્ટિથી અદૃશ્ય ધી ગુજરાતીના અધિપતી મી૦ મણીલાલે ખાસ કારણોથી કર્યો હતો. તે છતાં પણ હમોને આ સંસ્થાના મંત્રી તરીકે તે સંબંધી કાંઈ પણ લેખ લખવાની મનાઈ હોવાથી મુંગેમોંઢે સર્વ સહન કરવું પડયું હતું. આથી દેશપરદેશમાં તેમજ મુંબઈ જેવા શહેરમાં હમારે માટે કેટલા હલકા વિચારો ધી ગુજરાતીમાં લખનારા લેખકોએ ઉત્પન્ન કર્યા હતા તેનો ખ્યાલ તો ફક્ત "ગદુ સરોવર" ની માછલીનેજ હોય પણ રામ જેવા વટેમાર્ગુને ભાગ્યેજ હોય.

હમારા ટીપણના પાન ૧૫ ઉપર બીજો પેરા છે તેમાં લખવામાં આવ્યું છે કે "જમાઇ વર્ગને માનમાં ઘણી ઊતરતી પંકિત આપવામાં આવી છે" આ વિચાર હમોને એક ગોસ્વામી મહારાજ તરફથી પુરો પાડવામાં આવ્યો હતો પણ ગો. શ્રી ગિરધરલાલજી મહારાજ, જેને પેટે એક બેટીજી છે, તેમણે તે પસંદ કર્યો નથી. તેઓએ તેટલો ભાગ બદલીને નીચે પ્રમાણે પ્રસ્તાવનામાં લખવા આજ્ઞા કરી છે:—

"કોરા જમાઇ વર્ગને માનમાં યથાસ્થીતી, વયોવૃધ્ધ પ્રમાણે પંકિત આપવામાં આવી છે; એવા જમાઇને લગભગ બેટીજી જેટલું માન આપવામાં આવે છે. બેટીજી નહોય અને એ જમાઇ બીજીવારના લગ્ન કરી આવે તોપણ ગુસાંઈના બાળકોએ તેવા જમાઇને અગાઉ

જેટલુંજ માન આપવાનું છે અને નવી પરણી લાવેલી સ્ત્રી સાથે એ જમાઈને સારા પ્રતિષ્ટીત બાળકો પોતાના ઘરમાં તેઓ જેમ પ્રસન્ન રહે તેમ રાખે છે. તેનો જો તાજો દાખલો કોઇને પણ જોનો હોય તો પુર્ણીમાના ચંદ્રની કળાવાળા મુંબઈની મોટી હવેલીના ગો. શ્રી ગોકુલનાથજી ।। શ્રી જીવણલાલજી મહારાજનો પ્રત્યક્ષ છે. તેમના બનેવી ભટ છન્નુલાલાજીને બીજી વારની કરેલી સ્ત્રી સાથે પોતાને ત્યાં રાખ્યા છે અને નવી સ્ત્રીને પોતાની બહેન કરતા વધારે પ્રેમભાવથી રાખે છે. માટે ગુશાંઈજીના બાળકોના મનમાં ક્ષણભર પણ એવો ખ્યાલ નથી કે ભટ વર્ગમાંના કોરા જમાઈઓને બેટીજી કરતા ઓછા માનને પાત્ર છે. સેવકો પોતાના મનમાં આ ભટવર્ગ માટે ગમે તેવા ખ્યાલો કરે તેમાં ગુશાંઇના બાળકોને કાંઈ લેવા દેવા નથી. તેઓનું એટલે વૈષ્ણવોનું વર્તન પણ ખોટું છે એમ ગુશાંઇના બાળકો કહી શકશે નહી કારણકે તેઓને શ્રીગુશાંઇજીની આજ્ઞાનુસાર તેમજ આચાર્ય ચરણની આજ્ઞા નિબંધમાં સ્પષ્ટ વચનામૃતો અનુસાર વર્તવાનું છે તે નિબંધમાં ખાસ લખવામાં આવ્યું છે કે " જે ધર્મની મર્યાદાનું ઉલંઘન કરે છે તેને બ્રહ્મહત્યાનું પાતક લાગે છે. " આવો મત છટ્ટા ઘરના શેરગઢની ગાદીના ટીકેટ શ્રી ગિરધરલાલજી મહારાજનો છે તે હમોએ અત્રે અક્ષરે અક્ષર ટાંકેલો છે.

પાન ૧૧૬ અને ૧૧૭ ઉપરનો ટુચકો નંબર ૧૨ વૈષ્ણવો માટે નથી એમ હમોને ખાસ નોંધ કરવા આજ્ઞા કરી છે તે આજ્ઞા આ પ્રસ્તાવનામાં પ્રદર્શિત

કરીએ છીએ. તે ટુચકાને બદલે નીચેનું અભંગ તેમની આજ્ઞાનુસાર દાખલ કરીએ છીએ.

## અભંગ.

હિંસા ન કરો, ચોરી નવ કરો;
સત્ય વ્રત ધરો, સદા રાખી. ૧
ઇંદ્રિઓ ને મન, રાખો વશ જન;
વળી મન તન, પવિત્રતા. ૨
સર્વ ભૂત દયા, ક્ષમા દાન દમ;
સાધારણ ધર્મ, કથ્યા શાસ્ત્રે. ૩

પાન ૭૨ ઉપર નોંધમાં શ્રીમુકુંદરાયજીના સ્વરૂપને નિધિની ગોદમાં બીરાજતું હમોએ લખ્યું છે તે ભુલ ભરેલું છે તેને બદલે હમારે નીચે પ્રમાણે લખવું જોઈએ તેવી આપશ્રીની આજ્ઞા થઇ છે.

" શ્રીનાથજીના ખંડમાં શ્રીબાલકૃષ્ણજી પાસે બીરાજતા શ્રીમુકુંદરાયજીની નિધિ હતી. "

આ સ્થળે હમોને જણાવવા ફરજ પડે છે કે પાન ૪૪ ઉપર આપેલા વિષય ૧૫ ની બીના હમોએ ગો. શ્રીગિરધરલાલજી મહારાજે આજ્ઞા આપી તે પહેલાં લખી હતી. તેમની પ્રેરણાથી હમોએ વિષય ૧૫ અને ૧૬ બીલકુલ લખેલા નથી, જેથી વિઘ્નસંતોષીઓએ અથવા તેમાં હીત ધરાવનારાઓએ બીલકુલ માનવું નહીં કે હમોને તેઓશ્રી તરફથી મળેલી આજ્ઞાના બદલામાં તેમની તે બાબતમાં હમોએ સેવા કરી છે. હમો સારી રીતે જાણીએ છીએ કે વિઘ્નસંતોષીઓ કહેવા પછાત પડશે નહીં કે જેને ગાડે બેઠા તેના ધોળ ગાયા છે. " ज्यांची खावी पोळी, त्यांची नाजवावी टाळी "

આ નિયમાનુસાર હમારૂં વર્તન થયલું છે એવો જો દોષ મુકવામાં આવે તો તે પણ ભુલભરેલું છે. કારણ કે એ વિષયો હમોએ શરૂઆતમાંજ લખી તૈયાર કરી છપાવી રાખ્યા હતા. વાત ખરી છે કે ગામને મોંડે ગળણું બાંધી શકાશે નહીં. જીભમાં કાંઈ હાડકું હોતું નથી, તે છતાં હમોએ હમારા તરફનો એ બાબતોમાં કરવો જોઇતો ખુલાસો કર્યો છે.

હમોએ કોઈ કાશીવાલા સેવક તરફથી એવું સાંભળ્યું છે કે શ્રીમુકુંદરાયજી તો છઠ્ઠા ઘરના ઠાકુરજી છે અને શ્રી કલ્યાણરાયજી તે ઘરના ઠાકુરજી નથી. આવી બાબતમાં કોઈ મારવાડીનો લેખ પણ છે હમોને મોટું આશ્ચર્ય થાય છે કે સેવકો શ્રી ઠાકુરજીની બાબતમાં ગમેતેમ બકવાટ કરતા જણાય છે. આ ટીપણીમાં જે હમોએ હકીકતો દર્શાવી છે તે ઉપરથી તો કેવળ સ્પષ્ટ પણે ખુલ્લુ પડે છે કે શ્રી મુકુંદરાયજીને શ્રીનાથ દ્વારમાંથી કાસીમાં સંવત ૧૮૭૯ પછી તેમજ શ્રીનાથજીના ટીકેટ શ્રી દાઉદજી મહારાજના તીરોધાન થયા પછી આજથી સુમારે ૧૦૦ વર્ષની અંદરમાં છઠ્ઠા ઘરમાં છોટાભાઈના વંશમાં ૧૦ મી પેઢીએ બીરાજતા ગો: શ્રી ગિરધરજી ।। શ્રીગોપાળજી (૧૮૪૭ પોશ સુદ ૩) કાશીવાળાને માથે પધરાવ્યા પછી તે ઠાકુરજી છઠ્ઠા ઘરમાં, પણ નહીં કે છઠ્ઠા ઘરના વંશમાં ઠાકુરજી તરીકે બીરાજવા લાગ્યા છે. આ સંપ્રદાયમાં ખાસ નિયમ છે કે શ્રી ગુસાંઇજીના સાત બાળકો અને તેમના પ્રત્યેકના વંશમાં જે વડીલવંશમાં હોય તેજ ટીકેટ ગણાય અને તેમનેજ માથે શ્રી ગુસાઈજીએ વહેંચણીમાં આપેલું સ્વરૂપ પધરાવવામાં આવે, તેમના પ્રત્યેક લાલજીની ગાદીને એક એક ઘર

તરીકે ઓળખવામાં આવે છે આવી રીતે સાત લાલના સાત ઘરો અને પ્રત્યેકને સંવત ૧૬૪૦ માં મળેલા ઠાકુરજી તે તે ઘરના ઠાકુરજી તરીકે ઓળખવામાં આવેછે. આ વ્હેચણીમાં શ્રી મુકુંદરાયજી માટે બીલકુલ પણ ઇસારો થયેલો સાંભળ્યો નથી. સાત સ્વરૂપોની વ્હેંચણી થઈ તે સાત સ્વરૂપો હમો ફરીથી આ પ્રસ્તાવનામાં લખી જણાવીએ છીએ.

| | |
|---|---|
| પહેલા ઘરનું સ્વરૂપ | ૧ શ્રી મથુરેશજી |
| બીજા ,, ,, | ૨ શ્રી વિઠ્ઠલેશજી |
| ત્રીજા ,, ,, | ૩ શ્રી દ્વારકાનાથજી |
| ચોથા ,, ,, | ૪ શ્રી ગોકુલનાથજી |
| પાંચમાં ,, ,, | ૫ શ્રી ચંદબાવા |
| છઠ્ઠા ,, ,, | ૬ શ્રી કલ્યાણરાયજી |
| સાતમાં ,, ,, | ૭ શ્રી મદનમોહનજી |

આ વખતે શ્રી મુકુંદરાયજી શ્રીનાથજીની બાજુના ખંડમાં શ્રી બાળકૃષ્ણલાલજી પાસે બીરાજતા હતા. આ શ્રી બાળકૃષ્ણલાલજીને સુરતમાં હાલ જે બીરાજે તે સમજવાના નથી. વ્હેંચણીના વખતથી શ્રીકલ્યાણરાયજી છઠ્ઠા ઘરના ઠાકુરજી તરીકે જેમ ઉપર જણાવેલા બાકીના ૭ સ્વરૂપો પ્રત્યેક ઘરના એટલે જે જે ઘરના ટીકેટ માલીક હોય છે તે તે ઘરના ગણાય છે, અને તેમ મનાય પણ છે. જો બાકીના ૭ સ્વરૂપો ટીકેટ મહારાજશ્રીના ઘરથી ઓળખાય છે અને મનાય છે અને તે ઠાકુરજીના નિમીતે તે ટીકેટ મહારાજો માનપાન અને સેવા ભેટ લેવા ભાગ્યશાળી થયા છે તો આ લાભ શ્રીકલ્યાણરાયજીને અને જે ઘરમાં તેઓ લગભગ ૩૩૩ વર્ષથી બીરાજે છે તે ઘરના

ટીકેટ મહારાજને કેમ મળવો જોઇએ નહીં ? મળવોજ જોઈએ, શીવાય તે લાભ આ ટીકેટ ઘરે કોઈ પ્રકારે રાજીખુશીથી ગુમાવ્યો હોય અથવા કોઈને તેવા લાભનું દાન કર્યું હોય. આપણે જણાવી ગયા છીએ કે આ મહારાજની અને જેમની ગાદીએ પધાર્યા છે તે ગાદીના વારસોની શ્રીનાથદ્વારના ટીકેટ ઘર સાથે ઘણો ઘાટો સબંધ અને ભકિતભાવ છે અને તેમની આજ્ઞા સર્વથા માથે ચઢાવતા આવ્યા છે તે ઘર સાથે અવિભક્તપણે જેમ હોય તેમ આ શેરગઢનાં ટીકેટ મહારાજેનું વર્તન હતું અને છે તેથી ગોલોકવાસી ટીકેટ શ્રી દાઉજી મહારાજ તરફથી પોતાના ગુરૂ કાશીવાળા શ્રીગિરધરજીને ગુરૂ દક્ષણામાં જે દાન તરીકે આપ્યું છે તે બદલ કોઈપ્રકારની તકરાર ઉઠાવતા નથી તેઓ સારી રીતે સમજે છે કે " આપ્યું દાન, પાછું લે તે મુસલમાન " માટે પોતાના વડીલોએ જે છઠ્ઠા ઘરના માનપાનના હકો ગુરૂદક્ષણામાં છોટા વંશમાં કાશીવાળા મહારાજને આપવામાં આવ્યા છે, તે વડીલોના કૃત્યને સંપૂર્ણ માનની નજરે જુએ છે. એ ઉપરાંત જો કાંઈ ગુરૂના વારસો માગણી કરે તે બાબતનીજ તકરાર. મજકુર શ્રીદાઉજી મહારાજ તરફથી પોતાના ઘરના ઠાકુરજી શ્રીમુકુંદરાયજીને છઠ્ઠા ઘરના, પણ છોટા વંશમાં, શ્રીગિરધરજી મહારાજના માથે પધરાવવામાં આવેલા તે પ્રસંગે જો એવું ઠરાવવામાં આવ્યું હોય કે છઠ્ઠા ઘરમાં શેરગઢની ગાદીના ટીકેટ મહારાજોના માથે સંવત ૧૬૪૦ થી બીરાજતા આવેલા શ્રીકલ્યાણરાયજીનું સ્વરૂપ જે છઠ્ઠા ઘરના અને સાત સ્વરૂપોમાંના એક તરીકે બીરાજતા આવ્યા છે તે હવે પછી છઠ્ઠા ઘરના ઠાકુરજી કોઇએ ગણવા નહીં,

અને હમોએ ગુરૂદક્ષણામાં હમારા ઠાકુરજી શ્રીમુકુંદરાયજીને છઠ્ઠા ઘરમાં પણ છોટા વંશમાં ઉત્પન્ન થયલા કાશીવાળા હમારા ગુરૂ શ્રીગિરધરજી મહારાજને માથે પધરાવ્યા છે, માટે તે શ્રી મુકુંદરાયજીને શ્રી કલ્યાણરાયજીની જગાએ સૌએ ગણવા, અને તે પ્રમાણે માનવા એવું જો લખાણ કે ઠરાવ હોય;—તો શેરગઢની ગાદીના ટીકેટ મહારાજ કોઈ પ્રકારની તકરાર લઇ શકે નહીં. પણ તેવો ઠરાવ હોઈ શકે નહીં અને છે પણ નહીં, કારણકે જો તેમ હતે તો શ્રીનાથજીના ટીકેટશ્રીએ હમોએ પાન ૪૮–૪૯ ઉપર જણાવેલો છે તેવો ઠરાવ કરી શકતે નહી. આટલા ઉપરથી માનવા સબળ કારણ મળે છે કે શ્રીકલ્યાણરાયજીજ ટીકેટ વંશમાં છઠ્ઠા ઘરના ઠાકુરજી છે અને શ્રી મુકુંદરાયજીએ કોઇ વખતે તેમની જગા લીધી નથી તેથી તે કોઇ રીતે તે ઘરના ઠાકુરજી શ્રીકલ્યાણરાયજી માફક ગણી શકાય નહી. આ દલીલ જો ખરી હોય તો જેમ બીજા ઘરોના ટીકેટ મહારાજો સાત સ્વરૂપની સેવા ભેટનો હક પોતાના ઠાકુરજી નિમીતે અથવા સાત ઘરોમાંના પોતે એક હોવાથી ધરાવે છે તેમ છઠ્ઠા ઘરના શેરઘઢની ગાદીના ટીકેટ તરીકે આ મહારાજ કેમ હક ધરાવી શકે નહી ? સંપૂર્ણ રીતે તેવો હક ધરાવી શકે છે જો તેમને તેવા હકનો લાભ મળતો ન હોય તો બળીઆના બેભાગ એના જેવું થાય. તેવું આચાર્ય વર્ગમાં થવું ન જોઈએ એવો હમારો મત છે અને સારા ભાગ્યે તેવો મત શ્રીનાથદ્વારના હાલના ટીકેટ મહારાજનો પણ છે તેવું તેમના હસ્તાક્ષરના પત્રથી સ્પષ્ટ જણાય છે.

જેમ શ્રી બાળકૃષ્ણલાલજીને શ્રી ગુસાંઈજીએ પોતાના લાલજીઓમાંથી છઠ્ઠા લાલજીને માથે પધરાવવા ઇચ્છા

કરી હતી તેમ શ્રી મુકુંદરાયજીને કોઇપણ લાલજીને માથે પધરાવવાની ઈચ્છા કરી ન હતી. શ્રી ગુશાંઇજીએ સાત સ્વરૂપોની વ્હેંચણી કરી તે પછી પ્રત્યેક સ્વરૂપને જુદું જુદું સ્વતંત્ર ઘર પ્રાપ્ત થયું છે એમ ઈતીહાસ ઉપરથી જણાય છે. એવી રીતે શ્રી મુકુંદરાયજી જ્યાં સુધી શ્રીનાથદ્વારમાં શ્રીનાથજીના બાજુના ખંડમાં શ્રી બાળકૃષ્ણજી પાસે બીરાજતા હતા ત્યાં સુધી પ્રાપ્ત થયેલું નહીં. એ વાત પણ હમોને નિર્વિવાદી લાગે છે, તો તે સ્વરૂપ જ્યાં સુધી શ્રી નાથદ્વારમાં બીરાજતું હતું ત્યાં સુધી તે કયા ઘરના તરીકે વૈષ્ણવ અગર આચાર્ય સૃષ્ટિમાં માનવામાં આવતું હતું? જેમ સુરતવાળા શ્રી બાળકૃષ્ણલાલજી ત્રીજા ઘરના ઠાકુરજીની ગોદમાં બીરાજતા હોવાથી તેમનું ત્યાંસુધી જો કાંઈપણ ઘર હોય તો શ્રી દ્વારકાનાથજીનું ઘર તે તેમનુંજ ઘર ગણાય તેમ આ શ્રી મુકુંદરાયજીનું ઘર તે પહેલા લાલ ટીકેટ શ્રીગિરધરલાલજી ના શ્રીગુશાંઇજીના ઠાકુરજીના જે ઘર તે તેમના ઘર ગણાય. પણ એમાંથી એકને સ્વતંત્ર ઘર હોય એમ કોઇ કહી શકશે નહી.

સુરતમાં શ્રી બાલકૃષ્ણલાલજી કયારે પધાર્યા તે ટીપણમાં જણાવી ગયા છીએ તે કોઇ રીતે છઠ્ઠા ઘરના ઠાકુરજી નથી તે પણ જણાવી ગયા છીએ. એ ઠાકુરજી છઠ્ઠા ઘરના હોઈ શકે નહીં કારણ કે સુરતના મોટા મંદીરનું સેવાનિધીનું જે પુસ્તક છે તેમાં છઠ્ઠા ઘરના માલીક તે શ્રી ગુશાંઇજીના છઠા લાલ શ્રી જદુનાથજી, જેનો ઉત્સવ ચૈત્ર શુદ ૬ ને દીવસે પળાય છે, તે દીવસે આનંદ પ્રદર્શિત કેશરી વસ્ત્ર ન ધરતા શોક

પ્રદર્શીત સ્યામ વસ્ત્રો ધરાવવાની ખાસ આજ્ઞા તે પુસ્તકમાં છે અને તે પ્રમાણે તેમના તમામ મંદીરોમાં વહીવટ પણ ચાલુ છે. શા સારૂ આવા ઉત્સવના દિવસે સુરતવાળા મહારાજના મંદિરોમાં સ્યામ ચુંદડી અને વસ્ત્રો શ્રીઠાકુરજી શ્રીબાળકૃષ્ણજીને ધરાવવાની અને તે પણ છઠ્ઠા ઘરના મુળ આચાર્ય શ્રીજદુનાથજીના ઉત્સવનાજ દીવસે ચૈત્ર–સુદ ૬ના દિવસે–આજ્ઞા કરવામાં આવી હશે? આ સંપ્રદાયમાં ભાવના એ મુખ્ય છે તો શ્રીજદુનાથજી છઠ્ઠા લાલના ઉત્સવના દીવસે જો આ શ્રી બાળકૃષ્ણજી તેમના ઘરના હતે તો કદીપણ શોક પ્રદર્શીત સ્યામ ચુંદડી અને વસ્ત્રો તેમને ધરાવવામાં આવતે? હમો નથી ધારતા કે તેમ શ્રી જદુનાથજીના વંશનાઓ કરતે. આ હકીકત ખરેખર ગંભીર વિચારો સુચવનારી છે. હમોએ છઠ્ઠા ઘરના ઠાકુરજી તરીકે શ્રી બાળકૃષ્ણલાલજીને મુકયા છે અને તે સામે પ્રશ્નનું ચીન્હ કર્યું છે તેનું કારણ એટલુંજ કે એ ઠાકુરજીને છઠ્ઠા લાલના એટલે છઠ્ઠા ઘરના કરવાની ઈચ્છા હતી પણ તે ઇચ્છા ફળીભુત ન થઈ એટલે તે છઠ્ઠા ઘરના બની શકયા નહીં આ તો લૌકીક વ્યવ્હારમાં વેસવાળ વખતનો જે ઘાટ થાય છે તેવો ઘાટ થયલો હોય એમ જણાય છે. જેમ એક કન્યાના વેવિસાલનું નામ એક પુરૂષ સાથે પાડવામાં આવ્યા પછી તેમજ ગોળધાણા પણ ખવાયા અને વ્હેંચાયા પછી પાછળથી તે વેવિસાળ તોડી નાંખવામાં આવે તો છાંડેલી કન્યા અડધી પરણેલી હોય તેમ માની તેને બીજે ઠેકાણે વરાવ્યા છતાં પણ આગલા ઘરની ગણાતી હોય તેમ માનવામાં આવે છે, અને

તેવી રીતે કેટલાંક ઓળખે પણ છે. દાખલા તરીકે શ્રીનાથદ્વારના ટીકેટ મહારાજના ચીરંજીવીના વહુજી મહારાજ તે કયા ? પેલા, જેનું ગો: શ્રીદેવકીનંદનાચાર્યજીના લાલજી સાથે વેસવાળ થયું હતું પણ પાછળથી તે તુટવાથી તે ઘરથી છંડાયલા હતા તે. તેજ પ્રમાણે આ શ્રી બાળકૃષ્ણજીની અને શ્રી જદુનાથજી ।। શ્રી ગુશાંઇજીની બાબતમાં બન્યું હોય તેમ સમજવાનું છે. આવા કારણુથી હમોએ તે સ્વરૂપને અડધા છઠ્ઠા ઘરના હોય એવી શંકાથી પ્રશ્નરૂપી ચીન્હ કર્યું છે પણ ઉપરની સેવા નિધીને લીધે એક વૈષ્ણવ તરીકે તેમ માનવું ઉચીત નથી. આતો દુ:ખ ઉપર ડામ દીધા જેવું થાય છે. છાંડેલી કન્યા બીજે ઘરે પરણ્યા પછી આગલા ઘરની વારંવાર યાદ દેવડાવવી એટલુંજ નહી પણ તેના અગાઉના ઘરનાના કોઈ શુભ પ્રસંગે તેને ખાસ શોક ઉત્પન્ન કરે એવા વસ્ત્ર નવા ઘરમાં પહેરાવવા એ કાંઈ થોડી ઘણી દુઃખાપતની વાત હોય નહી. સંપ્રદાયમાં ભાવના મુખ્ય હોવાથી શ્રીજદુનાથજીના પ્રાગટ્ય દિવસને શ્રીઠાકુરજી પાસે શોકનો દીવસ પળાવવો એ શું કોઈ રીતે તેવી આજ્ઞા કરનારને શોભા આપનારૂં છે ? આનો અર્થ પ્રાકૃત જનોમાં શું થાય ? જદુનાથજી જેવા બાળકનું પ્રાગટ્ય થવું જોતું નહતું તે છતાં થયું તે માટે મોટી દીલગીરી છે એવી ભાવના ઉત્પન્ન થાય. જો આ શ્રીજદુનાથજી માટે આવો તિરસ્કાર હોય તો તેમના ઘરના નિમીતની સેવા લેવી કેમ સારી લાગે છે ? તેમના ઘરના ઠાકુરજી શ્રીબાળકૃષ્ણજી છે એમ મનાવવા કેમ તૈયાર થાઓછો ? એ ઘરના એટલે છઠ્ઠા ઘરના ઠાકુરજીની સેવા ભેટ માટે શું જોઈને મંદીરોમાં

તે ઘરના નામનાં પાટીઆં રાખવામાં આવે છે? તેમજ પુસ્તકો છપાવી તેવી માંગણી શું જોઈ કરવામાં આવે છે? આ તો શ્રીજદુનાથજીના નામના પ્રતાપનોઅને ઘરનો લાભ તો લેવો ખરો. પણ તેના ઉત્સવના દીવસે તેમના નામ તરફ શ્રીઠાકુરજી દ્વારે આચાર્યને ન શોભે તેવો તિરસ્કાર ઉપર જણાવેલી આજ્ઞાથી પ્રદર્શિત કરવો એ હકીકતથી કેવળ આર્થીક લાભ માટે ધાર્મીક લાભનું બળીદાન આપવા જેવું વર્તન હમોને તો લાગે છે. પછી તો મોટા કરે તેની વાહા! વાહા! અને છોટા કરે તેની છી! છી! એમ સમજી લેવું.

હવે શ્રી મુકુંદરાયજીને છઠ્ઠા ઘરના ઠાકુરજી છે એ કેવળ કપોલ કલ્પીત અને સંપ્રદાયના નિયમો વિરૂધ્ધ છે. શું આ શ્રી કલ્યાણરાયજીને છઠ્ઠા ઘરના ઠાકુરજી તરીકે પદભ્રષ્ટ કરવામાં આવ્યા છે કે કેમ? દરેક ઘરમાં ઠાકુરજી મુખ્ય એકજ હોય છે. એક મ્યાનમાં બે તરવાર હોઈ શકતી નથી. શ્રી મુકુંદરાયજીને છઠ્ઠા ઘરના છોટા વંશના બાળકને માથે પધરાવ્યાથી શું એમ ઠરે છે કે તેમની પહેલા લગભગ ૨૦૦ વર્ષથી છઠ્ઠા ઘરની રાજગાદી ભોગવતા શ્રી કલ્યાણરાયજીને પદભ્રષ્ટ કરી તેમની જગાએ આ શ્રી મુકુંદરાયજીના સ્વરૂપને છઠ્ઠા ઘરની ગાદીનશીન કરવામાં આવ્યું છે? ગુશાઈ બાળકોના મનમાં એવો ખ્યાલ પોતાના ઇષ્ટદેવ ઠાકુરજી માટે હોઇ શકેજ નહીં. એ તો પ્રેમલા વૈષ્ણવ સેવકોના મનના તુરંગોજ સમજવાના છે અને જેમ શ્રી દેવકીનંદનાચાર્યજીએ વૈષ્ણવો પ્રત્યે તા. ૧૮–૭–૮૫ ના પત્રના પેરા ત્રણમાં લખ્યું છે કે " આપણા સંપ્રદાયને

વગોવનારામાંનો ઘણો ભાગ હમારા લોકોના દુરાચરણનો દોષ દેખાડે છે, પરંતુ ખરી રીતે જોઇએ તો તે દોષના સંપૂર્ણ ભાગી અમેજ છીએ એમ નથી. તેમાં વૈષ્ણવોનો પણ પુષ્કળ દોષ છે જો તેઓ હમારી બગડેલી વૃત્તીને ઉત્તેજન ન આપે, તથા તેને અટકાવવાનો પ્રયત્ન કરે તો નક્કી થોડા કાળમાં તે નિર્મુળ થયા વિના રહેજ નહીં. દુરાચારની વૃદ્ધિ તેને ઉત્તેજન મળવાથીજ થાય છે." આવોજ ઘાટ કાશીવાળા મહારાજની બાબતમાં આ શ્રી મુકુંદરાયજીની બાબતની તકરારને વૃદ્ધિ કરવાનો પેલા મારવાડી સેવકે કેમ કર્યો નહી હોય? અસ્તુ. હમોને મળેલી હકીકતો અને હમોએ આપેલી વંશાવળીઓ ઉપરથી અનુમાન ઉપર આવ્યા છીએ કે શ્રી મુકુંદરાયજીએ છઠ્ઠા ઘરના ઠાકુરજી શ્રી કલ્યાણરાયજીને ખસેડી તેની જગા કદીપણ લીધી નથી. શ્રી ગુશાંઇજી સ્થાપિત આ શ્રી કલ્યાણરાયજીને કોઇપણ તેમની પ્રજા દૂર કરી પોતાના ઠાકુરજીને છઠ્ઠા ઘરના છે એમ મનાવતી નથી. ગુરૂદક્ષણામાં ટીકેત વડીલોએ જે કાંઈ કાશીવાળા મહારાજ શ્રી ગીરધરજીને બક્ષીસ કર્યું છે, તેની આડે કોઇ પણ ગુશાંઈનું બાળક આવવા ઇચ્છતું નથી. સર્વદા શ્રીનાથદ્વારના ટીકેટ મહારાજોની આજ્ઞાનુસાર વર્તન કરવા બીજા ઘરોવાળા તત્પર હોય છે આવી આજ્ઞાંકીત વૃત્તિઓનો બાકીના ઘરની આજકાલની તરૂણ પ્રજાએ ગેરલાભ લેવાનો નથી. આંગળી આપતાં પહોંચાની આશા કરવી જોઇએ નહી. ગુરૂ દક્ષણામાં મળ્યા ઉપરાંતની માંગણી કરવી તે ફક્ત તરૂણ વયના બાળકોની અયોગ્ય મનોવૃતીને ઉશ્કેરનારા પ્રેમલા વૈષ્ણવોની ઉશ્કેરણીજ સમ-

જવાની. પણ એવી અયોગ્ય માગણી ઉપર શ્રીનાથદ્વારના હાલના ટીકેટ મહારાજે પોતાના સ્વ-અક્ષરોથી જે દાબ મુકયો છે તે માટે તેમને ખરો ધન્યવાદ છે. તેમનું આવી બાબતોમાં જે કાંઈ વર્તન થાય છે તે ધર્મ-શાસ્ત્રપરાયણ હોય છે અને સર્વદા તેમને સંપ્રદાયનું તેવીજ રીતે રક્ષણ કરવા સારૂ દીર્ઘ આયુષ આપો એવી હમારી પ્રભુચરણમાં પ્રાર્થના છે.

છઠ્ઠા ઘરના ઠાકુરજી શ્રી કલ્યાણરાયજીનો પાટોત્સવ માહાવદ ૭ નો આપવામાં આવ્યો છે તેમાં ભુલ થઇ છે. શ્રીનાથજીનું અને શ્રી કલ્યાણરાયજીનું પ્રાકટ્ય ચૈત્ર વદ ૧૧ નું એકજ દીવસનું છે. પ્રાકટ્યને બદલે પાટોત્સવ ભુલથી લખાઈ ગયો છે.

હમોએ આ સાથની ટીપણીમાં માનવંતા શેઠ ચત્ર-ભુજ મોરારજી અને શેઠ ત્રીભુવનદાસ વરજીવનદાસના ચીત્રો આપવા ઈચ્છા કરી હતી તે પ્રમાણે તેમના બ્લોકો પણ તૈયાર કરાવવામાં આવ્યા છે પરંતુ તેવા ચીત્રો મુકવાથી આ ટીપણીનો ઉપયોગ સંપ્રદાયિક નિયમો પ્રમાણે અપ્રશમાં થઈ શકશે નહી એવું ગો. શ્રી ગિરધરલાલજી મહારાજનું બોલતું થવાથી હમોને તે ચીત્રો આ ગ્રંથમાં આપવાનો વિચાર બંધ રાખવો પડયો છે. પણ છુટા મુકીશું જેનો ઉપયોગ વાંચનારે મરજી પ્રમાણે કરવાનો છે. તે ચીત્રો સાથે હમારૂં ચીત્ર મહારાજશ્રીએ જોઇ તેને પણ સાથે છુટું રાખવા મહારાજશ્રીએ ઘણો આગ્રહ કરવાથી તે બે ચીત્રો સાથે છુટું રાખવામાં આવ્યું છે.

આ ગ્રંથમાં શેઠ ત્રીભુવનદાસ વરજીવનદાસ માટે હમોએ જે કાંઈ લખ્યું છે તે તમામ કાઢી નાંખવા સારૂ

હમોને શેઠજીનો ઘણો આગ્રહ થયેલો. એ ભાગ હમોએ મહારાજશ્રીઓને વંચાવ્યો તેઓ પણ અનુભવથી શેઠજી માટે લખેલો ચીતાર અક્ષરે અક્ષર ખરો હોય તેમ કહેવા લાગ્યા અને ખાસ આજ્ઞા કરી કે તેમાંનો એક પણ ભાગ હમારે કમી કરવો નહી. હમારે હવે કોની આજ્ઞા પાળવી ? એક તરફ હમારા મુરબી પ્રેસીડંટ સાહેબ અને બીજી તરફથી હમારા ધર્મગુરૂઓ. આ બેમાંથી કોની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાથી શું પાતક લાગે છે તે માટે શ્રીમહાપ્રભુજી ચરણના નિબંધમાં જણાવેલા સીદ્ધાંત તરફ નજર કરીએ છીએ તો શેઠજીની આજ્ઞા આ બાબતમાં ઊલ્લંઘવી અને ધર્મગુરૂઓની પાળવી એમાં હમારૂં અલૌકીક બાબતમાં શ્રેય માનીને તે ભાગમાં કાંઈ કમીપણું કર્યું નથી. હીંદુઓ લૌકીક સુખ કરતાં અલૌકીક સુખને અગ્રસ્થાન આપે છે તે પ્રમાણે હમોએ આ બાબતમાં હમારૂં વર્તન કરેલું છે. શેઠજીની આજ્ઞા ન પાળી શકવાથી હમો તેમની વિનયપુર્વક ક્ષમા માગીએ છીએ જે તેઓ ઉદારવૃતીથી આપશે.

હમોએ પર્વ તિથ્યાવળી વૈષ્ણવોને માટે એવી તો તૈયાર કરી છે કે તે કાયમને માટે ઉપયોગી થશે. મહારાજોની સારી ઓળખ કરાવવા સારૂ તેમના પીતાશ્રીનાં નામ, કયા ઘરના–મુળ શ્રીવલ્લભાચાર્યથી કેટલામી પેઢીએ–બીરાજવાનું મુખ્ય સ્થળ અને તેમને માથે બીરાજતા ઠાકુરજી વિગેરે વિગેરે બાબતો આપવામાં આવી છે, તેની સાથે તેમના પ્રાગટયના સંવત વર્ષો કાઉન્સમાં આપવામાં આવ્યા છે. પેઢીના આંકડા નીચે જે આંકડો આપવામાં આવ્યો છે તે કુટુંબમાં કેટલામી સંખ્યાના લાલજી છે તે જણાવે છે. આ વર્ષો

અને મીતિઓ ઘણા ઘણા કલ્પવૃક્ષો એકઠા કરી આપવામાં આવ્યા છે. જ્યાં બે વર્ષ અથવા મીતિ આપવામાં આવી હોય તો તે જુદાં જુદાં કલ્પવૃક્ષોમાં અપાયલી છે તેમ સમજવું.

આ પર્વ તિથ્યાવળીમાં શ્રીઠાકુરજીના પાટોત્સવો પણ જ્યાં જ્યાંથી મળ્યા છે તે આપવામાં આવ્યા છે.

શ્રીપોરબંદરવાળા શ્રીજીવણલાલજી મહારાજના શ્રી મદનમોહનજીનો પાટોત્સવ માગસર વદ ૧૨નો માનેલો છે. ટીપણીમાં વદ ૧૧નો આપવામાં આવેલો છે તે ભુલભરેલો છે.

હમોએ ભુતળ ઉપર બીરાજતા મહારાજોની મુળ આચાર્ય શ્રી મહાપ્રભુજીથી સીધી લીટીની વંશાવળી કુળ પાંચ તૈયાર કરી છે. એ વૈષ્ણવોને ઉપયોગી થશે એવી ઉમેદ છે હમારી આગળ તમામ ગુસાઈના બાળકોની તૈયાર કરેલી વંશાવળી છે પણ આ વર્ષે અત્રે આપવા સગવડ નથી. આવતી સાલ જો હમોને નવી ટીપણી કાઢવાનો પ્રસંગ આવશે અને તે માટે હમારી આયુષ હશે તો તે વંશાવળી અને બીજા નવા નવા વિષયો પ્રગટ કરીશું એવી હમો આશા ધરાવીએ છીએ પછી જેવી ભગવત્ ઇચ્છા.

છેવટે હમો આ વર્ષે બે સાલની ટીપણી મોડી મોડી પણ કાઢવા શકતીવાન થયા છીએ તે બદલ પ્રથમ ઉપકાર શ્રીનાથદ્વારના ટીકેટ શ્રીગોવર્ધનલાલજી મહારાજના શાસ્ત્રી નંદકીશોરજીનો માનીએ છીએ કે જેઓની આવશ્યક સુચનાને લીધે હમોને જનસમાજની ખરી કસોટીએ ચઢવાનો પ્રસંગ આવ્યો, બીજો ઉપકાર મુંબઈમાં

બીરાજતાં કેટલાક ગોસ્વામી મહારાજોનો માનીએ છીએ કે તેઓની હમારા પ્રત્યે ખરી લાગણીથી આ ટીપણું બનાવવામાં, વખતો વખત સુચનાઓ કરી સંગ્રહસ્થાન તૈયાર કરાવ્યું પણ શ્રીનાથજીની ટીપણીમાં આવશ્યક સુચનાને લીધે બહાર પ્રગટ થવાની હીમત ન કરતા હમોને મથુરાવાળા મહારાજ શ્રી ગિરધરલાલજી પાસે જવા અને તે કાર્યમાં મદદ માગવા સલાહ આપેલી. તે પછી ઉપકાર હમારા કેટલાક ભટ્ટ વર્ગના મીત્રોનો માનીએ છીએ કે તેઓએ હમોને આ ટીપણુની બાબતમાં પ્રસંગોપાત મદદ કરી છે તેવીજ રીતે રા. રા. મૂલચંદ તેલીવાળાનો પણ ઉપકાર માનીએ છીએ કારણ કે તેમની સુચનાઓથી વધારે હકીકત પ્રાપ્ત કરવા સામર્થવાન થયા હતા. તે પછી ઉપકાર આજ્ઞા આપનાર મહારાજોનો, હમારા ખરા અંતઃકરણથી માનીએ છીએ કે આવશ્યક સુચનાનો ખરો અર્થ કરી ધર્મ શાસ્ત્રનો બાધ ન આવે તેવી રીતે હમોને આ ટીપણીઓ અને ટીપણુ તૈયાર થયા પછી ઉપર જણાવ્યા પ્રમાણે ફરીથી ગ્રંથ વંચાવી સાંભળ્યા પછી પ્રગટ કરવાની આજ્ઞા આપી છે, એટલુંજ નહીં પણ સંપ્રદાઈક સેવાથી સંતુષ્ટ થઈ ખાત્રીપત્રકો આપ્યાં છે, અને વિઘ્નસંતોષીઓની ખટપટોને બીલકુલ મચક આપી નથી. તે પછી ઉપકાર આ સંસ્થાના પ્રમુખ સાહેબનો કે તેઓએ પોતાની અમુલ્ય સલાહનો આ ટીપણુની બાબતમાં પ્રસંગોપાત લાભ આપેલો છે, અને આ ટીપણી ઉત્તમ પ્રતીની બનાવવા સંપૂર્ણ ઉત્તેજન આપ્યું છે.

આ ટીપણી અને ટીપણુ અથવા સંગ્રહસ્થાન છાપવા માટે હમોને હમારા મીત્ર રા. રા. મગનલાલ અને તેમના મોટા ભાઇ મોહનલાલ જગજીવનદાસે જે સગવડ કરી આપીછે તે માટે હમો તેમનો પણ ઉપકાર માનીએ છીએ.

છેવટે ઉપકાર હમારે હમારા હાયતળે કામ કરનાર મુખ્યાજી પ્રાણુજીવનદાસ કેશવજીનો જેની પ્રસંશા સેવા માટે ગો. શ્રી મધુસુદનલાલજી મહારાજે પોતાના ખાત્રીપત્રકમાં કરી છે તેનો તેમજ મહેતાજી છગનલાલ કરૂણાશંકરનો માનીએ છીએ કે જેઓની સહાયતાથી હમો આ સંસ્થામાં સારૂં કામ કરતા હોઇએ તેવું માન પામવા ભાગ્યશાળી થયા છીએ.

છેવટે હમો હમારા તરફથી એટલુંજ જણાવીશું કે આ ટિપણુ અથવા સંગ્રહસ્થાનમાં કોઈની લાગણી દુ:ખાવા જેવું હમોએ લખ્યું નથી, તે છતાં પણ ધર્મ સ્વરૂપે બોલતા–લખતાં જો કોઈની પણ લાગણી દુ:ખાઇ હોય તો તે માટે એક મંત્રી તરીકે ક્ષમા ચાહીએ છીએ. દરેકને રાજી કરી શકાતું નથી અને દરેકને જો રાજી કરવા કોઈ પ્રયાસ કરે તો તે દરેકને અકારો થયા વિના રહે નહી. મોટા દીલથી સૌએ હમારી તરફ જોઈ હંસવૃતીથી સાર ગૃહણ કરવો એવી ઉમેદ છે.

ટીપણુમાં પ્રુફો તપાસતાં જો ભુલો રહી ગઇ હોય તેનો બનતો સુધારો શુદ્ધીપત્રકમાં કરવામાં આવ્યો છે, છતાં પણ જો તેવી ભુલ નજરે પડે તો તે માટે વાંચક વૃંદે હમોને ક્ષમા કરવી.

આ વર્ષમાં બધી બાબતોની મોંઘવારીને લીધે તેમજ આ જે કદની ટીપણી અને ગ્રંથ થયો છે તેનું નુચ્છાવર રૂ. ૧) રાખવામાં આવ્યું છે બે સાલની ટીપણી અને તેમાં આપેલા વિષયોના પ્રમાણમાં આ નુચ્છાવર ઘણુંજ થોડું છે એમ આ ગ્રંથ વાંચ્યા પછી લાગ્યા વિના રહેશે નહી.

સંવત ૧૯૭૩ જેઠ સુદ ૧૦.

કેથીડ્રલ સ્ટ્રીટ, મુંબઈ.

**કાશીદાસ નારણદાસ દલાલ.**
તે પંડિત શ્રીગટ્ટુલાલજીની સંસ્થાના
માન્યાધીકારી મંત્રી.



# આજ્ઞા પત્રિકા.

## પત્રિકા નં. ૧

## ॥ શ્રીકલ્યાણરાયો જયતિ ॥

## ॥ हमारे बहोत करके आशिरवाद ॥

"સ્વસ્તી શ્રમદ્‌ગોસ્વામિ શ્રીગિરધરલાલજી મહા-
"રાજ શેરઘઢવાળા સ્મર્ણાં સ્વકીયેષુ પરમ વૈષ્ણવેષુ
"શ્રીહરી ગુરૂસેવા પરાયણાંતઃ કરણેષુ શ્રી ૨. નીજ સેવક
"વૈષ્ણવ વકીલ કાશીદાસ નારાયણદાસ સહ પરીવારેષુ
"શુભાશીષ: સમીહતત્રાસ્તુ અપરંચ સમાચાર જાનોગે
"જે તમોએ હમારા મામાજી શ્રીપંચનદી ગટ્ટુલાલજીના
"સંસ્થામાં સેક્રેટરી તરીકે કામ કરો છો, અને
"તમોએ જે ટીપણી તેમની તરફથી અસલથી છપાતી
"આવે છે તે પ્રમાણે તમોએ છપાવી છે તે પ્રમાણે
"તેમનું ધર્મ સંબંધી જે કાંઇ કામ કરો છો, તે
"બાબતપર હમો તમોને ધન્યવાદ આપીએ છીએ.
"સદા તમો એ પ્રમાણે કામ કરો છો તે બાબતમાં
"હમો હમારા અંતઃકરણથી આશીષ દઈએ છીએ,
"અને તમો સં. ૧૯૭૩–૧૯૭૪ની ટીપણી અને તેની
"સાથેના ગુજરાતી વિષયો છપાવો તે માટે હમારી
"આજ્ઞા છે અને તે પ્રગટ કરો તે વખતે હમારી
"આજ્ઞા લેશો. આ પત્ર છપાવવાની તમોને હમારી
"આજ્ઞા છે. મીતી સંવત ૧૯૭૩ વૈશાખ શુદ ૧૧ ને
"બુધવાર. ચીરનજીવી શ્રીવલ્લભલાલ બાવાકે આશી-
"રવાદ ॥ ઓર તુમને જે સંપ્રદાઇ સેવા કરી છે
"તેપર હમો બહોત પ્રસન્ન ભયે હેં ॥"

## પત્રિકા નં. ૨

## ॥ શ્રી નટવરમુર્તિ વિજયતી ॥

॥ हमारे आशीरवाद

| |
|---|
| श्रीनटवरेश चरण शरण |
| नमाः गोः श्रीव्रजराजात्मज |
| गोः मधुसुदनस्य मुद्रिका |
| संवत १९१८. |

" સ્વસ્તી શ્રીમદ્ ગોસ્વામી શ્રી મધુસુદનલાલજી
" મહારાજ રાજનગરવાળા સ્મર્ણાં સ્વકીયેષુ શ્રીહરી
" ગુરૂસેવા પરાયણાંતઃ કરણેષુ શ્રી શ્રી પરમ ભગવદીય
" વૈષ્ણુવ કાશીદાસ નારાયણુદાસકું બોહોત બોહોત
" કરકે આશીર્વાદ અપરંચ તમે ટીપણી છપાવી છે
" અને તે મધ્યે જે જે સંપ્રદાઈ વિષયો બીજા છપાવેલા
" છે તે તમોએ હમોને વાંચી સંભળાવ્યા તેથી હમારો
" ચીત્ત ઘણોજ પ્રસન્ન થયો તેથી હમો પ્રસન્ન થઈને
" આશીરવાદ આપીએ છીએ કે તમો સદા સંપ્રદાઇ
" વિષયોપર એવું ધ્યાન આપતાં રહો અને તે ઉપર
" હમારી પાસે જેવો તમોએ હમણા ખુલાસો કીધો
" તેવો ખુલાસો હરહમેશ કરતા રહો એમાં હમો બીલ-
" કુલ નારાજ નથી. હમો પ્રસન્નતાથી આશીરવાદ
" દઈએ છીએ અને હમારી આજ્ઞા બઇ જે કાંઈ સંપ્ર-
" દાઇ વિષય છપાવશો અને જગપ્રસિદ્ધ કરશો તેમાં
" હમારી આજ્ઞા છે સંવત ૧૯૭૩ વૈસાખ વદ ૭ ને
" વાર રવીવાર.

" ચીરંજીવી શ્રી રણછોડલાલ બાવાના આશીર્વાદ.

# ૭.

## રંગીન ચિત્રાવળી

૧ શ્રી ઠાકુરજી

૧ શ્રી આચાર્યજી

૧ પંડિત શ્રી ગટ્ટુલાલજી

રંગીન ચિત્રાવળીમાં સંસ્કૃત શ્લોકોની

# શુદ્ધિપત્રિકા.

| ચિત્ર. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| શ્રી નાથજી | १ | शमनायापउश्रित: | शमनायय-उत्थित: |
| | २ | भूत | मूत |
| શ્રી આચાર્યજી મહાપ્રભુજી અને તેમના સેવકો | २ | वाक्यार्थं, | वाक्यार्थः |
| પહેલાલાલ | १ | मोतम् | मतम् |
| શ્રી ગોકુળ-નાથજી ચોથા લાલજી | २ | सिद्धो | सिद्धौ |
| છઠ્ઠાલાલ શ્રી જદુનાથજી | १ | कृष्मो संकृतः | कृष्णस्य कृत: |
| | | मेघे | मेघे |
| | | वभृतेव | वभृर्थने |
| | २ | पुनरेव | पुनरेति |
| | | कृष्मः | कृष्ण: |
| | | प्रणामि | प्रणामी |
| | | पुनर्वाय | पुनर्भवाय |
| શ્રી ઘનશ્યામજી સાતમાલાલ | १ | बहा | महा |
| | २ | पराम | तेनमे पराम |

| ચિત્ર. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| | ३ | मद्यप्राश्रयः | मद्वयप्राश्रय |
| | ४ | शाश्वत | शाश्वतं |
| શ્રી દિગ્વિજયી શ્રી પુરૂષોત્તમ લાલજી | २ | त्यक्तवा | त्यक्त्वा |
| કાશીવાલા ગ્રંથકાર શ્રી ગિરધરજી | १ | अंतकाळे | अंतकाले |
| શ્રી દેવકીનંદના ચાર્યજી | २ | परां | परा |
| શ્રી ગોવર્ધન લાલજી | २ | वशभ्यु | वशमभ्यु |
| શ્રી ગોકુળનાથજી (સંધ્યાવંદન) | २ | चेत | चेतः |
| પંડિત શ્રી ગટ્ટુલાલજી | १ | गुरोमुखो प्रविश्यति | गुरोर्मुखा प्रवेक्ष्यति |

---

## ટીપણની
## શુદ્ધિપત્રિકા.

| પાન. | પેરા. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|---|
| ૧૧ | ૩ | ૪ | વગ | વર્ગ |
| ૧૩ | ૧ | ૩ | આપણે | આપણુ |

**નોંધ**—પાન "૨૫ ક" થી "૨૫ મ" સુધી નાને "૨૪ ક" થી "૨૪ મ" છે, એમ વાંચવા.

શ્રીનાથજી.



व्रज स्त्री विप्रयोगाग्नि शमनायापडाश्रितः ॥
दिनांतेद्भुतजीभूतस्तच्छायास्तु सदामपि ॥ १ ॥

श्रीरघुनाथ चरणौ:

# શ્રી આચાર્યજી મહાપ્રભુજી.



( પ્રાગટ્ય ૧૫૭૨ માગશર વદી ૯ )

इत्थं भूतगुणो हरिः ।

શ્રીહરિ પ્રેમ ભક્તિરૂપજ છે

श्रीकृष्ण कृष्ण कृष्णेति, कृष्णनाम सदा जपन ।
आनन्दः परमानन्दं, वैकुण्ठं तस्य निश्चितम ॥



શ્રી મહાપ્રભુજી, ૨ શ્રી ગુસાંઈજી, ૩ શ્રી ગિરધરજી,
શ્રીગોવિંદરાયજી, ૫ શ્રીબાલકૃષ્ણજી, ૬ શ્રીગોકુલનાથજી,
શ્રીરઘુનાથજી, ૮ શ્રીયદુનાથજી, શ્રી ઘનશ્યામજી.

**શ્રી આચાર્યજી મહાપ્રભુજી. અને તેમના સેવક**
**દામોદરદાસ હરસાણી, કૃષ્ણદાસ મેઘન,**
**માધવભટ્ટ.**



वेदवाक्ये महावाक्यं, पुराणे भारते तथा ।
श्रीमद्वल्लभवाक्यार्थं, श्रीकृष्णः शरणं मम ॥
तस्मात् सर्वात्मना नित्यं, श्रीकृष्णः शरणं मम ।
वदद्भिरेव सततं स्थेयमित्येव मे मतिः ॥

શ્રી પુરૂષોત્તમજી. શ્રી ગોપિનાથજી.



( પ્રાગટ્ય ૧૫૮૭ ભાદરવા વદ ૮ ) ( પ્રાગટ્ય ૧૫૬૭ ભાદરવા વદ ૧૨ )

अनन्याश्चिन्तयंतोमां येजनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥

અર્થ—જે પુરૂષો અનન્યભાવથી મારૂં ચિંતન કરતા થકા મારી ઉપાસના કરે છે તે નિત્ય આદર પૂર્વક મારૂં ચિંતન કરનારા પુરૂષોના યોગક્ષેમને હું વહન કરૂં છું.

# શ્રી ગુસાંઈજી.



( પ્રાગટ્ય સંવત ૧૫૭૨ માગશર વદ ૯ )

**मातृवत परदारेषु परद्रव्येषु लोष्टवत ।**

**आत्मवत सर्वभूतेषु यः पश्यति स पश्यति ॥**

અર્થ જેની વૃત્તિ પરસ્ત્રીઓમાં માતા સમાન છે, જે પરદ્રવ્યને માટીના ઢેફા સમાન માને છે, તથા ભૂત માત્રને પોતા તુલ્ય જુવેછે; તેજ ખરેખરૂં જુવે છે.

## શ્રી ગુશાંઇજી અને તેમના સાત બાળકો.



योभजति रसति स आनंदी भवति ।
तमेव विदित्वाति मृत्युमेतिनान्य: पंथाविद्यते
ऽयनाय ॥

# પહેલા લાલ શ્રી ગિરધરજી.



( પ્રાગટ્ય ૧૫૯૭ કારતક સુદ ૧૨ )

ये मायया ते हतमेधसस्त्वत्पादारविन्दं भवसिन्धुपोतम् ।
उपासते कामलवाय तेषां रासीश कामान्निरयेऽपि ये स्युः ॥

# બીજા લાલ શ્રી ગોવિંદરાયજી.



( પ્રાગટ્ય સં. ૧૫૯૯ કારતક વદ ૮

अनन्याश्चिंत यंतो मां येजनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम ॥

## ૩ જા લાલ શ્રી બાળકૃષ્ણલાલજી.



( પ્રાકટ્ય ૧૯૦૬ ભાદરવા વદ ૧૩ )

अनित्यानि शरीराणि विभवो नैव शाश्वतः ।
नित्यः सन्निहितो मृत्युः कर्त्तव्यो धर्मसंग्रहः ॥

અર્થ:—શરીરો નાશવંત છે; તેમજ વૈભવો શાશ્વત નથી; અને મૃત્યુ નિત્ય પાસે રહેલું છે, તેથી ધર્મનો સંગ્રહ કર્યા કરવો.

# શ્રી ગોકુળનાથજી.



( પ્રાગટ્ય ૧૬૦૮ માગશર સુદ ૭ )

**यदृच्छा लाभसंतुष्टो द्वंद्वातीतो विमत्सरः ।**

**समः सिद्धा व सिद्धो च कृत्वापि न निबध्यते ॥**

અર્થ–દૈવેચ્છાથી પ્રાપ્ત થયલી વસ્તુથી સંતોષ માનનારો સુખદુઃખથી રહિત, મત્સર વિનાનો, કાર્યની સિદ્ધિ કે અસિદ્ધિને સમાન માનનારો, અનેક કર્મ કર્યાં છતાં પણ બંધાતો નથી.

अमास सर्वथा वर्ज करकर अजमास । मिती धरके प्रयाणकरना उस सबबसे चंद्रदोष भद्रा, भरणी, दिशाशूळ, योगिनी, काळ, घातवार, घाततिथि इत्यादि बहुत तरहका दोष होने पावेगा नहीं यह केवळ मुहूर्तराज है जो कोई उनपर विश्वास रखेंगे उनकूं अवश्य लाभ प्राप्त होयगा. किसदिन कौनकौन प्रहरसे कौन दिशोमें पर्यटन करनेसे क्या फल प्राप्त होवेगा एसब देखकर पर्यटन करना.

| १ | २ | ३ | ४ | दिशा. | | | |
|---|---|---|---|---|---|---|---|
| प्रहर | प्रहर | प्रहर | प्रहर | पूर्व | दक्षिण | पश्चिम | उत्तर |
| अर्थलाभ | सुख | मनमें चिन्ता | सुख | सुख | क्लेश | भय | द्रव्य |
| महाभय | क्लेश | सुख | कुशल | शून्य | नाश | दारिद्र | चिंता |
| अर्थलाभ | राज्यपद | सुख | विनाश | द्रव्य | दुःख | सगामिले | धनप्राप्ति |
| क्लेश | शुभ (होवे) | क्लेश | शुभ(न होवे) | क्लेश | भयनहोवे | धन | सुख |
| संकष्ट | क्लेश | भाग्य | सुख | लाभ | द्रव्यलाभ | धन | सुख |
| संकष्ट | क्लेश | परममित्र | अर्थप्राप्ति | भय | लाभ | मृत्यु | द्रव्यलाभ |
| विलंब | अर्थलाभ | सुख | सुख | लाभ | कष्टसुख | लाभ | सुख सुख |
| अर्थ प्राप्ति | बोत अच्छा होवे | मित्रप्राप्तहोवे | सुख | सुख | लाभ | कार्यसिद्धि | कष्ट |
| शीघ्रलाभ | संपूर्णलाभ | रस्तेमें मृत्यु | रस्तेमेंसुख | क्लेश | कष्ट | द्रव्यप्राप्ति | धन |
| रस्तेमें मृत्यु | अर्थपूर्ण | कुशल | मृत्यु | लाभ | द्रव्यनाश | शून्य | मित्र |
| मृत्यु | अर्थ प्राप्ति | सुख | कुशल | शून्य | सुख | मृत्यु | कष्ट |

॥ श्रीगोकुळनाथजीको वचनामृत. ॥ तीज तेरस एक. चोथ चऊदस एक० पंचमी पूनो एक

| पौ. | मा | फा. | चै. | वै. | ज्ये. | अ. | श्रा. | भा. | आ. | का. | मृ | महिना तिथीनके फल. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| १ | २ | ३ | ४ | ५ | ६ | ७ | ८ | ९ | १० | ११ | १२ | बहोत सुखहोय क्लेश न होय अर्थ पूर्णहोय, |
| २ | ३ | ४ | ५ | ६ | ७ | ८ | ९ | १० | ११ | १२ | १ | महाभारत होय, अशुभ, जीवनाश होय. |
| ३ | ४ | ५ | ६ | ७ | ८ | ९ | १० | ११ | १२ | १ | २ | अर्थ पूर्ण होय, कामना पूर्ण होय, |
| ४ | ५ | ६ | ७ | ८ | ९ | १० | ११ | १२ | १ | २ | ३ | क्लेशहोय जीवनाशहोय, कुशलसूं घर नही आवे. |
| ५ | ६ | ७ | ८ | ९ | १० | ११ | १२ | १ | २ | ३ | ४ | वस्तुलाभ होय, मित्र मिले, व्याधि मिटे, |
| ६ | ७ | ८ | ९ | १० | ११ | १२ | १ | २ | ३ | ४ | ५ | महा चिंता होय, वियोग होय, कदाचित्घर आवे, |
| ७ | ८ | ९ | १० | ११ | १२ | १ | २ | ३ | ४ | ५ | ६ | सौभाग्य पावे, रत्नसहित भलीभांतिसूं घर आवे |
| ८ | ९ | १० | ११ | १२ | १ | २ | ३ | ४ | ५ | ६ | ७ | मिलवो न होय, बहोत बुरो होय, जीवनाश होय, |
| ९ | १० | ११ | १२ | १ | २ | ३ | ४ | ५ | ६ | ७ | ८ | आशापूर्ण होय, सौम्यपावे, कामना सिद्धहोय, |
| १० | ११ | १२ | १ | २ | ३ | ४ | ५ | ६ | ७ | ८ | ९ | सौभाग्यपावे, दिनबहोत लगे, कुशलसूंघरआवे, |
| ११ | १२ | १ | २ | ३ | ४ | ५ | ६ | ७ | ८ | ९ | १० | क्लेशहोय, जीवनाशनही, सौभाग्य पावेनही, |
| १२ | १ | २ | ३ | ४ | ५ | ६ | ७ | ८ | ९ | १० | ११ | मार्गमें सिद्धि मित्रमिले, विघ्नमिटे धनकोलाभहोय. |

# ૬ ઠ્ઠા લાલ શ્રી જદુનાથજી.



( પ્રાગટ્ય ૧૬૧૩ ચૈત્ર સુદ ૬ )

एकोपि कृष्णोसंकृतः प्रणामोदशाश्वमेघे वभृतेव पुण्यं
दशाश्वमेधी पुनरेवजन्म कृष्णः प्रणामिन पुनर्वाय ॥ १ ॥

# શ્રી ઘનશ્યામજી.



( પ્રાગટ્ય ૧૮૩૭ ચૈત્ર સુદ ૯ )

ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ।
समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥
सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः ।
मत्प्रसादादवाप्नोति शाश्वतः पदमव्ययम् ॥



सार्वभृच्छिष्टं हि मे सर्वमात्मना सह किं ददे ॥
प्राणा दाराः सुता भृत्यान गृहाश्च सपरिच्छदाः ॥
राज्यं बलं मही कोश इति सर्वं निवेदितम् ॥

# શ્રી હરિરાયજી.



( પ્રાગટ્ય સંવત ૧૬૪૭ ભાદરવા વદ ૫. )

न वेद लोकसापेक्षा सर्वथा यत्र वर्तते ॥
सापेक्षता स्वामि सुखे पुष्टिमार्गः सकथ्यते ॥१॥
लोकवेद भयाभावो यत्र भावाति रेकतः ॥
सर्व बाधकता स्फूर्तिः पुष्टिमार्गः सकथ्यते ॥२॥

## દશદિગંતવિજયી શ્રી પુરૂષોત્તમલાલજી.



( પ્રાગટ્ય સં. ૧૭૨૮ ભાદરવા સુદ ૧૦ )

शतं विहाय दातव्यं सहस्रं स्नानमाचरेत् ।
लक्षं विहाय भोक्तव्यं कोटिं त्यक्त्वा हरिं स्मरेत ॥

## કાશીવાળા વિદ્વાન ગો. શ્રી ગીરધરજી ॥ શ્રી ગોપાળજી.



( પ્રાગટ્ય સંવત ૧૮૪૭ પોષ સુદ ૩ )

अंतकाळे च मामेव स्मरन् मुक्त्वा कलेवरम् ।
यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ॥

## યોગિ ગોપેશ્વરજી.



दान व्रत तपोहोम जपस्वाध्याय संयमैः ॥
श्रेयोभिर्विविधैश्चान्यैः कृष्णभक्तिर्हि साध्यते ॥१॥
न दानं न तपोनेज्या न शौचं न व्रतानिच ॥
प्रीयतेऽमलयाभक्त्या हरिरन्यद्विडंबनम् ॥२॥

શેરગઢવાળા ટિલકાયિત
**શ્રી ગિરિધરલાલજી.**
(પ્રા. ૧૯૨૨ ભાદ. વ. ૧૨)

ચિરંજીવી
**શ્રી વલ્લભલાલજી.**
(પ્રા. ૧૯૬૦ ભાદ. વ. ૭)



यस्य भक्तिर्भगवति हरौनिश्रेयसेश्वरे ।
विक्रीडतोऽमृतमं भोधौकिंक्षुद्रैः खातकोदकैः ॥

नाहंवेदैर्नतपसा न दानेन नचेज्यया ।

* * * * *

भक्त्या त्वनन्यया शक्य अहमेवं विधोऽर्जुन ॥

મુંબઈ—વેરાવળવાળા

ગો. શ્રી ગોરધનલાલજી ॥ શ્રી નૃસિંઘલાલજી.



પ્રાગટ્ય ૧૯૧૯ ભાદરવા વદ ૩.

यदि संतं सेवति यद्यसंतं तपस्विनं यदि वा स्तेनमेव ।
वासो यथा रंगवशं प्रयाति तथा स तेषां वशम्भ्यु पैति ॥

મોટા મંદિરવાળા

શ્રી ગોકુળનાથજી ॥ શ્રી જીવણલાલજી મહારાજ.



दूरेऽपि श्रुत्वाभवदीयकीर्तिं कर्णौहि तृप्तौ नचचक्षुषीमे ।।
तयोर्विवादं परिहर्तुकामः समागतोऽहं तव दर्शनाय ।।१।।

आपनो सेवक प्रकाशक

પંડિત શ્રી ગટ્ટુલાલજી.



गुरोर्मुखाद्विष्णुमंत्रो, यस्य कर्णे प्रविश्यति ॥
तं वैष्णवं महापूतं, जीवन्मुक्तं वदन्ति विदुरिति ॥ १ ॥

# ટીપણ

વૈષ્ણવ સાંપ્રદાયી ભિન્ન ભિન્ન

૩૪ વિષયોનું ગુજરાતીમાં

લખાયલું ટીપણ.

॥ श्री बालमुकुंदोजयति ॥

वृंदारण्य विहारं गोपीभिरास संचारं ।
श्रीमन्नंद कुमारम् वंदे वंदार मंदारं ॥

# પુષ્ટિમાર્ગના વૈષ્ણવોને ખાસ તેમજ ધર્મવિલાસીઓને સામાન્યપણે જાણવા અને મનન કરવા જેવા ધર્મના વિષયોનું ટીપણ અથવા સંગ્રહસ્થાન.

પંડિત શ્રીગટુલાલજીની સંસ્થા તરફથી સ્વર્ગવાસી રા. રા. વિઠ્ઠલદાસ રાજારામ દલાલ તરફથી વિધ વિધ પ્રકારના ધર્મ સંબંધી વિષયોનું અને ખાસ કરી પુષ્ટિમાર્ગ સંપ્રદાયનું રહસ્ય અને ખરૂં તત્વ શું છે તેની જાણ ધર્માભિલાષીઓને કરવા માટે પ્રગટ કરવામાં આવતા હતા, પણ તે ટીપણોની સાથે પ્રગટ કરતા નહીં આર્ય સુધર્મોદય સભા તરફથી નીકળતા ચોપાનીઆમાં તેવા વિષયો આપવામાં આવતા, તે પ્રથા પાછળથી બંધ થયલી જણાય છે. ફક્ત ટીપણીજ પ્રગટ કરવાની પ્રથા ચાલુ રહેલી છે. શુભ કાર્યો કરવામાં વિઘ્નોનો કાંઈ પાર હોતો નથી. ચાલુ નદીમાં પથરો મુકવો તેના જેવું એક પણ પાપ નથી. આ પ્રથા કેમ બંધ પાડવી તેનો વિચાર વિદ્વસંતોષીઓની વિચારમાળામાંનો એક હતો તે છેવટે પાર પણ પાડયો પણ "મને સહાય કરશે મોરારીરે" તે પ્રમાણે મોરારી શેરગઢવાળા ટીકેટ ગોઃ શ્રીગરધ લાલજી મહારાજ અને છઠ્ઠા ઘરના તેમજ રાજનગરવાળા ગોઃ શ્રીમધુસુદનલાલજી મહારાજના શુદ્ધ

અંતઃકરણમાં બીરાજી ઉક્ત પ્રથાને બંધ થતી બચાવી. આ પ્રથામાં હમોએ અગાઉની પ્રથા માફક જાતજાતના વિષયો ચોપાનીઆ આકારે પ્રગટ ન કરતાં ટીપણીની સાથેજ પ્રગટ કરવાનું હમારા માનવંતા પ્રમુખ સાહેબની ઈચ્છાનુસાર નક્કી કર્યું, અને એ ઈચ્છાને મજકુર મહારાજશ્રીઓએ અનુમોદન આપવાથી હમો આ સંસ્થાની ટીપણમાં ધર્મવિલાસીઓને તરેહતરેહના વિષયોનું અવલોકન કરાવીએ છીએ.

## ૧ વૈષ્ણવ સંપ્રદાય.

દરેક ધર્મમાં ઇશ્વર છે એમ માનવામાં આવ્યું છે. તેનાં દર્શન અને પ્રાપ્તી માંટે ભિન્નભિન્ન મતમતાંતરો છે. હિંદુ વિચારો પ્રમાણે તેને ત્રીમુર્તિમાન માનવામાં આવ્યો છે તેજ વિચાર મુસલમાની ધર્મમાં તેમજ પારસી ધર્મમાં તેમજ ખ્રીસ્તી ધર્મમાં પણ નજરે પડે છે. હીંદુઓ ત્રીમુર્તિમા ૧ બ્રહ્મા, ૨ વિષ્ણુ અને ૩ મહેશ્વરને માને છે. તેમાં બ્રહ્મા સૃષ્ટિમાં પ્રાણીમાત્રના પેદા કરતા છે, વિષ્ણુ રક્ષણ કરતા છે, અને મહેશ્વર સર્વનો સંહાર કરતા છે. ખ્રીસ્તી મતમાં સ્વર્ગમાં જે બીરાજે છે તે ક્રાઇસ્ટનો પીતા છે, ભૂતળ ઉપર બીરાજમાન હતા તે ક્રાઈસ્ટ પોતે, અને તેનું અકાળ મૃત્યુ તેના દુશ્મનોએ ખીલા ઠોકીને નિપજાવ્યું તેનું થયું Ghost of Christ એટલે ક્રાઈસ્ટનું પ્રેત-ભુત તે ત્રીજા ક્રાઇસ્ટ. આ ત્રીમુર્તિ ખરેખર કહેવાય નહીં, કારણ કે જીવતો હતો તે ક્રાઈસ્ટ અને મર્યા પછીના ક્રાઈસ્ટનું પ્રેત વાસ્તવિક રીતે એકજ ગણાય. આપણામાં પ્રેત યોની બીલકુલ કોઇ ઇચ્છતું નથી પિતૃ કરતાં તે પ્રાણી હલકા

ફરજમાનો ગણાય છે. ઈસુ ક્રાઈસ્ટ જેવા મહાત્મા પ્રેત યોનીમાં પ્રાપ્ત થાય, તે પ્રેત યોનીમાં શ્રેષ્ટ ગણાવાથી તેને આપણા હીંદુ મત પ્રમાણે એક બ્રહ્મ રાક્ષસ કહેવામાં આવે. એ તામસિ પ્રકૃતિ હોય છે. આપણા મહેશ્વર પણ તામસિ પ્રકૃતિના છે, પણ તે પ્રેત નથી. પ્રેત વીગેરે ગણો તેની પ્રજા ગણાય છે. આટલો બે વચ્ચે તફાવત નજરે પડે છે. દરેક પ્રજામાં જોશો તો સૃષ્ટામાં ત્રણનો આંકડો શ્રેષ્ટ ગણાય છે. રોમન અને ગ્રીક પ્રજામાં પણ તેવોજ વિચાર ત્રણના આંકડા માટે પ્રચળીત હતો. પણ જો તે એકના આંકડાની જમણી બાજુ બીરાજે તો તે આંકડો ૧૩નો બને છે, જે યુરોપની પ્રજામાં અશુભસુચક છે પણ તેવું આપણા શાસ્ત્રમાં નથી.

આ સ્થળે ઉપર વાપરેલા બ્રહ્મરાક્ષસનો અર્થ ખાસ કરીને હમારે સમજાવવો જોઇએ કે જેથી અન્ય ધર્મવાળાની લાગણી દુ:ખાય નહીં. હીંદુ શાસ્ત્રોના મત પ્રમાણે ભૂત કોણ થાય ? જેનું અકાળ મૃત્યુ થયું હોય અને જેની વાંછનાઓ પાછળ રહી ગઇ હોય તો તેવી વાંચ્છનાને લીધે તે પ્રેત બને છે; તેવીજ માન્યતા ખ્રીસ્તીઓમાં હોય એમ શેકસપીયર કૃત હેમલેટના નાટકથી સિદ્ધ થાય છે. તેમાં જો કોઈ ઘણોજ વિદ્વાન હોય, અને શાસ્ત્રનું જ્ઞાન ધરાવતો હોય, તેવાનું જો અકાળ મૃત્યુ થઈ જાય તો તે પ્રેતયોનીમાં બ્રહ્મરાક્ષસ બને છે તે પ્રેતોમાં શ્રેષ્ટ ગણાય છે. એકાએક તેનો કોઈ પરાજય કરી શકતું નથી. ઈસુ ક્રાઈસ્ટ પરોપકાર પરગજુ હતા અને લોકોના કલ્યાણ માટે પોતે પોતાના પ્રાણની આહુતી આપી હતી. આહુતી આપતાં તેના મનમાં એટલી

તૃષ્ણા-વાંચ્છના રહી ગઈ કે મારે લોકોનું ભલુ વધારે કરવું હતું અને તે કરી શકાયું નહીં. આવી કલ્પનાએ તેને માટે પ્રેતયોની પ્રાપ્ત કરી જેથી તેને ઈંગ્રેજીમાં Ghost ભૂત-પ્રેત-કહેવામાં આવે છે. જાતે વિદ્વાન માટે તે વિદ્વાન પ્રેત એટલે હીંદુ મત મુજબ બ્રહ્મરાક્ષસ કહેવાય. આવો ઉત્તમ પ્રતીનો અર્થ હમોએ માનીને તે શબ્દ વાપરેલો છે માટે કોઇએ તેથી માઠું લગાડવાનું નથી. પણ અન્ય ધર્મના વિષયને બાજુ મુકી આપણે તો હીંદુ ધર્મ માટેજ લખીશું.

બ્રહ્મા સૃષ્ટીના પેદા કરતા છે ઘાટ ઘડનારા છે તેથી તેને કુંભારની ઉપમાં આપવામાં આવી છે. સરસ્વતી-વિદ્યા દેવી, તેમના પુત્રી ગણાય. તેમની પાછળ બ્રહ્મા મૈથુન માટે દોડ્યા છે એમ પણ આખ્યાઇકા છે. આ હકીકતને ગંભીર રૂપ આપવામાં આવે છે અને નિંદ્ય છે એમ માનનારા પણછે. પણ હમો આ હકીકતનો ગંભાર વિચાર કરીએ છીએ તો હીંદુ શાસ્ત્રમાં ધર્મોની બાબતો અલંકારીક રૂપકોમાં વર્ણવવામાં આવી છે અને તેવા રૂપકો નહીં સમજનારા તેવી વાતોનો કેવળ ખોટો અર્થ કરીને ગ્લાની પામે છે. તેમાંની આ એક હકીકત છે. ઉપર જણાવ્યા પ્રમાણે બ્રહ્માને કુંભાર માનેલા છે. કુંભારમાં જ્ઞાન કેટલું હોય વારૂ? કાંઈજ નહીં. જ્ઞાન પ્રાપ્ત કરવું એવું આ કુંભારને લાગ્યું. જ્ઞાન તો પોતાની ઘડેલી પુત્રી સરસ્વતીમાંજ હતું. જ્ઞાન હરકોઇ રીતે અને ગમે તેની પાસેથી, વૃદ્ધ હોય કે તરૂણ હોય કે બાળક હોય. તો પણ તેવાઓની પાસેથી પ્રાપ્ત કરવું એ શાસ્ત્રનો લેખ છે. રત્નને ઉકરડામાંથી લેવાનો બાધ નથી આ કલ્પના સીદ્ધ કરવાસારૂ ધર્મશાસ્ત્ર લખનારે

રૂપકનો ઉપયોગ કરેલો જણાય છે. આ કુંભાર પોતાની દીકરી સરસ્વતીની પાછળ દોડ્યા એટલે જ્ઞાન પ્રાપ્ત કરવા દોડ્યા. જેમ જેમ તે દોડવા લાગ્યા તેમ તેમ જ્ઞાન દૂર દૂર થવા લાગ્યું એટલે સરસ્વતીએ વધારે ઝડપથી નાસવા માંડયું. કુંભાર તેથી બીલકુલ ડગ્યા નહીં. તેઓ પણ વધારે ઝડપથી તેની પુંઠ પકડી. આટલા રૂપકથી સંતોષ નહીં થતાં, લેખકે હરણ અને હરણીની કલ્પના કરી. હરણ અને હરણી ચોપગા જાનવરોમાં વધારેમાં વધારે ઝડપથી દોડનારાં પ્રાણી ગણાય છે. માટે કુંભારની કલ્પના હરણમાં અને સરસ્વતી–જ્ઞાનની કલ્પના હરણીમાં કરી. અને બન્નેને એકબીજાની પાછળ દોડતા હોય તેવી કલ્પના ચલાવી. દોડતાં દોડતાં છેવટે હરણે હરણીને પકડી લીધી એટલે જ્ઞાન પ્રાપ્ત કર્યું. હવે આ જ્ઞાન પ્રાપ્ત કરવાની સીમાને પણ રૂપક આપેલું જણાય છે, અને તે એ છે કે જેમ સ્ત્રી–પુરૂષ મૈથુન વખતે એક થતા ગણાય છે. બે અર્ધાંગ મળી એક આખું અંગ થાય છે, તેમ આ હરણ અને હરણીને મૈથુન કરતાં હોય એટલે એકજ સ્વરૂપ બની ગયું હોય–એટલે કુંભારે સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કર્યું હોય–એટલે કુંભાર અને સરસ્વતી એકજ થઇ ગયાં હોય તે બનાવને મૈથુનનું રૂપક આપી વર્ણવેલો જણાય છે. આમ ખરી હકીકત હોય એમ હમોને તો લાગે છે. ધર્મના વિષયો રૂપકોમાં લખાયા હોવાથી રૂપકો સમજીને ભીતરનો સુંદર બોધ પ્રત્યેક ગ્રહણ કરવો એ હમારી ખાસ ભલામણ છે. કાકા અજમેર ગયા છે અને કાકી કોટા છે તેને બદલે નહીં વાંચો " કાકા આજ મરી ગયા છે અને કાકી કુટે છે."

આ બ્રહ્માની પુજા ભુજ સ્થળે થતી જણાય છે તેમના મંદીરો પણ ગણ્યાગાંઠયા બે નજરે પડે છે. ગુજરાતમાં બ્રહ્મ ગામમાં અને અજમેર પાસે આવેલા યાત્રાના રાજા પુષ્કરજીમાં છે. એમના દર્શન ફકત કારતીકમાંજ કરવાનું માહાત્મ છે. બીજા મહીનામાં ન કરવાની શાસ્ત્રની મના છે.

હવે આપણે વિષ્ણુ સૃષ્ટીના રક્ષકનો વિચાર કરીશું. આ વિષ્ણુને અવતારધારી માનવામાં આવેલા છે. શા સારૂ અવતાર ધારણ કરે છે તે માટે શ્રીમદ્ ભગવત્ ગીતાના અધ્યા. ૫૪ શ્લોક ૭ જોવો "જયારે જયારે ધર્મનો નાશ થાય છે અને અધર્મનો વધારો થાય છે ત્યારે ત્યારે હું મારા આત્માને સર્જુછું અવતાર ધરૂં છું" શ્રીમદ્‌ભગવતના પ્રથમ સ્કંધમાં ખુલ્લી રીતે લખેલું છે કે શ્રીકૃષ્ણ તો સ્વયંમ ભગવાન છે, અને અન્ય અવતારાદિ એ પૂર્ણ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણના અંશ અથવા કળા વિગેરે છે આ શ્રીકૃષ્ણને માનનારા પોતાને વૈષ્ણવો તરીકે ઓળખાવે છે અને તેમના આચાર્યોશ્રો સહીતના મંડળને સંપ્રદાયનું નામ આપેલું છે.

## ૨ શ્રી વૈષ્ણવ રૂદ્રસંપ્રદાય.

મહેશ્વર એટલે શિવ, જેનું એક નામ રૂદ્ર છે. એ ત્રીમૂર્તિમાંના એક સૃષ્ટિનો સંહાર કરનાર છે. સમુદ્ર મથનમાંથી ૧૪ રત્નોમાંનું એક હળાહળ ઝેર નીકળ્યું હતું તે આ દેવે ગળા સુધી ઊતાર્યુ અને બીજા દેવતાઓની તેનાથી રક્ષા કરી તેથી તે દેવના દેવ–મહેશ્વર ગણાયા. શ્રીમદ્‌ભાગવતના તૃતીય સ્કંધના અધ્યાય ૧૨માં બ્રહ્માની માનસી વિગેરે સૃષ્ટિનું વર્ણન આપ્યું

છે તેમાં જણાવવામાં આવ્યું છે કે બ્રહ્માને પોતાના પુત્રોએ તેમની આજ્ઞાનુસાર પ્રજાને સરજવાની ના પાડવાથી જે ક્રોધ ચઢયો હતો તે તેમની બન્ને ભ્રકુટીની વચમાંથી તુરત નીલ લોહીત ( કાળા તથા રાતા રંગના પુત્ર રૂપે ઉત્પન્ન થયા. તે દેવતાઓના વડા બંધુ ભગવાન શિવ થયા. તેણે રૂદન કરતાં કહ્યું કે હે બ્રહ્મદેવ ! હે જગદ્‌ગુરો ! મારાં નામ પાડો તથા મને રહેવાને સ્થાન આપો તે ઉપરથી કમળમાંથી ઉત્પન્ન થયલા ભગવાન બ્રહ્માએ તેનું વચન સાંભળીને બોલ્યા " તું રડ માં, હું તારા નામ તથા સ્થાન નિર્માણ કરીશ. હે દેવ શ્રેષ્ટ ! તું ખિન્ન થયલા બાળકની પેઠે, જે રડે છે તેથી સર્વ લોકો તને રૂદ્ર એવા નામથી બોલાવશે. સ્થળો નિર્માણ થયલા માટે અત્રે કાંઇ નોંધ કરીશું નહીં. આ પ્રમાણે શિવનો સંબંધ શ્રીમદ્‌ભગવતના ભગવાન સાથે હોવાથી, વાચક વૃંદને જણાશે કે તે શ્રીકૃષ્ણ ભગવાનના પરમ ભક્ત હતા. તેમને ભગવાનનો મંત્રોપદેશ થવાથી તેઓએ સંપ્રદાયમાં એક આચાર્ય ગણાયા. અને તેમના નામથી સંપ્રદાય કોઈક વખત એટલે અમરાચાર્યના વખતમાં ઓળખાવા લાગ્યો. એમના પછી વિષ્ણુ સ્વામી નામના એક આચાર્ય થઈ ગયા. તેમને આ સંપ્રદાયમાં નવા સિદ્ધાંતો દાખલ કર્યા તે સુદ્ધાદ્વૈત હોવાથી તે શબ્દ સંપ્રદાયની આગળ વિશેષણ તરીકે મુકવા લાગ્યા જે ઉપરથી એ સંપ્રદાયનું પડયું નામ.

### ૩ શ્રી વૈષ્ણવ શુદ્ધાદ્વૈત સંપ્રદાય.

આ વિશેષણથી તે સંપ્રદાયને શ્રીમદ્‌શંકરાચાર્યજીના કેવલાદ્વૈત અને શ્રીરામાનુજના વીશીષ્ટાદ્વૈત મતોથી જુદો ઓળખવામાં આવ્યો. તેમના સિદ્ધાંત પ્રમાણે ઇશ્વર

અનંત છતાં બહુ સ્વરૂપી છે. દશ્યસૃષ્ટિ તેમની ઇચ્છાનુસાર પેદા થાય છે. ( cf. Let there be light and light there was-પ્રકાશ થયો અને તે પ્રમાણે એટલે ઇચ્છાનુસાર પ્રકાશ થયો. ) સ્વરૂપમાં જુદા પણ અંતે તત્વમાં એકજ, જેમકે દેવતાનો તણખો દેવતાનો અંશ મનાય છે.

"વેદ તો એમ વદે, શ્રુતિ સ્મૃતિ શાખ દે, કનક કનક કુંડળ વિષે ભેદ ન હોયે,
"ઘાટ ઘડયા પછી નામ રૂપ જૂજવા, અંતે તો હેમનું હેમ હોયે."

આ સંપ્રદાય પાછળથી મંત્રોપદેશમાં શ્રીબિલ્વમંગળને પ્રાપ્ત થયો. તે સાતમા આચાર્ય ગણાયા. એ વખતે વિતંડા વાદવિવાદથી આ સંપ્રદાય છિન્નભિન્ન થઈ ગયો. તે એટલે સુધી કે ફક્ત તેનું થડીજ શુષ્ક સ્થિતીમાં રહેલું નજરે પડતું. આથી ચિંતાગ્રસ્ત થઇ શ્રીબીલ્વમંગળે શ્રીકૃષ્ણ ભગવાનની પ્રાર્થના કરી કે આ સંપ્રદાયનું રક્ષણ કોઈ રીતે પણ કરાય તો સારૂં. ભગવત આજ્ઞા થઇ. "આ સંપ્રદાયનું મંડન કરવા અને માયાવાદીઓ વગેરે તંત્રી મતોનું ખંડન કરવા મારો અવતાર શ્રીવલ્લભાચાર્યજી થશે, માટે તેમનું પ્રાગટય થાય ત્યાંસુધી તમારે વાયુરૂપે આ ભૂતળમાં બીરાજવું."

## ૪ વૈષ્ણવ શુદ્ધાદ્વૈત પુષ્ટિમાર્ગ સંપ્રદાય.

આ સંપ્રદાયના મુખ્ય નેતા શ્રીમદ્‌વલ્લભાચાર્યજી છે.

શ્રીમદ્‌ભાગવતના ૨૯ મા અધ્યાયમાં શાસ્ત્રીય લેખ છે કે "જીવમાત્રનું પરમ કલ્યાણ કરવા માટે

નિર્ગુણ ગુણનિધી એવા પ્રભુનું પ્રાગટય થાય છે." જે ૧૦૦ (સો) સોમયજ્ઞો કરે છે અથવા જેના વંશમાં તેટલા સોમયજ્ઞો થાય છે તે વંશમાં સાક્ષાત્ પુર્ણ પુરૂષોત્તમનું પ્રાગટય થાય છે. શાંડિલ્ય રૂષીએ કહેલું છે કે કળિયુગ પ્રવૃત થયા પછી વિષ્ણુ સ્વામી વિગેરે આચાર્યોથી કેટલાક કાળ સુધી નિર્ગુણ ભક્તિ ઘણુંજ પ્રવૃતશે ને વેદવેદાંતનો સાર જાણનાર વૈષ્ણવ ઉત્તમ બ્રાહ્મણોથી નિમેલી ભક્તિ કેટલા કાળ પછી લોપાઈ ગયા જેવી થશે. ત્યાર પછી પોતાના ભકતો વિષે ભગવાનની દયાથી, મથુરા પ્રાંતમાં, શ્રી ગોકુલમાં આ ગોવર્ધન પર્વત ઉપર મહાત્માઓએ પુષ્ટ કરેલી ભકિત પ્રગટ થશે. તે ભકિતની વૃદ્ધિ માટે સંપ્રદાયના રક્ષા ઇચ્છનારા અને ચારે વેદના અર્થમાં કુશળ એવા યોગીઓના સ્વામી, ભગવાનના મુખમાંથી ઉત્પન્ન થયલા, એટલે શ્રી આચાર્યજી મહાપ્રભુજી પ્રગટ થશે. તેઓને સાક્ષાત ભગવાન પોતાનો મંત્ર આપશે. ત્યારે તે શ્રી ગોકુલમાં રહી ભક્તિની વૃદ્ધિ કરશે. ત્યારપછી ગોવર્ધન પર્વત ઉપર મ્હોટા મહાત્માઓ સહીત આવીને નિર્ગુણ ભક્તિ વધારશે અને ભગવાન ઉપર ઘણોજ પ્રેમ રાખનારા ભગવાનના ધ્યાનમાં તત્પર એવા શિષ્યો સહીત નિર્ગુણ ભક્તિ માર્ગને વધારતાં છતાં પૃથ્વી ઉપર ફરશે; અને ભગવતરસમાં ડુબલો, પોતાના આચાર પ્રમાણે ચાલનારા, સર્વ પ્રાણી માત્રના રક્ષક, અને વેદનેજ મુખ્ય પ્રમાણ માનનારા ભકત જીવોનો બનેલો આ ઘણોજ ઉત્તમ સંપ્રદાય કેટલાએક ભાગ્યવાન જીવોમાંજ પ્રવર્તશે, અને તે આચાર્યજી અનેક પ્રકારના આશ્ચર્યકારક ચરિત્રો કરીને ભકિતની વૃદ્ધિ કરવા પોતાની કુલપરંપરા

સ્થાપશે. ત્યાર પછી દૈવી જીવોનો ઉદ્ધાર કરીને ભગવાનને પ્રસન્ન કરશે." આ પ્રમાણે ભગવતવાણી અને મહાત્માઓના કથનો શ્રી મહાપ્રભુજી માટેના છે. હવે આપણે જોઈશું કે ઉપરની વાણી અને કથનો કેટલે દરજ્જે ખરા પડયા છે.

## ૫ શ્રીમદ્ વલ્લભાચાર્યજીનું પ્રાગટય.

તૈલંગ દેશમાં કાંકરવાડ ગામમાં યજુર્વેદીય, તૈત્તરી શાખાના, ભારદ્વાજ ગોત્રના ખમમપાટી વેલ્યનાડુ એવા એક યજ્ઞ નારાયણ ભટ્ટ હતા. તે સાક્ષાત વેદના અવતાર હતા. તેમની સ્મર્ણ શકતી ઘણી સારી હતી. એમને જ્યારે પ્રથમ સોમ યજ્ઞ કર્યો ત્યારે યજ્ઞ કુંડમાંથી અલૌકીક એવી વાણી થતી સંભળાઈ કે આ પ્રમાણે જો ૧૦૦ (સો) સોમ યજ્ઞ થશે તો આ વંશમાં સાક્ષાત્ પૂર્ણ પુરૂષોત્તમ પ્રગટ થશે." આ કુંડમાંથી પ્રભુનું એક સ્વરૂપ પણ પ્રગટ થયું. તેનું નામ શ્રીમદન મોહનજી પાડવામાં આવેલું તે હાલ સાતમાં ઘરના ઠાકુરજી તરીકે કામવનમાં બીરાજે છે આ યજ્ઞનારાયણ ભટે ૩૨ સોમયજ્ઞો કર્યા. તેમના પુત્ર ગંગાધર ભટ્ટ નામના હતા.

આ ગંગાધર ભટ્ટને શિવજીનો અવતાર માનવામાં આવતો. તેમના શીર ઉપર ગંગાજળ ઝરતું જણાતું, તેથી તેના કેસ હમેશ પલળેલા રહેતા. આટલા માટે તેમનું નામ ગંગાધર પાડવામાં આવ્યું હતું. એમણે ૩૨ સોમયજ્ઞો કરેલા તેમને એક ગણપત ભટ્ટ નામના પુત્ર હતા. આ ગણપત ભટ્ટને સાક્ષાત વેદના અવતાર માનતા હતા. એક વખતે માયાવાદીઓએ તેમની

મજાક કરીને કહ્યું કે જો તમો વેદના અવતાર હો તો આ પાડાને વેદ ભણાવો. તેમણે કહ્યું કે પશુ કાંઈ બોલતાં નથી, છતાં પણ હું આજ્ઞા કરૂં છું કે "હે પાડા! તું વેદનું ઉચ્ચારણ કર." આટલું સાંભળતાંજ તે પાડાને જ્ઞાન થયું. અને થેને જે જે વેદોના પ્રશ્નો કરવામાં આવેલા તેના તે પાડાએ ઉત્તર આપેલા. ગણપત ભટ્ટે ૩૦ સોમયજ્ઞ કરેલા. તેમને વલ્લભ ભટ્ટ નામના એક પુત્ર હતા. તેમણે પાંચ સોમયજ્ઞ કર્યા, અને સુવર્ણનો મેઘ કોરી જેવો ત્રણ કલાક વર્ષાવેલો હતો એવા તે પ્રતાપી હતા. આ વલ્લભ ભટ્ટના પુત્ર લક્ષ્મણ ભટ્ટ થયા તેમને પાંચ વર્ષના મુકી વલ્લભ ભટે સ્વર્ગવાસ કર્યો.

આ લક્ષ્મણ ભટ્ટને ઉપવિત નાની વયમાં ધારણ કરેલું હતું. તે વિદ્યામાં ઘણા પ્રવીણ હતા તેઓએ પોતાની પ્રભુતાથી શ્રીમંતપણું દેખાડ્યું હતું.

## આચાર્યો ભગવાન સ્વરૂપી અને ભટ્ટજીઓ વિદ્યાભુષીત.

ભટજી વર્ગ વિદ્યામાં બહુ કુશળ હોય છે. આપણા પંડિત શ્રીગટુલાલજી પણ ભટ્ટ વર્ગમાંના એક હતા. આચાર્ય વર્ગ ભગવાનના સ્વરૂપનો વર્ગ છે અને ભટ્ટ વર્ગ વિદ્વાનોનો વર્ગ છે. વિદ્યાબળની ઘમંડીને લીધે તે વર્ગ ઘણો "**ઉદ્યમી**" હોય છે. તેઓનો સેવા કરવા બાબતનો જે હક્ક હતો તે નીચેના બનાવથી તેઓએ ગુમાવ્યો છે શ્રીગુસાંઇજી કાંઈ ક્ષણભર સેવામાં રોકાવાથી તેમની આજ્ઞા નહીં લેતાં શ્રીગુસાંઈજીના છોટા સાળા શ્રીકૃષ્ણ ભટ્ટજીએ શ્રીનવનીતપ્રીયાજીની

આરતી કરી લીધી. તે બાબતમાં શ્રીનવનીતપ્રીયાજીએ શ્રીગુસાંઇજીને નાપ્રસન્નતા દેખાડી તેથી શ્રીગુસાંઇજીએ શ્રીનવનીતપ્રીયાજીની આજ્ઞા કહી સંભળાવી અને આજ્ઞા કરી કે હવે પછી આચાર્યો શિવાય ભટ્ટજી વર્ગના કોઇએ પણ શ્રીઠાકુરજીની કોઇપણ સેવામાં દાખલ થવું નહીં, તેમજ તેમની પીસે તે નિમીતની કોઇપણ સેવા કોઈપણ આચાર્યશ્રીએ કરાવવી નહીં. આ અજ્ઞા પછી આ વૈષ્ણવ સંપ્રદાયના એક પણ મંદીરમાં ગોસ્વામી બાળકો પોતાના ઠાકુરજીની કોઈપણ સેવામાં ભટજી વર્ગમાંના કોઇને પણ દાખલ કરતા નજરે પડયા નથી. આજકાલ મુંબઇમાં ફક્ત મોટીજ હવેલીમાં હાલ બીરાજતા શ્રીગોકુળનાથજી ાા શ્રીજીવણલાલજી મહારાજ પોતાના જનક પીતા શ્રીદામોદરલાલજીના જમાઈઓને અને તેમની પ્રજાને તમામ ભટ વર્ગનાને પોતાના દત્તક પીતાના ઠાકુરજીની સેવાના કેટલાક ભાગમાં પોતે મોટી ઉમરમાં આવી મંદીરનો ચાર્જ લીધા પછી દાખલ કરતા જણાયા છે. તે બાબતની ચર્ચા આચાર્ય વર્ગમાં પ્રથમ બહુ ચાલી હતી અને હજુ પણ માંહો માંહે એ બાબતની ચર્ચા કરતા જણાય છે. શ્રી ગુશાંઇજીની આજ્ઞાનું આવી રીતે ભટ્ટ વર્ગને મંદીરમાં શ્રીઠાકુરજીની સેવામાં દાખલ કરવાથી ઉલ્લંઘન થતું હોય એમ ચર્ચા થાય છે પણ મોટાઓને મોંઢા મોંઢ ખરૂં કોણ કહી કડવાશ પ્રાપ્ત કરે ? તે માટે આવી બાબતમાં આ ધર્મશ્રધાળુ અને સંપ્રદાયના નિયમાનુસાર વર્તન કરવાવાળા શ્રી ગોકુલનાથજી મહારાજને આગ્રહપૂર્વક કહેવા હીંમત કોઇ કરતું હોય એમ જણાતું નથી. જો શ્રી ગુશાંઇજીની આવી

બાબતમાં થયલી આજ્ઞાની વાત ખરી હોય તો તેમના વંશની પ્રજાની ફરજ છે કે તેમની જેવી બીજી આજ્ઞાઓને માન આપી ચાલવામાં આવે છે તો આપણે આજ્ઞાને માન આપી ચાલવુંજ જોઈએ. એ નહીં માન્ય કરવા માટે જે કારણો આપવામાં આવે તો તે ફક્ત લુલા લંગડાં બહાનાંજ સમજવાનાં. ગો. શ્રી જીવણલાલજી મહારાજની પંડિત શ્રીગટુલાલાજી ઉપર જણાવી ગયા પ્રમાણે ભટ્ટજી વર્ગમાંના એક તેમના ઉપર તે મહારાજશ્રીની સંપૂર્ણ કૃપા હોવા છતાં પણ મજકુર ગોલોકવાસી શ્રીજીવણલાલજી મહારાજે તેમને પણ શ્રીબાલકૃષ્ણજીની સેવાનો લાભ તેમના દત્તક ચિરંજીવી જેમ હાલ કેટલાક ભટ્ટ વર્ગમાંના તેમના બનેવીઓને લાભ આપે છે તેવો કદી પણ આપેલો નહીં હતો. હમો ધારીએ છીએ કે આ હકીકતની નોંધ લેવા માટે હમારા પરમ કૃપાળુ કૃપાસાગર શ્રીગોકુલનાથજી મહારાજને તેમજ જેમને તેવી સેવાનો હાલ લાભ મળે છે તેઓને બીલકુલ માઠું લાગશે નહીં. ફકત સંપ્રદાયની પ્રણાલીકાનું ગૌરવ સચવાય તેટલા માટે અત્રે નોંધ કરવી પડી છે. છતાં પણ જો આવી હકીકતો આ સ્થળે પ્રગટ થવાથી ખોટું લાગવા કોઇપણ પ્રકારનો સંભવ હોય તો તે માટે હમે ક્ષમા ચાહીએ છીએ. પણ તેમ જો ક્ષમા માગવામાં આવે તો એમની વિરૂદ્ધ વધારે અનુમાન કરવાને કોઇને પણ કારણ મળશે કે શ્રીગુસાંઈજીની આજ્ઞા વિરૂદ્ધ તે કૃત્ય હોય તો તેમાં ખોટું શાનું લગાડવું ? આ તો તેઓનું એવું કથન થાય કે " હમો એક આચાર્ય તરીકે સેવાની બાબતમાં કાંઇ પણ કામ કરીએ તે ખરૂં હોય કે ખોટું તો પણ તે

બાબતની ચર્ચા ન થવી જોઈએ." જો આમજ હોય તો વૈષ્ણુ સૃષ્ટીની નજરમાં પરીણામ શું આવે ? આચાર્યોશ્રી પોતાના વડીલોની આજ્ઞા વિરૂદ્ધ ખુશાલ રીતે વર્તે તો તેની કાંઈ ચીંતા નહીં પણ વૈષ્ણવોએ તેમ કરવું નહીં ! ! ! આમ પણ આચાર્યોશ્રી તરફથી કહેવામાં આવે. આ કથન ખોટું કહેવાય નહીં. કારણ કે શ્રીમદ્‌ભાગવતમાંજ લખવામાં આવ્યું છે કે "મહાત્મા પુરૂષોનું વચન સદાય પ્રમાણરૂપ હોય છે, માટે તે પ્રમાણે આચરવું જોઇએ, પરંતુ તેઓનું આચરણ તો કોઈ વેળાજ પ્રમાણરૂપ ગણાય છે, માટે તે પ્રમાણે વર્તવું નહીં. જુ. પા. ૩૦૦ આ સંગ્રહસ્થાનનું. આટલા માટે વૈષ્ણવો એ એવી બાબતમાં કાંઈ લક્ષ આપવું નહીં એમાંજ તેમનું શ્રેય છે. એ તો એક પોતાની જાતજાતનો ઝગડો આચાર્યોશ્રીમાં ગણાતો હશે. એટલુંજ કહેવું બસ છે કે પંચ વિરૂદ્ધ કોઇ કામ ન થાય અને નકામી કોઈ પ્રકારની ચર્ચાને પાત્ર સગા સ્નેહીના બંધનોથી દોરાઈને ન થવાય તો તેમાં વધારે મોટાઈ ગણાય છે.

હમો જ્યારથી પંડિત શ્રી ગટુલાલજીની સંસ્થાનો વહીવટ મેનેજીંગ કમીટીમાંના એક તેમજ માન્યાધિકારી મંત્રી તરીકે કરીએ છીએ ત્યારથી તે આ ટીપણી અને તેની સાથના સંગ્રહસ્થાન પ્રગટ કરીશું ત્યાં સુધીનો ભદ્ર વર્ગમાંના કેટલાક સદ્‌ગૃહસ્થોનો જે અંગત અનુભવ મળ્યો છે તે ઉપરથી હમારી ખાત્રી થઇ છે કે શ્રી ગુસાંઈજી જેવા આચાર્યજીએ એ વર્ગમાંના કોઈને પણ એ ઠાકુરજીની સેવામાં દાખલ ન કરવા એ આજ્ઞા ખાગીજ દીર્ગદ્રષ્ટિનુંજ પરિણામ હોતું જોઈએ. તેઓશ્રીના

દેવી હૃદયમાં તેઓની " ચાલાકી " એવી તે સચોટ બેસી ગયલી જણાઇ છે કે તેઓએ ભવિષ બાંધ્યું કે તેઓને સેવા બાબતમાં જેટલી છુટ ન અપાય તેટલો આચાર્ય વર્ગનો લાભજ સમજવાનું છે. વખત આવે તો પોતાના વિદ્યાબળની સાથે " ઉદ્યમી "પણાને જોડી " ભણેલો કણબી કુટુંબ બોળે " તે પ્રમાણે આચાર્યો-શ્રીને બાજુ મુકી પોતેજ તે પદ ધારણ કરી બેસે એમાં કાંઈ નવાઈ નહીં.

આપણી પ્રણાલીકા પ્રમાણે વૈષ્ણવોએ પ્રથમ માન શ્રી આચાર્યજીના પુરૂષ વર્ગને, તેમના પછી તેમના વહુજી મહારાજને અને ગોસ્વામીનીજીને, તેમના પછી તેમની બેટીજીને, તેમના પછી તેમના દોહીત્રાઓને વિગેરે વિગેરેને માન આપવાનું છે. જમાઈવર્ગને માનમાં ઘણી ઉતરતી પંકિત આપવામાં આવી છે. આવા કારણથી આ સંસ્થામાં જે મંદીર છે તે વિદ્વાન ગટુ-લાલજી ભટ્ટજી હોવાથી તેમના નામે વૈષ્ણવોમાં ઓળ-ખાવવામાં આવ્યું નથી પણ તેમની માતુશ્રી જે જુનાગઢવાળા ગો. શ્રીવ્રજવલ્લભજી ઉપનામ શ્રી મગન-લાલજી મહારાજના જેષ્ટ શ્રીલાડુ બેટીજીના નામે ઓળખવામાં આવે છે.

હમોએ ભટ્ટજી વર્ગમાંના કેટલાકને બોલતા સાંભળ્યા છે તેથી હમોને તો એમ લાગ્યું છે કે તેમાંના જેઓ મહારાજોના જમાઇ થવા ભાગ્યશાળી થયા હોય છે તે પોતાને મોટા દુઃખી અને હીણભાગી માને છે, કારણ કે તેઓની સ્વતંત્રતા ઉપર ઘણોજ અંકુશ મુકવામાં આવેલો જણાય છે. માસીક પગાર ફકત રૂ.૮) આટનોજ હોય છે, અને તે ઉપરાંત ચોકસ સંખ્યામાં ધોતીઆં

અને બીજાં વસ્ત્રો અને તેની સાથ ભોજન પુરા પાડવામાં આમે છે. તેને બદલે મહારાજની તપેલી કરવાની તેમનાપર ફરજ હોય છે, અને તેમની બીજી ખાનગી સેવા કરવાની હોય છે. જમાઈ હોવા છતાં એમને મહારાજોની સામે બે હાથ જોડી શીષ નમાવતા ઉભા રહેતા જોઇએ છીએ પણ તેમની પુંઠ પાછળ તેવા જમાઈઓનું બોલવું સાંભળીએ છીએ ત્યારે હમોને ફક્ત ગ્લાની ઉત્પન્ન થાય છે કે પ્રભુ સર્વ ઠેકાણે જમાઇને દસમો ગ્રહજ સમજવો કે? "જાગતો હોય ત્યારે ધણી અને તેને પંખો, અને નિદ્રાવશ થયા પછી તેના મુખ ઉપર ધુળની ઢગલી."

હવે આપણે જોઈશું કે આ વર્ગ વિદ્વાન હોવા છતાં પોતાના સગાસ્નેહીઓ તરફ કેવો સંબંધ ધરાવે છે? મહારાજને ત્યાં પરણવાથી તેમના જનક માતપીતાનો તેઓ ત્યાગ કરી ઘરજમાઈ તરીકે ઉપર જણાવ્યા પ્રમાણે મળતા અન્નવસ્ત્રો અને ખીસાખરચ માટે માસીક રૂ. ૮)ની રકમ મળવાની આશાથી રહે છે. હમોએ પહેલીજ વાર આ વર્ગના એક આગળથી શ્રાધ સંબંધી ક્રીયા માટે જે સાંભળ્યું તે અત્રે લખીએ છીએ.

શેરગઢવાળા ટીકેત શ્રી મહારાજ અને રાજનગરવાળા મહારાજ મુંબઇમાં હાલ જ્યાં બીરાજે છે ત્યાં તેમને દસ દીવસનું સુતક લાગે તેવા તેમના પીત્રાઇ ભટ મનવાલાલાજીનો હમોને સમાગમ થયો. તેઓ આપણા પંડિતશ્રીના નજીકના પીત્રાઈ થાય છે એમ તેઓનું બોલવું થયું છે. પણ વાતચીત ઉપરથી હમો કહીશું કે તેઓ લોહીથી પીત્રાઈ હોય એમ કહી શકાય

નહીં. ફક્ત ધન પ્રાપ્ત કરવા સારૂજ પીત્રાઇ મનાવતા જણાયા છે; કારણ કે હમે તેમને આજ્ઞા આપનારા મહારાજશ્રી સમક્ષ બોલતાં સાંભળી ઘણા તાજુબ થયા કે તેમના નજીકના પીત્રાઈ તેઓ હોવા છતાં તેમનું શ્રાદ્ધ–સંવત્સરી અગર તર્પણ પણ તેઓ બીલકુલ કરતા નથી! વિદ્વાન થઈ એમ કેમ કરો છો? તેનું કારણ પુછ્યું તો કહેવામાં આવ્યું કે હમોને તેમની મીલકત બીલકુલ પ્રાપ્ત થઈ નથી તો શા સારૂ હમારે તેમના આત્મકલ્યાણાર્થે શ્રાધ સંવત્સરી કે તર્પણ કરવા જોઈએ? શું આ ક્રીયા કરવાને એક નજીકના પીત્રાઇ તરીકે તેમની ધર્મરૂપી ફરજ નથી કે શું? શું પંડિતશ્રી તરફથી મીલકત મળે તોજ તેની તેવી ધર્મની ફરજીઆત ક્રીયા આ ભટજીએ કરવાની છે? શું આનું તેમનું શાસ્ત્રનું અધ્યયન અને મનન છે? આ તે ભટ વર્ગની વિદ્વતા હોય!!! તેઓ આ મંદિરમાં થતી સેવા માટે હમારી સમક્ષ મહારાજશ્રી પાસે નિંદ્ય આક્ષેપ મુકવા લાગ્યા, તેથી હમોએ રાજનગરવાળા શ્રી મધુસુદનલાલજી મહારાજને તે બાબતની ખાત્રી કરવા સારૂ એ મંદિરમાં પધારવા વિનતી કરી. તે સ્વીકારી ખુદ પોતે પધાર્યા. આ મનવાલાલાજીને પણ ત્યાં આવવા કહ્યું પણ ઉત્તર દીધો કે " મરી જાઉં તો પણ એ ગટ્ટુલાલજીની સંસ્થામાં પગ મુકીશ નહી કારણ કે શેઠ ત્રીભોવનદાસ વરજીવનદાસે મારૂં અપમાન કર્યું છે અને એ મંદીરમાં ઘણો અનાચાર થતો હમોએ ત્યાં રહી અનુભવ્યો છે. આપ ભલે પધારો પણ હું તો આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી કદી પણ ત્યાં આવીશ નહી" આ ઉપરથી મહારાજ શ્રી જાતે એકલા મંદીરે મજકુર આક્ષેપોની

ખાત્રી કરવા પધાર્યા. વૈષ્ણુવોની ઠઠ મળેલી જોઈ પ્રસન્ન થયા. મંદીરમાં શ્રી ઠાકુરજી બીરાજે છે ત્યાં પધાર્યા. હાલના મુખીયાજીને સેવા કરતા જોયા. તેમની સેવા કરવાની રીતભાતથી બહુ પ્રસન્ન થયા. મુખીયાજીને સાથે લઈ શયનગૃહ, બાળભોગગૃહ, જળગૃહ વિગેરેના બારીક તપાસ કરી ખાત્રી કરી લીધી કે તેમાં કોઈપણ સંપ્રદાયની દ્રષ્ટિએથી દોષ કાઢી શકાય તેવું નથી. તેથી હમોએ અને વૈષ્ણુવોએ વિનંતી કરી કે આપ શ્રી થોડો વખત આ મંદીરમાં પધારો જેથી વૈષ્ણુવોને દર્શનનો અને વચનામૃતોનો લાભ મળે. તેમ કરવા ખુશી દેખાડી અને રાત્રે તેઓશ્રીએ પોતાને મકાને મળવા હમોને આજ્ઞા કરી. તે પ્રમાણે હમો ગયા. મંદીરની તપાસ કરતા તેમાં થતી સેવા અને પુષ્ટિમાર્ગમાં શ્રી આચાર્યજી મહા પ્રભુજીની પ્રાણુલીકા પ્રમાણેજ શ્રીઠાકુરજીની સેવાનું કામ થાય છે, અને તે સંબંધી મુખીયાજી તરફથી સચવાતા નિયમો બાબતની સંપૂર્ણ ખાત્રી થવા પછી તે સંતોષ વૈષ્ણુવો સમક્ષ જણાવવામાં આવેલો આપ શ્રીનો અભિપ્રાય જો ખરા અંતઃકરણનો હોય તો તે માટે આ મંદીરને તે હકીકત લખીતવાર આપશ્રીએ મહોર સીક્કા સહીત આપવા કૃપા કરવી, આવી હમારી માગણી થઈ, ત્યારે એ બાબતમાં મનવાલાલાજીનું શુ કહેવું છે તે સાંભળવા હમોને આજ્ઞા કરી. ઉપર પ્રમાણે મનવાલાલાજી પોતાની પેટની વરાળ કાઢવા લાગ્યા. પંડીતશ્રીના સ્વર્ગવાસ થયા પછી તેઓ મંદીરમાં રહેલા એમ તેઓએ જણાવ્યું આ વાતને લગભગ ૧૨ વર્ષ કરતાં વધારે થયલા છે એમ તેઓએ હમોને કહ્યું. તે વખતે તેમને અને તે વખતના જળગીરીઆ સાથે તકરાર

થયલી અને "તે વખતમાં સંપ્રદાય માફક સેવા થતી ન હતી અને બધો અનાચાર હતો" તે છતાં તેવા મંદીરમાં જળોની માફક આ લાલાજી ચીકટી રહેલા હતા. તેમણે આ મંદીર સાથનો સંબંધ છેવટને માટે છોડ્યા પછી આ મંદીરની અપ્રશો ઘણી વાર ગ્રહણ વગેરે પ્રસંગો નીકાલવામાં આવેલી હોવા છતાં તેમજ આ સંસ્થામાં ભટ બળભદ્રશર્માને તે બાબતની જાણ હોવાથી આ મંદિરમાંથી અપ્રશ કઢાવવા સારૂ આ લાલાજી માફક બીલકુલ શંકા આજદીન સુધી તેમના તરફથી લેવામાં આવી નથી તેમજ પ્રશ્ન પણ કરવામાં આવ્યો નથી કોઇ પ્રકારે અપ્રશ કોઈપણ મંદિરમાં કઢાવવામાં આવે તો તે મંદિરના આચાર માટે વૈષ્ણવોમાં મોટી હોહા થાય અને ઘણા ગંભીર પ્રશ્નો ઊભા થાય. મંદિરમાં સેવા કરનાર મુખીયાજી ઉપર મોટા આક્ષેપો પણ મુકાય અને તેની નાત જાતમાં પણ જેવી મહારાજ વર્ગમાં ચર્ચા અને તોફાન થાય તેવીજ થાય. આ મંદિરને વૈષ્ણવસૃષ્ટિ અને આચાર્યવર્ગની દૃષ્ટિમાં એકદમ ઉતારી પાડવાના ઉદ્દેશથીજ આ ભદ્ર વર્ગમાંના એક મનવા લાલાજીએ ગો. શ્રી મધુસુદનલાલજીને હમારા દેખતા ઉપરની બીના કહી. હમો તો સારી રીતે જાણતા હતા કે નાદાર થયેલા મનવાલાલાજીએ પોતાના પીત્રાઈની મીલકત અને મંદીર પોતાને હાથ કરવા જે જે ફાંફાં અને વલખાં મારેલાં અને તે તમામમાં કેવળ નિષ્ફળ થઇ નીરાશ બન્યા તેની થયલી પેટ બળત્રાં તેનુંજ ફળ ઉપરનું તેમનું વર્તન છે. આવા કેવળ કપોલ કલ્પીત આક્ષેપોનું છેવટે ગાડરીઆ પ્રવાહમાં પરિણામ શું આવે? આથી કોઇપણ પ્રકારની શંકા અને વ્હેમ

વૈષ્ણુવોના મનમાં આવ્યો હોય તે દૂર કરવા સારૂજ તેમજ આ મનવાલાલાજીનું બોલવું કેટલુ બધું અસત્ય છે તે જણાવવા સારૂ આજ ગો. શ્રીમધુસુદનલાલજીનો એ બાબતમાં ખાત્રીપત્રક બસ છે તેમાંનો વૈષ્ણુવોને શંકા અને વ્હેમ દૂર કરવા પુરતો ભાગ મહારાજશ્રીની આજ્ઞાનુસાર નીચે પ્રગટ કરીએ છીએ.

## ॥ श्रीनटवर मूर्तिर्विजयते ॥

| | |
|---|---|
| ॥ हमारे आशीरवाद | श्रीनटवरेश चरण शरण<br>गो: श्रीव्रजरायत्मज गो:<br>मधुसुदनस्य मुद्रिका<br>संवत १९९८. |

" स्वस्ति श्रीमद् गोस्वामि श्रीमधुसुदनलालजी श्री
" वृजरायजी महाराज स्मणां स्वकीयेषु श्रीहरि गुरुसेवा
" परायणांतः करणेषु परम वैष्णवेषु श्री २ निजसेवक
" પંડિત શ્રીગટુલાલાજીની સંસ્થાના માન્યાધિકારી
" સેક્રેટરી વકીલ કાશીદાસ નારણુદાસ सपरिवारेषु
" शुभाशिषः सदासेव्य स्मर्तव्यश्च अपरंच समाचार
" जानोगे હમોને તમોએ વિનંતી કરી કે આપ પધારી
" આપશ્રીના મામાજી પંચનદી શ્રીગટુલાલાજીના માતુશ્રી
" શ્રીલાડુબેટીજીના મંદિરમાં પધારી મંદીરની સેવા
" કેવી રીતે ચાલે છે તે જોઇ આપ હમને તે ઉપર
" જે વધારો ઘટાડો હોય તે હમોને કહેશો. તે
" કારણુસર હમોએ પધારી ખાત્રી કરી કે મંદીરની
" શ્રીઠાકુરજીની સેવા આપણી પ્રણાલીકાની વ્યવસ્થામાં

"ફેરફારી હમારા જોવામાં આવી નથી. મુખીયાજીને
"હમોએ સેવા કરતા જોઇ હમો ઘણુાજ પ્રસન્ન થયા
"છીએ. × × × તમારા મંદીરમાં કોઇપણ જાતના
"અનાચારનો આક્ષેપ છે એમ કોઈએ પણ સમજવાનું
"નથી. આ હકીકત હમો હમારા ખુલ્લા શબ્દોથી લખી
"જણાવીએ છીએ × × × હમો આશા રાખીએછીએ કે
"હમારા મામાજીની સંસ્થાને સંપૂર્ણ વૈષ્ણવો તરફથી
"આશરો મળે અને ત્યાં આવના જતા થાય અને
"કોઈપણ પ્રકારના વ્હેમથી ન દોરાય. × × ×
"હમારા વતી શેઠ ત્રીભુવનદાસ વરજીવનદાસને તેમજ
"વૈષ્ણવ ટ્રસ્ટીઓને આશિર્વાદ કહેશો. એજ મીતી
"સંવત ૧૯૭૩ના વૈશાખ વદ ૭ ને વાર સોમ."

**ચીરંજીવી શ્રી રણછોડલાલ બાવાકે**

આશિર્વાદ.

આ પંડિતજીની સંસ્થાને આવી રીતે લોકબત્રીસીએ ચઢાવવા પંડિતજીની જાતના અને તેની મીલકત મળે તો તેના શ્રાધ સંવત્સરી કરે, નહીતો નહી તેવા નજીકના સગા એકીપગે થઇ રહેલા નજરે પડયા છે. તેથી હમારે આ સંસ્થાના લાભ માટે તેમને માટે બે શબ્દો કડવા લખવા પડયા છે. એકંદર હકીકતોનો વિચાર કરતા હમારી તો સંપૂર્ણ ખાત્રી થઈ છે કે શ્રીગુંસાઇજી પ્રભુ ચરણની આજ્ઞા શ્રીનવનીતપ્રીયાજીની પ્રેરણા અનુસાર આતા શ્રી ઠાકુરજીની સેવામાં ભટ્ટવર્ગમાંના કોઈને પણ દાખલ ન કરવા માટેની છે તે ઈશ્વર પ્રણીત છે. આ આજ્ઞાનુસાર શ્રી ગુસાંઇજીના વંશની પ્રજાનું વર્તન સેવાની બાબતમાં હોવુંજ જોઈએ. ઉલ્લંઘન કરાય તો જેમ સાંકળમાનો એક અંકોડો ઢીલો થવાથી આખી

સાંકળનું અક્કડપણું નબળું થાય છે તેમ આ સંપ્રદાયની સાંકળનું સમજી લેવાનું છે.

ઉપર જણાવ્યા પ્રમાણે લક્ષ્મણભટ્ટજીની વિદ્યા હતી. તે વખતે એક પણ આચાર્ય નહતો કે શ્રી ઠાકુરજીની સેવા બાબત કોઈ પણ પ્રકારની ભાંજગડ તેમના તરફથી ઉઠી હોય. તેઓને બે પત્નીઓ હતી. તે સગી બહેનો હતી. પહેલીનું નામ અલ્લમાગારૂજી અને બીજીનું નામ ઇલ્લમાગારૂજી હતું. પહેલી પત્નીની પ્રજામાં બે પુત્ર રામકૃષ્ણજી અને છોટાકેશવપુરી અને બે પુત્રી હતાં. શ્રીમહાપ્રભુજીનું પ્રાગટ્ય થવાની ભગવત વાણી હતી, તેથી તેવા પ્રાગટ્ય માટે પ્રથમ પત્નીની આજ્ઞાથી તેમની બહેન સાથે બીજી વારનાં લગ્ન કર્યાં હતાં. આ ઇલ્લમાગારૂજીને ચંપારણ્યમાં સાત માસના ગર્ભનો શ્રાવ થયલો, જે ગર્ભને કુમળા પાનમાં વીંટાળીને પોતાની સાડીનો કટકો આસપાસ ઓઢાડી શમીના ઝાડ નીચે એક ખાડો કરી પધરાવવામાં આવ્યો હતો.

આ બનાવ ગુજરાતી સંવત વર્ષ ૧૫૩૫ ના ચૈત્ર વદ ૧૧ ની પહેલાં બનેલો તે જીઠ્ઠા લાલજી શ્રી યદુનાથ વિજયમાં ખુલાસાવાર જન્મચરીત્રમાં આપેલો છે. આ હકીકત શ્રી લક્ષ્મણ ભટ્ટને જાણ કરવામાં આવી નહતી. તે પછી કાશી પધાર્યાં અને કાશીથી તુરત પાછા પધારતા ચોડા નગર પહોચ્યા. વચમાં ચંપારણ્ય આવે છે ત્યાં આ ઈલ્લમાગારૂજીની નજરે એક ૪૦ હાથ જેટલો અગ્નિનો કુંડ નજરે પડયો. તેમાં એક બાળક અંગુઠો ચુસ્તું ચતુરભુજાવાળું પોતાના અસલ સાડીના કટકામાં વિંટલાયલું દ્રષ્ટિએ પડ્યું. દ્રષ્ટિએ પડતાંજ પોતાના સ્તનમાંથી દૂધની ધારાઓ છુટી તે

બાળકના હોદમાં પડી તેથી ખાત્રી થઈ કે એ બાળક તે સાત માસે ગર્ભશ્રાવ થયલો તેજ. શ્રી લક્ષ્મણ ભટ્ટજીને ગર્ભશ્રાવ થતા પહેલા આગલી મધરાત્રે રાધાજી સહીત શ્રી ગોરધનનાથજીએ દર્શન આપેલાં અને આજ્ઞા કરેલી કે " હમારૂ પ્રાગટ્ય તમારે ત્યાં ચંપારણ્યમાં થશે. ત્યારે આ ઉપરણો હમો તમોને આપીએ છીએ તે ઓઢાડજો. તુલશીની માળા અને કંઠી જે આપીએ છીએ તે તેમને ધરાવજો અને તાંબુલની ઓગાળેલી બીડી આપીએ છીએતે ગળસુતીમાં પાજો એવી આજ્ઞા કરી.

આ બાળકને જોઈને ઈલ્લમાગારૂજીએ શ્રી લક્ષ્મણ ભટજીને ગર્ભશ્રાવની વાત કરી. પોતાની સાડીની વાત કરી. સ્વપ્નની વાત. અને સાંભળેલી, અને નજરે જોયલી. હકીકતો કેવળ અલૌકીક લાગી. પરભુ આજ્ઞા પ્રમાણે સ્વપ્નમાં મળેલી તમામ વસ્તુ ધરાવી અને છેવટે તે બાળકને છાતી સરસું ઈલ્લમાગારૂજીએ ધર્યું અને આગળ વધ્યા. અગ્નિ દેવતાએ તેમની પ્રાર્થનાથી બાળક લેવા માર્ગ આપ્યો અને લઈ જવા દીધું. તે પછી બે ભુજા અદૃશ્ય થઈ ગઈ. આ આપણા સંપ્રદાયના મુળ આચાર્ય શ્રીમદ્ વલ્લભાચાર્યજી હોય.

એમના પ્રાગટ્ય માટે સંપ્રદાયના દ્રોહીઓ ઘણા નીચ આક્ષેપો મુકે છે. જેનો અમોએ સચોટ જવાબ પુષ્ટિભક્તિસુધાનો ચોથા વર્ષનો અંક ૧૧-૧૨ તેના પાન ૨૭૫ ઉપર તા. ૧૬-૩-૧૪ નો આપેલો છે તે વાંચવાને હમો ખાસ ભલામણ કરીએ છીએ. કોઈ કહેશે કે સાત મહીનાનો ગર્ભ જીવી શકે નહીં. પણ હમો પોતે જાણીએ છીએ કે લગભગ ૭-૮ માસે અવતરેલું બાળક હજુ જીવે છે. તેમની વય વર્ષ ૫૦ ની થઈ છે. લક્ષ્મીવાન છે. હમારા સ્નેહી છે. તેમની સાથે

હરીએ ફરીએ છીએ તેમને પ્રજા પણ થઈ હતી. તેમની સાધારણ તબીયત સારી છે તેઓના મા બાપનો હજુ સુધી સારો લાભ લેવામાં તેઓ પૂર્ણ ભાગ્યશાળી થયા છે. તો લક્ષ્મણ ભટજી જેવા ઊત્તમ કુળવાળા સુપાત્ર સોમયાગી બ્રાહ્મણ અને તેમની તેવીજ સુપાત્ર સ્રીને ત્યાં ભગવતવાણી પ્રમાણે સાત મહીને બાળક અવતરે અને ભગવતવાણી પ્રમાણે શ્રી મહાપ્રભુજી મનાય તેમાં હમો કાંઈ નવાઈ જેવું જોતાં નથી. રામ રાખે તેને કોણ ચાખે વારૂ ? પંડેજ સાક્ષાત પૂર્ણ પુરૂશોત્તમ તો અગ્નિ તેની રક્ષા કરે કહો કે, ચોકી કરે કહો, તો તેમાં નવાઇ શી ? ખુદ આપશ્રી કહે છે કે, " હું અગ્નિ છું. વાક્પતી છું. પ્રભુએ મને વેદનો યથાર્થ તાત્પર્ય દર્શાવવા વાસ્તે અને પ્રાણી માત્રનું કલ્યાણ કરવાને આ ભૂતળ ઉપર મોકલવામાં આવ્યો છે."

## ૬ આપશ્રીના બાળ પ્રાક્રમો.

" પુત્રના લક્ષણ પારણે " સંવત ૧૫૪૦ ના ચૈત્ર સુધીમાં એટલે પાંચ વર્ષે ઉપવિત ધારણ કરાવ્યું તે પહેલાં અને પછી પણ બ્રાહ્મણોના છોકરાંઓને એકત્ર કરી પોતે તેઓના આચાર્ય બની જાત જાતની ક્રીડા કરતા જણાતા હતા. ભગવાનનો આશરો લેવાથી સ્રીઓ વૈસ્યો અને શુદ્રો પણ મોક્ષ ગતિને પામે છે એવો તેમનો સીદ્ધાંત બચપણથી હતો.

ઉપવીત ધારણ કરાવ્યા પછી તેમને પુષ્યાર્ક (પુષ્પ નક્ષત્ર અને રવીવાર ) ના યોગે મધ્યાનંદસ્વામીને ઘરે વિદ્યાભ્યાસ કરવા મુકવામાં આવ્યા હતા. ત્યાં ચાર માસમાં ચાર વેદ અને ષટ (છ) શાસ્ત્ર ભણી ગયા હતા.

નાનપણુથીજ વૈષ્ણવ ધર્મની પુષ્ટિ કરવાની ઉત્કંઠા હતી તેથી માયાવાદીઓ મોટા મોટા પંડિતોનું તેમના તરફથી માનભંગ થતું હોય તેમ બનતું આ માટે લક્ષ્મણુ ભટ્ટજી ઠપકો આપતા અને કહેતા કે આપણે ઘરે કોઇપણુ મીથ્યાવાદી સન્યાસી આવે તોપણુ તેની સાથે શાસ્રાર્થ કરીને તેનું માનભંગ કરવું નહીં.

કાશી નગરીમાંથી નીકળી શ્રી લક્ષ્મણુ ભટ્ટજી સાત મજલ દુરના ગામમાં આવ્યા ત્યાં માયાવાદીઓ વાદ-વિવાદ કરવા આવ્યા પણુ આ નાની વયના બાળકે સર્વને હરાવ્યા. આથી શ્રી લક્ષ્મણુ ભટ્ટજી ઘણુા પ્રસન્ન થયા તેથી વરદાન માગવા કહ્યું. વરદાનમાં એટલુંજ માંગી લીધું કે "આપણો ધર્મ સ્થાપવા વિષે જ્યાં વાદવિવાદ કરૂં તેની તમારે મને મના કરવી નહી, અને તે વાદવિવાદમાં સાચો વિવાદ કરતાં કોઇ ખોટી તકરાર સમજીને મારૂં માન ભંગ ન કરે" આ પ્રમાણે વરદાન આપવામાં આવેલાં.

શ્રી બાલાજીમાં લક્ષ્મણુ ભટ્ટજી આવ્યા પછી આ ત્રીજા બાળકને તેઓએ કહ્યું કે તમો વિષ્ણુ સ્વામીનો ધર્મ પ્રવૃત કરશો. તેથી તમારે એક સ્થળે રહેવાનું બનશે નહી, પણુ યજ્ઞ નારાયણુ ભટ્ટના વખતના શ્રી મદનમોહનજી અને શ્રી સાલીગ્રામના સ્વરૂપો છે તે તમોને આપીએ છીએ તેમની તમારે સારી રીતે સેવા કરવી ત્યારપછી સંવત ૧૫૪૬ના ચૈત્ર સુદ ૯ રામનવમીના દીવસે બાલાજીમાં શૃંગાર કરતા કરતા સ્વદેહે તે સ્વરૂપમાં લીન થઇ ગયા. એક વર્ષ સુધી ઉત્તરક્રીયા કર્યા પછી પોતાની માતુશ્રી સહીત શ્રીમહાપ્રભુજી પોતાના મામા વિદ્યાધર જે વિદ્યાનગરમાં રહેતા હતાં ત્યાં પધાર્યા.

## વિદ્યાનગરમાં દિગવિજય.

મામાને ઘરે આવ્યા પછી મામાએ ભોજન કરવા સારૂ એમને ઘણો આગ્રહ કર્યો. પોતે બ્રહ્મચારી સ્થીતીમાં હતા તેથી બીજાના હાથની બનાવેલી રસોઈ વૈષ્ણવ મત પ્રમાણે ગ્રહણ કરી ન શકાય તેથી મામાના આગ્રહનો સ્વીકાર કરી શકયા નહીં. આથી મામાને ગુસ્સો ચઢયો અને કહ્યું કે જો તમારે હમારે ત્યાં ભોજન કરવું નથી તો તમારે હમારે ત્યાં આવવાની તેમજ રહેવાની જરૂર પણ નથી માટે તમારે તમારૂં સુઝતું કરી લો. આવી મામાની ઈચ્છા જોઈ પોતે મામાનું ઘર છોડી બીજે ઠેકાણે એક વૃક્ષની નીચે જઈ બીરાજ્યા.

ઉપર જણાવી ગયલા શ્રીવિષ્ણુ સ્વામીના શુદ્ધાદ્વૈત સંપ્રદાયના સાતમા આચાર્ય શ્રીબીલ્વમંગળજી વૃંદાવનમાં આવેલા બ્રહ્મકુંડમાં એક ગુફા હતી તેમાં રહેતા હતા. ત્યાં તે વખતે તેમને આકાશવાણી થતી સાંભળી કે શ્રી વલ્લભાચાર્યજી પ્રગટ થયા છે માટે તું તેમને જઈને મળ અને શ્રીવિષ્ણુ સ્વામીના શુદ્ધાદ્વૈત સંપ્રદાયની તેમને ભેટ કર" આ આકાશવાણી સાંભળી તરતજ આપશ્રી પાસે તેઓ આવ્યા. આવતાને વારજ તેમના પ્રભાવથી એટલા બધા તો અંજાઈ ગયા કે જેને માટે આકાશવાણી થઈ હતી તે આજ મહાત્મા હોવા જોઈએ તેમ ધારી તેમને દંડવત કરી દર્શન કર્યા. આકાશવાણી પ્રમાણે તેમને સંપ્રદાયની ભેટ કરી અને તિલક કર્યું અને કહ્યું કે હવે આપ આ વિષ્ણુસ્વામી સંપ્રદાયના આચાર્ય થયા છો આટલું કહી શ્રી બીલ્વમંગળ ફરીથી દંડવત કરી જવાની રજા માંગી રજા લઈ અદ્રસ્ય થયા.

શ્રી મહાપ્રભુજી વિદ્યાનગરમાં પધાર્યા ત્યારે તે ગામના રાજા શ્રી કૃષ્ણદેવના દરબારમાં બ્રહ્મવાદ અને માયાવાદ વચ્ચે ૧૨ વર્ષથી ઝઘડો ચાલતો હતો. આ સ્થળે હમારે જણાવવું જોઈએ કે આ વખતે વૈષ્ણવ સંપ્રદાયના ૪ વિભાગ હતા. તે નીચે પ્રમાણે—

**૧ શ્રી સંપ્રદાય**—જેમાં શ્રી રામાનુજ ( સને ૧૧૫૦ ) મુખ્ય આચાર્ય હતા. આ સંપ્રદાય સાત્વીક ભક્તિયોગ છે. તેઓ શ્રી લક્ષ્મીનારાયણના સ્વરૂપોને સેવે છે. તેનું મુખ્ય મથક દક્ષીણમાં આવેલા શ્રી રંગજી છે.

**૨ બ્રહ્મ સંપ્રદાય**—તેના મુળ આચાર્ય શ્રી માધવ હતા એમના નામથી સંપ્રદાય ઓળખાય છે માધવાચાર્યના મતવાળો સંપ્રદાય તત્વવાદીઓનો બનેલો છે. તેમાં રાજસ ભકિતયોગ છે. તેનું મુખ્ય સ્થળ પૂર્વમાં આવેલા શ્રી જગન્નાથપુરી છે.

**૩ શ્રી વિષ્ણુસ્વામીનો શુદ્ધાદ્વૈત સંપ્રદાય**—તેમાં તામસ ભકિતયોગ છે. તેનું મુખ્ય સ્થળ શ્રી બેટ-શંખોદ્ધાર છે.

**૪ શ્રી સનકાદીક સંપ્રદાય**—શ્રી નિંબાર્ક મતનો છે. ગુજરાતીમાં એમના સૃષ્ટિ હોય એમ જણાતું નથી. તેનું મુખ્ય સ્થળ ઉત્તરમાં શ્રી બદ્રીનાથજી છે. આ ધામમાં ગુસાંઇજીના બાળકોને પધારવાની શ્રી બદ્રીનાથે શ્રી મહાપ્રભુજીને મનાઈ કરી છે.

સુબોધિનીજીના ૩–૩૨–૩૭ના ભક્તિયોગને સાત્વિક, રાજસ અને તામસ એવા વિભાગથી શ્રીમહાપ્રભુજીએ વર્ણવેલા છે, તેમાં નિંબાર્ક મત ઉપર કાંઈ પણ લક્ષ

આપવામાં આવ્યું નથી. સ્વયંમે વિષ્ણુ સ્વામીના શુદ્ધાદ્વૈત સંપ્રદાયને તામસ ગણ્યા છે તેથી તે મતથી જુદા પડી વેદ શ્રુતિ-સ્મૃતિ ધર્મશાસ્ત્રો વીગેરે સર્વેનું દોહન કરી પોતે તેની આડ ધરી જે ભક્તિમાર્ગ પ્રતીપાદન કર્યો તે કેવળ નિર્ગુણ છે. તેનું મુખ્ય સ્થળ ઉપર જણાવેલા ચાર સંપ્રદાયોના ચાર મોટા ધામોની વચમાં બીરાજતા શ્રીનાથજીનું ધામ શ્રીનાથદ્વાર છે. મધમાં બીરાજતા ઠાકુરજીનો સંપ્રદાય તેજ સનાતન ધર્મ સમજવાનો છે, અને તેજ આપણો પુષ્ટિમાર્ગી સંપ્રદાય. તેને ચારસો વર્ષનો કહેવામાં આવે છે તે ભુલભરેલું છે કારણ કે તે સનાતની ઘણોજ પ્રાચીન છે. એ વિષય ભવિષમાં હમો જીવતા રહ્યા તો હાથ ધરીશું. તેમાં નથી સાત્વિકપણું કે નથી રાજસપણું કે નથી તામસપણું ( તે માટે જુઓ તેમનો પુષ્ટિ પ્રવાહ મર્યાદા ગ્રંથ) પોતે પ્રતિપાદન કરેલ નિર્ગુણ ભક્તિમાર્ગને "વૈષ્ણવ શુદ્ધાદ્વૈત પુષ્ટિમાર્ગ" તરીકે ઓળખાવા લાગ્યા, અને આ નિર્ગુણ ભક્તિમાર્ગને પુષ્ટિ આપી સ્વયંમે પ્રવર્તાવ્યો તેના આપ શ્રી પ્રથમના આચાર્ય ગણાયા. હમોએ ગઈ સાલની ટીપણીમાં તેમને આઠમા આચાર્ય ગણાવેલા તે તામસી ભક્તિયોગ વિષ્ણુ સ્વામીના મતના સંપ્રદાયનાને ગણાવેલો, નહીં કે નિર્ગુણ ભક્તિયોગ સ્વયંમ મતના માર્ગનાને ગણાવેલો હતો.

વિષ્ણુ સ્વામીને સ્વયંમે પોતાના ગુરૂ તરીકે કબુલેલા કે માનેલા એવું બનેલું જણાતું નથી. ઉપર જણાવી ગયા પ્રમાણે વિષ્ણુ સ્વામીના સંપ્રદાયનું ફકત સુકુ થડીઉં ( Trunk ) રહેલું હતું તેના થડપર ભક્તિરસનો સારો છંટકાવ છાંટી તેમાંથી તામસપણું કાઢીને નિર્ગુણ નવપ-

લ્લવિત મોટું વૃક્ષ બનાવ્યું તેના મુળીઆમાં આત્મબળ ભગવતીબળના, (Spiritual Nourishment) નહી કે (Corporeal-Material Nourishment) શારીરીક પ્રકૃતી બળના, ઝરણાઓ જવાથી જુના વૃક્ષના મુળીઆ અને તેની સાથે થડ ઘણુંજ સચેત-સજીવન થઈ પુષ્ટ–બળવાન થયા અને તેની ઘટા ચારે તરફ ફેલાઇ ગઈ. ભોક્તા જીવાત્માઓને ચૈત્ર માસના ત્રીવીધ તાપથી બચવાની મોટી છત્રી થઈ. સીંધ મુલક જેવામાં વસ્તા " અજ્ઞાની અને અનાચારી " જીવોને તેમના અમૃત ફલોનો ભોગ મળવાથી શાંતી થવા લાગી. પેલા મીલ્ટનની પેરેડાઈઝ લોસ્ટના વૃક્ષના ફળનો ઉપભોગ કરવા ખ્રીસ્તી ધર્મના પ્રભુની જેવી મનાઈ હતી તેવી આ વૃક્ષના ફળનો ઉપભોગ કરવાની મનાઈ ન હતી. આ તે આ હમારા પુષ્ટિમાર્ગના મહાપ્રભુજીનો ખરો પ્રતાપ અને અનુગ્રહ અને દયા ! ! ! પણ કુદરતી નિયમ વિચીત્ર છે. જયાં મનાઈ ત્યાં મનાઇ ઉલ્લંગવાની મનુષ્ય પ્રાણીની પ્રેરણા અથવા મનોવૃત્તી વલખાં મારે છે અને છેવટે ઉલ્લંગે છે અને તેનું પરીણામ છેવટે સોસવું પડે છે. ( જુઓ આ બાબતમાં મીલ્ટન પેરેડાઈઝનું પુસ્તક ૧ લાઇન ૧થી ૫) જયાં મનાઈ નથી ત્યાં મનાઇ કરવા મનુષ્ય પ્રાણીની આસુરી પ્રકૃતી દોરે છે. અમુક ફળને તો શું, પણ તેના વૃક્ષને પણ જડમુળથી ઊખેડી નાંખવા ભગીરથ પ્રયાસો કરે છે. અહો દૈવ ! આજ તારી વિચિત્રતા અને વિલક્ષણતા Mysterious and inscrutible are Thy ways તારી માયા અલૌકીક અને ગહન છે. આજ મનુષ્ય પ્રાણીનું અવલચંદીપણું ! જ્યાં તારી હા ત્યાં હમારી ના ! અને જયાં તારી ના

ત્યાં હમારી હા! છેવટે તારોજ મત સાચો અને હમારોજ ખોટો ઠરે છે તે છતાં હમોને કોઈ પ્રકારની લાજ કે શરમ નથી. જો કે તારા હુકમોનો અનાદર કરવાથી છેવટે હમારેજ સોસવું પડે છે.

આ પ્રમાણે ઘટ છાંયામાં દૈવી જીવાત્માઓ આશ્રો લે છે જ્યારે આસુરી જીવાત્માં તેનો અનાદર કરી આમ તેમ આશ્રા માટે વલખાં મારતા ભટકતા જણાયા છે. ધોબીનો બેલ નહી ઘરનો કે નહી ઘાટનો એવી તેમની છેવટે સ્થીતી બને છે.

વૈષ્ણુવોની કુલ સંખ્યા ગુજરાતમાં સને ૧૯૦૦ સુધી ૧૧,૫૫,૮૪૮ ની હોય એમ વસ્તીપત્રકો ઉપરથી જણાઈ છે તે શૈવી મતની વસ્તી કરતા સવાઇ હોય એમ વસ્તીપત્રકો સુચવે છે.

ઉપર આપણે જણાવી ગયા છીએ કે બ્રહ્મવાદી અને માયાવાદી વચ્ચે ૧૨ વર્ષથી ઝગડો ચાલતો હતો. બ્રહ્મવાદી તરફથી ઉપર જણાવેલા ચાર વૈષ્ણવ સંપ્રદાયોના શીષ્યો હતા અને માયાવાદીઓ તરફથી પણ શંકર મત અને તેને અનુસરનારા અનુયાઇઓ હતા પણ તેમાં કોઈ આચાર્ય પદ્દી ધરાવનારા હતા નહી તેથી વાદનો અંત આવી શકતો નહોતો. પણ જ્યારે શ્રીમહાપ્રભુજીને આચાર્યપદ પ્રાપ્ત થયું ત્યારે વિજયનાદની ધ્વની થવા લાગી. આ સાંભળી રાજાના અનુચરોએ રાજા પાસે જઇ સમાચાર આપ્યા કે તરતજ રાજાએ તેમને સભામાં પધારવાની વિજ્ઞપ્તિ કરી. તેઓશ્રીએ પ્રથમ પોતાના સુવર્ણનું કમંડળ મોકલ્યું હતું તેના પ્રભાવથી સૌ અંજાવા લાગ્યા. પછી રાજાએ સભામાં આપશ્રીને પધરાવ્યા, અને શાસ્ત્રીય રીતે તેમનો સત્કાર કરી સુવર્ણના

સિંહાસન ઉપર પધરાવ્યા. ત્યાર પછી બન્ને પક્ષની તકરારો સાંભળી છેવટે માયાવાદી મતનું ખંડન કર્યું. આ સભામાં જૈન અને બૌધ મતવાળાઓને માયાવાદીઓએ બોલાવ્યા હતા. તેઓની સાથે વાદવિવાદ ચલાવવો યોગ્ય નથી એમ કહી પુંઠ વાળીને બેઠા. તે છતાં રાજાના ઘણાજ આગ્રહથી વચ્ચે એક ત્રાહીત બ્રાહ્મણ રાખીને શાસ્ત્રાર્થ ચલાવ્યો તેમાં તે બેઉ મતનું ખંડન કર્યું. છેવટે નિર્ગુણ ભકિત માર્ગનું મંડન કર્યું. ત્યાર પછી કૃષ્ણદેવ રાજાએ સોનાના ફુલોથી અને જળથી સ્નાન કરાવીને રાજાએ વિનંતી કરી કે આ દ્રવ્ય અંગીકાર કરો ત્યારે આપશ્રીએ કહ્યું કે આ સ્નાનનું જલ છે તેથી હમોને ખપે નહી. તે દ્રવ્ય બ્રાહ્મણોને વ્હેંચી આપો. તે પ્રમાણે રાજાએ કર્યું. મને આપનો સેવક બનાવો એવી વીનતી કરી. તે પ્રમાણે સેવક બનાવ્યો. બેટમાં સુવર્ણના થાલમાં સુવર્ણની મહોરો મુકી તેમાંથી ફકત ૭ સોનામહોર દૈવી હોવાથી તેનો અંગીકાર કરીને બાકીની મહોરોને બ્રાહ્મણોમાં વ્હેંચી આપવા આજ્ઞા કરી ત્યાર પછી પંઢરપુર શ્રીવિઠુબા રૂખમાઈની યાત્રાએ પધાર્યા.

## • ૭ શ્રી આચાર્યજી મહાપ્રભુજની પ્રથમ પરિક્રમ સંવત ૧૫૪૮ થી ૧૫૫૪ તે વખતે શાસ્ત્રીય વાદવિવાદથી હાલ નિર્વિવાદી ગણાવા જોઇતા સિદ્ધાંતો.

પહેલી પરિક્રમા સંવત ૧૫૪૮ ના વૈશાખ વદ ૨ થી સંવત ૧૫૫૪ ના વૈશાખ શુદ ૩ સુધી વૈષ્ણવ

ધર્મની વૃદ્ધિ કરવા સારૂ કરી. સાથે તેમના માતુશ્રી અને બે સેવકો દામોદરદાસ હરસાણી અને કૃષ્ણદાસ મેઘનજી હતા. જ્યાં જ્યાં બેસી સપ્તાહ કરી છે ત્યાં ત્યાં તેમની બેઠકની ગાદીઓ સ્થાપવામાં આવીઓ છે. જે શ્રી આચાર્યજી મહાપ્રભુજીની બેઠકના નામે ઓલખવામાં આવે છે. એકંદર બેઠકો ૮૪ છે તેમાંથી એક શ્રીરંગજી દક્ષણમાં અને બીજી પંચમહાલમાં આવેલા ગોધ્રામાં સાચોરા રાણા વીયાસના ઘરમાં હતી તે, એમ બે બેઠકો અલોપ થઇ છે. આ પરિક્રમામાં શ્રી મહાપ્રભુજીના ઘણા સીદ્ધાંતોથી ભરપુર ચરિત્રો છે. આ સ્થળે ફકત એટલાનીજ નોંધ કરીશું કે જેને આજકાલ આ સંપ્રદાયના દ્રોહીઓ નવુ રૂપ આપી તે માટે સવાલો કરે છે જેનું નીરાકરણ આપણા પ્રથમના આચાર્યશ્રીએ શાસ્ત્રીય વાદવિવાદ કરી કર્યું છે તે હાલ નિર્વિવાદી ગણાવું જોઇએ. તેવા પ્રશ્નો ફરીથી ઉભા કરી તેનું નીરાકરણ હાલના જમાનામાં માંગવું એ શાસ્ત્રીય રીતી અને નિતીથી વિરૂધ છે. બ્રીટીશ રાજમાં ન્યાય ખાતામાં ખાસ એવી બાબતોની કલમ ઘડવામાં આવી છે કે જે સવાલોનો ફડચો એક વખત સારી રીતે ચર્ચાઇને થયલો હોય તો તેનું ફરીથી પીંજણ કરવામાં આવશે નહી. ( જુ. સને ૧૯૦૮ ના દીવાની કાયદાની કલમ ૧૧ ) —તેને રીસજુડીકેટા કહેવામાં આવે છે. આ નિર્વિવાદની બાબતમાં આવોજ મત શેરગઢવાળા ગો. શ્રી ગિરધરલાલજી મહારાજનો પણ છે. એવા સિદ્ધાંતો શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ શાસ્ત્રીય વાદવિવાદ કરી માયાવાદીઓની દલીલોનું ખંડન કરી સ્થાપ્યા છે તેમાંના નીચે પ્રમાણે આપીએ છીએ:—

(૧) જૈન બુદ્ધ મત વૈષ્ણવોએ સ્વીકારવાનો નહી જૈન અને બુદ્ધ ધર્મવાળા સાથે વાદવિવાદ કરવાથી પણ દોષીત થવાય છે, માટે તેમની સાથે વાતચીત ન કરતાં વચમાં એક બ્રાહ્મણદ્વારા તેમની સાથે સંવત ૧૫૪૭માં વિદ્યાનગરમાં શ્રીકૃષ્ણદેવના દરબારમાં વાદ-વિવાદ કરી તેમના મતોનું ખંડન કર્યું હતું અને તેમ કરી દિગવિજય મેળવ્યો હતો.

(૨) સંવત ૧૫૪૯ના શ્રાવણ શુદ ૧૧ ની મધ રાત્રે શ્રીનાથજીએ પ્રગટ થઈ દર્શન આપેલાં તે વખતે સુતરના પવિત્રાથી અને મીસરીથી સત્કાર કરેલો તે વખતે આજ્ઞા થઈ કે " દૈવી જીવોને બ્રહ્મસંબંધ આપો એટલે તેઓનો ઉદ્ધાર થશે." ત્યારથી બ્રહ્મસંબંધનો મંત્ર (જુ. પાન ૨૫૯) દરેક દૈવી જીવોએ પોતાના ગુરૂદ્વારા લેવો એવો સિદ્ધાંત છે.

(૩) સોરમજી ક્ષેત્રમાં શ્રીમહાપ્રભુજી સં. ૧૫૪૯ માં પધારેલા ત્યારે ગૌડ અને સરવરીયા બ્રાહ્મણો વચ્ચે તકરાર ઉભી થઈ કે શ્રી રામચંદ્રજી અને શ્રીકૃષ્ણચંદ્રમાજી એ બેમાંથી કોણ મોટા ? એ બાબતનો નિર્ણય કરવા સારૂ શ્રીમહાપ્રભુજીને વિનંતી કરવામાં આવી ત્યારે શાસ્ત્રીય રીતે બેઉના મનનું સમાધાન કરી આપ્યું કે મોટાઈનાં એ સ્વરૂપો સરખાં છે પણ ફેર એટલોજ જણાયો છે કે શ્રી રામચંદ્રજી **મર્યાદા** પુરૂષોત્તમ છે અને શ્રી કૃષ્ણચંદ્રજી **પુષ્ટિ** પુરૂષોત્તમ છે.

(૪) મીથ્યા જગતગુરૂ હાલ સ્વર્ગવાસી શંકરાચાર્ય માધવાતીર્થ તરફથી વૈષ્ણવોની કંઠી અને તિલક માટે કલેશ ઉપજાવે એવા પ્રશ્નો વર્તમાનપત્રદ્વારે કર્યા હતા. શા સારૂ વૈષ્ણવોએ ભસ્મ અને રૂદ્રાક્ષ ધારણ ન કરવા એવા પણ પ્રશ્નો ઉભા કર્યા હતા તે બાબત સાંજ વર્તમાનમાં લેખો ઉપર લેખો હમારા તરફથી આપવામાં આવેલા. પણ તેનો નિર્ણય આપણા શ્રી મહાપ્રભુજીએ સંવત ૧૫૪૯ અથવા ૧૫૫૦ માં શ્રી કાશીનગરીમાં નગરશેઠ પુરૂષોત્તમદાસ કૃષ્ણદાસને ઘરે માયાવાદીઓએ ઉપર જણાવેલા પ્રશ્નો પુછેલા તેનો શાસ્ત્રાર્થથી નિર્ણય કરી તેઓ આગળ કબુલ કરાવેલું કે **વૈષ્ણવોએ ભસ્મ અને રૂદ્રાક્ષ ધારણ કરવાં નહીં.** શંકરભાષ્ય, ગૌરીતંત્ર અને શીવસુત્રમાં પણ આવોજ મત પ્રદર્શીત કરેલો છે. તો એ સવાલો માયાવાદીઓને ફરીથી ઉભા કરવાનો બીલકુલ હક છે નહીં. તેમજ વૈષ્ણવોએ ઉપરના સિદ્ધાંત પ્રમાણે વર્તવાનું છે એટલે ભસ્મ અને રૂદ્રાક્ષ ધારણ ન કરવાં પણ તુળસીની કંઠી અને ટીલકજ ધારણ કરવાં એજ વૈષ્ણવને શ્રી મહાપ્રભુજીની આજ્ઞા છે.

(૫) સંવત ૧૯૫૦માં શ્રી મહાપ્રભુજી શ્રી કાશી નગરીમાં પધાર્યા હતા, તે વખતે રામાનુજ સંપ્રદાયના વૈષ્ણવો તરફથી એવો સવાલ

કરેલો કે કંઠી ફક્ત જપ કરતી વખતે ધારણ કરવી કે સદા ધારણ કરવી ? શ્રી મહાપ્રભુજીએ તેઓની શાસ્ત્ર રીતીએ ખાત્રી કરી આપી કે **વૈષ્ણવોએ તો કંઠી સદા ધારણ કરવી.**

(૬) શ્રી મહાપ્રભુજી શીવકાશીમાં શિવજીના દર્શન કરવા ગયલા. ત્યાં કેટલાક માયાવાદી વિદ્વાનો સાથે ઘણો શાસ્ત્રાર્થ થયો તેમાં માયાવાદીઓ હાર્યા. તે પછી શ્રી મહાપ્રભુજી ઉપર માયાવાદીઓએ શિવ નિંદીકપણાનો આક્ષેપ મુકયો. જવાબમાં કહેવામાં આવ્યું કે જેમ જૈનોનું મત ખંડન કરવાથી વિષ્ણુનો અવતાર જે બુદ્ધ, તેની જેમ નિંદા થતી નથી તેમ કેટલાંક તંત્રોને આશ્રયે બનેલા શીવ મતનું ખંડન કરવામાં શિવજીની નિંદા થતી નથી.

(૭) સંવત ૧૫૫૦ ના માર્ગશીર્ષ માસમાં શ્રી મહાપ્રભુજી શ્રી જગન્નાથજીમાં પધાર્યા તે વખતે ત્યાંના રાજાએ આપશ્રીને ચાર પ્રશ્નો કરેલા તે ઉત્તર સહીત હમો નીચે આપીએ છીએ.

| પ્રશ્ન. | ઉત્તર. |
|---|---|
| ૧—મુખ્ય શાસ્ત્ર કયું ? | શ્રીમદ્ભગવદ ગીતા જે ભગવાને કહેલી છે તેજ શાસ્ત્રમાં મુખ્ય છે. |

| પ્રશ્ન. | ઉત્તર. |
| --- | --- |
| ૨—મુખ્ય દેવતા કયો? | દેવકી પુત્ર જે શ્રીકૃષ્ણ તેજ દેવતામાં મુખ્ય છે. |
| ૩—મુખ્ય મંત્ર કયો? | તે મંત્ર કે જેમાં શ્રી કૃષ્ણનું નામ મુખ્ય છે. |
| ૪—મુખ્ય કર્મ કયું? | તે કર્મ કે જેમાં શ્રી કૃષ્ણની સેવા કરવામાં આવે છે. |

(૮) સંવત ૧૫૫૧માં શ્રી કુરૂક્ષેત્રની યાત્રાએ શ્રી પધાર્યા. ત્યાં પ્રશ્ન ઉઠયો કે સર્વ પુરાણોમાં અત્યંત ઉત્તમ પુરાણુ કયું છે? ઉત્તરમાં શ્રીમદ્‌ભાગવત પુરાણુ ટાંકવામાં આવ્યું હતું.

(૯) થાનેશ્વરમાં એક રામાનંદી પંડીતને વેદ-વ્યાસના દર્શન થયલા તેથી તે બહુ ઉન્મત બનેલો. લોકોને તે મંત્રોપદેશ આપતો હતો ત્યાં જ્યારે શ્રી મહાપ્રભુજી પધારેલા ત્યારે આ પંડિતશ્રીએ ઘણા પ્રશ્નો કરેલા તેના સંતોષકારક તેમને જવાબ આપવામાં આવેલા. તે પછી શ્રીએ તે પંડિતને એક એવો પ્રશ્ન કર્યો કે "ચાર વેદ અને સર્વ શાસ્ત્રનો સાર શું? એનો જવાબ તે પંડિત આપી નહીં શકયો ત્યારે શ્રીએ પોતાનો રચેલો શ્રી મુકતાવળી ગ્રંથ શાસ્ત્રાર્થ સહીત ભણાવ્યો અને છેવટે આજ્ઞા કરી કે "શ્રી કૃષ્ણની સેવા એજ સાર છે. તે સદા આનંદ આપનારી છે, તે ફળરૂપ છે."

# ૮ શ્રીમહાપ્રભુજીની બાકીની પૃથ્વી પરિક્રમા. સંવત ૧૫૫૫ થી ૧૫૬૫ અને તેમાં તથા છેવટ સુધીની હૈયાતીમાં જાણવા જેવા મહત્વના બનાવો.

સંવત ૧૫૫૫ ના ચૈત્ર શુદ ૨ ના દિવસે બીજી પરિક્રમા કરવા શ્રી આચાર્ય મહાપ્રભુજી પાંચ સેવકોને લઇ નીકલ્યા. તે સેવકોના નામ ૧ દામોદરદાસ હરસાણી ૨ કૃષ્ણદાસ મેઘન ૩ ગોવિંદ દવે ૪ માધવ ભટ્ટ કાશ્મિરી અને ૫ વાસુદેવદાસ છકડો

માધવ ભટ્ટજીની સેવા એ હતી કે શ્રીમહાપ્રભુજી જે કાંઈ ગ્રંથો લખાવે તે રસ્તે ચાલતા ચાલતા લખતા હતા.

વાસુદેવદાસની સેવા સીપાઈગીરીની હતી અને તેની સાથે શ્રીમહાપ્રભુજીની નીત્ય નીયમાદીક સંબંધી સર્વ વસ્તુ એક મજુર તરીકે ઉપાડવાની હતી. શરીરમાં ઘણાજ રૂષ્ટપુષ્ટ હતા. એક ગાડા જેટલો બોજો ઉપાડતા. તેથી તેનું નામ શ્રીમહાપ્રભુજીએ છકડો પાડેલું હતું.

વિશ્રામઘાટ આગળ બાદશાહા તરફથી એક એવો યંત્ર ટાંગવામાં આવેલો હતો કે તેની નીચેથી જે હીંદુ નીકળે તો તેની ચોટ (ચોટલી) ઊખડી જઇ ડાઢી બની જતી. આ બનાવથી અકળાઈ કેટલાક સેવકોએ આવી શ્રીમહાપ્રભુજીને વિજ્ઞપ્તી કરી કે આ ત્રાસમાંથી હમારૂં રક્ષણ કરો. આપશ્રીએ પ્રભુઈચ્છા કહી શાંતવન કર્યું અને છેવટે કહ્યું કે હમારાસેવક વાસુદેવદાસ તે માટે પોતાનું બનતું તે બાબતમાં કરશે પ્રભુ આજ્ઞાથી આ

વાસુદેવદાસે વિશ્રામઘાટ ઉપર એક એવો મંત્ર ટાંગ્યો કે જે મુસલમાન તેની નીચેથી પસાર થાય તેની દાઢી એકદમ ઊખડી જઇને તેની ચોટ બની તેને માથે ચોટલીરૂપે ચોંટી જાય.

આ પરિક્રમામાં શ્રીનાથજી શ્રીગિરિરાજમાંથી પ્રગટ થયા અને હર્ષભેર શ્રીમહાપ્રભુજીને મળ્યા. અને આજ્ઞા કરી કે તમો આજથી અહીંઆ રહો, મંદિર બાંધો-બંધાવો અને હમારી સેવા કરો. મજકુર આજ્ઞા માથે ચઢાવી પંજાબ-અંબાલાવાળા પુરણમલ ક્ષત્રીએ તે સ્થળે એક મંદિર બંધાવી આપ્યું. તે હજુ પણ હૈયાત છે તે મંદિરમા એક રામદાસ સાચોરા બ્રાહ્મણને ઠાકુરજીની સેવા કરવા સારૂ મુખીયાજી તરીકે નીમવામાં આવ્યા. પછી શ્રી ઠાકુરજીની આજ્ઞા લઇ પરિક્રમાનું કામ શરૂ કર્યું.

વૈષ્ણવ સંપ્રદાય પ્રમાણે એકાદશી અવશ્ય કરવી. જુ. શ્રીહરિરાયજીકૃત શીક્ષા ૪૦ મી "જયંતીવ્રત અને એકાદશીવ્રત, અવશ્ય કરવાં" પણ જગન્નાથજીએ એકાદશીને બાંધી મુકી છે એટલે તેના ધામમાં કોઈ એકાદશીવ્રત કરતું નથી આ ધામમાં આપણા શ્રીમહાપ્રભુજી પધાર્યા. તે વખતે એકાદશી આવી. તે ધામમાં જે પંડિતોની હાર શાસ્ત્રાર્થમાં શ્રીમહાપ્રભુજીએ કરેલી તેઓએ શ્રીમહાપ્રભુજી આગળ આવી શ્રી જગન્નાથજીનો પ્રસાદ ધર્યો. પ્રસાદની અવગણના કદીપણ આ સંપ્રદાયના મત પ્રમાણે થઇ શકે નહીં. તેથી પંડિતોએ ખાસ આ દિવસે શ્રીઠાકુરજીનો પ્રસાદ શ્રીમહાપ્રભુજીના હાથમાં આપ્યો અને જોવા લાગ્યા કે હવે કેમ એકાદશીવ્રત શ્રીમહાપ્રભુજી કરી શકે છે. પણ તેઓ છેવટે

પોતાની કપટ ભરેલી ધારણામાં નિષ્ફળ થયા કારણ કે શ્રીમહાપ્રભુજીએ પ્રસાદ હાથમાં ધરી તેનો મહીમા શાસ્ત્ર રીતીએ એવી રીતે તો વર્ણવવા લાગ્યા કે વર્ણવ કરતા કરતા દ્વાદશી થઇ ગઈ. દ્વાદશી થતા પારણા તરીકે એ પ્રસાદ આરોગ્યા.

પંઢરપુરની યાત્રાએ પધાર્યા ત્યાં શ્રી વિઠ્ઠલનાથજીએ શ્રીમહાપ્રભુજીને ખાસ આજ્ઞા કરી કે "હમારી ઈચ્છા આપને ત્યાં પુત્રરૂપે પ્રગટ થવાની છે, માટે આપ લગ્ન કરો હમોને કોણ કન્યા આપશે એમ પ્રશ્ન કર્યો. ઉત્તરમાં એમ આજ્ઞા થઈ કે કાશીમાં તૈલંગ બ્રાહ્મણ છે તેની કન્યાનું નામ મહાલક્ષ્મી છે ત્યાં પધારો એટલે તે પોતાની મેળેજ આપને કન્યા આપવો આવશે. તે આજ્ઞાનુસાર આપશ્રી કાશી પધાર્યા ત્યાં શ્રીવિઠ્ઠલનાથજીની આજ્ઞા પ્રમાણે સર્વ બન્યું અને છેવટે તેજ પ્રમાણે લગ્ન થયા. શ્રી ગોકુળનાથજીનું સ્વરૂપ જે હાલ કામવનવાળા શ્રીવલ્લભલાલજી મહારાજને માથે બીરાજે છે તે આ તૈલંગ બ્રાહ્મણના. જેને પોતાની છોકરીના લગ્ન શ્રી મહાપ્રભુજી સાથે કર્યા હતા. તે સ્વરૂપને શ્રીમહાપ્રભુજીએ માંગી લીધું હતું.

## ૮ ત્ર પરિક્રમા પછી–શ્રી મહાપ્રભુજીની જીંદગીનું વૃત્તાંત.

આ મહાપ્રભુજી ૩૦ વર્ષના થયા ત્યારે ૩ પરિક્રમા અને તેટલાજ દિગવિજયો કરી રહ્યા હતા અને આખી પૃથ્વીના વિષ્ણુ સ્વામીના મતના અનુસારે વૈષ્ણવ ધર્મનો ફેલાવો કર્યો હતો. ત્યાર પછી પૃથ્વી ઉપર ૨૧

વર્ષ બીરાજ્યા હતા. તેમાં કેટલાક દિવસો અડેલમાં, અને કેટલાએક દિવસ કાશીમાં, તથા તેની પાસે ચરણાટ છે ત્યાં તથા કેટલાક દિવસ વ્રજમાં શ્રીગિરિરાજજી વિગેરે સ્થળોમાં બીરાજ્યા હતા.

અડેલ ગામમાં આપશ્રીની તબીયત સારી નહીં હોવાથી વૈષ્ણવોએ ઔષધ આણી આપ્યું તે આપશ્રીએ અગ્નિમાં પધરાવ્યું તે પછી તબીયત સારી થઇ. વૈષ્ણવોને આશ્ચર્ય લાગ્યું અને પુછ્યું આપશ્રીએ ઔષધને અગ્નિમાં કેમ પધરાવી દીધું હતું? ઉત્તર એ મળ્યો કે તે હમેશાંજ આરોગ્યું હતું. આથી જણાયું કે તે સાક્ષાત અગ્નિનાજ અવતાર હતા.

શ્રીમહાપ્રભુને ત્યાં પ્રથમ લાલજી શ્રીગોપીનાથજીનું સંવત ૧૫૬૮ ના ભાદરવા વદ ૧૨ ને દિવસે અડેલ ગામમાં પ્રાગટ્ય થયું તે બળદેવજીનો અવતાર હતા. ત્યાર પછી સંવત ૧૫૭૨ ના માગસર વદ ૯ ને શુક્રવારે હસ્ત નક્ષત્રમાં બીજા પુત્ર ગુસાંઈજી શ્રીવિઠ્ઠલનાથજી પ્રગટ થયા તે શ્રીકૃષ્ણનોજ અવતાર હતા. તેમના પ્રાગટ્ય પહેલા શ્રીરાધાજી એટલે શ્રીસ્વામીનીજીએ કહ્યું હતું કે જ્યારે તમને સ્વધામ આવવાની ભગવાનાજ્ઞા ત્રણ વાર થાય ત્યારે આવજો. તેથી પહેલી આજ્ઞા પરિક્રમા કરતી વખતે ગંગાસાગરમાં થઇ, ત્યારે તેમણે શ્રીસુબોધિની નામનો ગ્રંથ તુટક બનાવ્યો ને બીજી આજ્ઞા થઇ ત્યારે તેમણે વિધિપુર્વક સંન્યાસ ગ્રહણ કર્યો, અને જ્યારે ત્રીજી આજ્ઞા થઈ ત્યારે કાશીમાં જઈને ભગવાનના ધામમાં પધાર્યા.

## ૯ "વૈષ્ણવ શુદ્ધાદ્વૈત પુષ્ટિમાર્ગ સંપ્રદાય" માં કેટલીક અલૌકીક બાબતો અને તેનાં મુખ્ય સિદ્ધાંતો.

ઉપર જણાવી ગયા છીએ તેમજ શ્રીમહાપ્રભુજીએ બનાવેલા સિદ્ધાંત મુક્તાવળી ગ્રંથમાં જણાવ્યા પ્રમાણે **"શ્રીકૃષ્ણની સેવા સદાનંદ શ્રીકૃષ્ણ ફળરૂપ છે એમ જાણીને નિરંતર અવશ્ય કરવી" એ ચાર વેદ અને સર્વ શાસ્ત્રોનો સાર છે.** બાળબોધ ગ્રંથમાં જણાવવામાં આવ્યું છે કે "બુદ્ધીવાળા પુરૂષોના ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થો છે, મહાદેવ અને વિષ્ણુ આ બન્ને પોતાના ભજનવડે ચારે પુરૂષાર્થનું ફળ આપે છે માટે તે બન્ને જાતના હિત કરનારાં છે. શિવ અને વિષ્ણુને નિર્દોષપણું અને પૂર્ણ ગુણપણું છે એમ તેના શાસ્ત્રમાં નિરૂપણ કરેલું છે અને જોકે શ્રી ભગવાનના એ ગુણાવતાર છે તેથી શિવ અને વિષ્ણુ એ બન્ને ભોગ અને મોક્ષરૂપી ફળને આપવાને સમર્થ છે. લૌકીક ભાષામાં કહીએ તો શિવને ભોગની જરૂર ન હોવાથી તે ભોગ માગનારા ઉપાસકોને ભોગ છુટા હાથે આપે છે ( જુઓ રાવણને આપેલો ભોગ-વૈભવ ) શ્રીવિષ્ણુને મોક્ષની જરૂર ન હોવાથી તેના ઉપાસકોને છુટે હાથે મોક્ષ આપે છે. તોપણ તેના ગુણના વિચાર ઉપરથી તો મહાદેવથી ભોગ સિદ્ધ થાય છે. અને શ્રી વિષ્ણુથી મોક્ષ સિદ્ધ થાય છે, એવો વિશેષે કરીને શ્રી મહાપ્રભુજીનો નિશ્ચય છે. વિષ્ણુનું ભજન અથવા શિવનું ભજન એ એકએકનું સાધન છે એટલે મોક્ષને માટે વિષ્ણુનું ભજન સાધનરૂપ છે અને ભોગ સિદ્ધ કર-

વામાં શિવજીનું ભજન સાધનરૂપ છે. **મોક્ષ એટલે** સંસારથી છુટવાનો જે પુરૂષાર્થ જે છે તેને શ્રીઆચાર્યજી મહાપ્રભુજી મોક્ષ કહે છે. માટે મોક્ષ સાધવો હોય તેણે શ્રીવિષ્ણુની સેવા કરવી અને પુષ્ટિમાર્ગીએ તો શ્રીકૃષ્ણની તનુજા અને વિત્તજા સેવા કરીને માનસી સેવાને સાધ્ય કરવી કારણ કે તે માનસી સેવાને ઉત્તમ માની છે. શ્રીકૃષ્ણમાં એકતાન પોતાનું મન થઈ જાય તેને માનસી સેવા કહેલી છે, એને સિદ્ધ થવા સારૂ તનુજા અને વિત્તજા એટલે પોતાના શરીરથી કરેલી તે તનુજા અને પૈસા દઈને બીજાથી કરાવેલી તે વિત્તજા, એ બે સેવાને સાધનરૂપ માનેલી છે.

પુષ્ટિપ્રવાહમર્યાદા ગ્રંથમાં શ્રીમહાપ્રભુજીએ જણાવ્યું છે કે વેદ, શ્રીભાગવત તથા ગીતાજી વિગેરે શાસ્ત્રમાં, ભક્તિમાર્ગને કહેલો છે માટે પુષ્ટિમાર્ગ છે એવો નિશ્ચય શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ કર્યો છે. આ માર્ગ પ્રવાહમાર્ગ અને મર્યાદામાર્ગ ( વેદ પ્રમાણે ચાલતો ) એ બે માર્ગથી તદ્દન ભિન્ન છે. સ્મરણ કરનારાઓના દુઃખને હરનારા પ્રભુએ "એક હું, બહુ રૂપે થાઉં" એ રીતે સૃષ્ટિ કરવાની ઇચ્છારૂપે નિમિતમાત્રે કરીને પ્રવાહસૃષ્ટિને ઉત્પન્ન કરી. તેમજ મનઃપુર્વક વચને કરીને વેદમાર્ગ એટલે મર્યાદાસૃષ્ટિને ઉત્પન્ન કરી અને પુષ્ટિસૃષ્ટિને તો, નિરંતરને, સૃષ્ટિની સાથે એકતા જેમની છે એવા થઈને પોતાના આનંદાત્મક સ્વરૂપે કરીને ઉત્પન્ન કરી. પુષ્ટિમાર્ગના જીવોની સૃષ્ટિ છે તે શ્રી ભગવાનના સ્વરૂપની સેવા કરવા સારૂ છે અથવા ભગવાનની રૂપે કરીને સેવા કરવી, તે સારૂં છે. પુષ્ટિમાર્ગના જીવની સૃષ્ટિમાં બીજુ કાંઇપણ કારણ સંભવતું નથી. કારણ કે જો આ

ભગવાન પુષ્ટિમાર્ગના જીવોને ઉત્પન્ન નહીં કરતે તો તેવા સેવાના અધિકારી બીજા નહીં હોવાથી સ્વરૂપની સેવાજ નહીં થાત. આ જીવો ખુશીથી મારા સ્વરૂપને જાણે, એ રીતના વિચારપુર્વક **ભગવાનનો જે અનુગ્રહ તેનું નામ પુષ્ટિ ( માર્ગ ).** શ્રીમદ્ ભાગવતમાં પણ તેમ લખ્યું છે. શ્રી આચાર્યજી મહાપ્રભુજીના અનુભાષ્યમાં લખવામાં આવ્યું છે કે પુષ્ટિમાર્ગ ભગવાનના અનુગ્રહથી કૃપાથીજ સાધ્ય છે. તત્વદિપમાં લખવામાં આવ્યું છે કે શ્રીકૃષ્ણનો અનુગ્રહ તેજ પુષ્ટિ, તેજ પરમાત્માનો પ્રેમ, તેજ તેની પ્રસન્નતા, તેજ તેની કૃપા: એ સર્વ કેમ પ્રાપ્ત કરવા તે જાણવાનો માર્ગ તેને **પુષ્ટિમાર્ગ** કહેવામાં આવે છે.

આ સંપ્રદાયનો એક એવો સિધ્ધાંત છે કે " સર્વ વસ્તુ શ્રી પ્રભુને સમર્પિને લેવી તેથી ફરી દોષ થતા નથી " (જુ. શ્રીઆચાર્યજી મહાપ્રભુજીનો સિદ્ધાંતરહસ્ય) " જેમનું નિવેદન થયલું છે " ( કોઈ પણ દ્રવ્ય એટલે વસ્તુ હોય તે સ્વામિને જણાવી આપવી તેનું નામ નિવેદન " એવા બધા નિવેદી પદાર્થોનું શ્રી ભગવાનને સારી રીતે એટલે મનઃપુર્વક, અંગીકાર કરાવીનેજ, અને અલૌકિક, બધું કામ કરવું. એવી નિર્દોષ ભકિત-માર્ગની મર્યાદા છે. બૉમ્બે ગેઝેટીઅરના ગ્રંથ ૯ ( નવ )ના પાન ૫૩૫ ઉપર પુષ્ટિમાર્ગને Creed of Spiritual Nourishment આત્મબળનું પોષણ કરવાનો ધર્મ-માર્ગ માનવામાં આવ્યો છે. છતાં તેથી ઉલટુંજ ડા. ભાઉ દાજી અને ડા. ભંડારકર જેવાની દષ્ટિમાં જણાયું છે. એ સંપ્રદાયને પુષ્ટિમાર્ગ એ કારણથી પણ કહેવામાં આવે છે કે વિષ્ણુસ્વામીના જુના સંપ્રદાયના રહેલા

શુષ્ક થડને ભક્તિરસ સીંચી નવપલ્લવીત વૃક્ષ શ્રી આચારજી મહાપ્રભુજીએ ખીલવ્યું.

**Pushti Marga is also taken to mean the Marga or Creed that gave Nourishment or Pushti to the declining Trunk Cult of Vishnuswami.**

શ્રી આચાર્યજીએ પ્રગટ કરેલા સ્વતંત્ર પુષ્ટિમાર્ગની રીતે, સ્વરૂપ સેવા કરવામાં માળા, ચંદન, વસ્ત્ર, ભૂષણ અને ભક્ષ્ય, ભોજ્ય વિગેરે જેટલી સામગ્રી જોઇએ છે, તે બધી સામગ્રી ઘણા સ્નેહપૂર્વક પોતાના સ્વામી—શ્રી પ્રભુને સમર્પવામાં આવે છે અને પરમ દયાળુ શ્રી પ્રભુ પણ આ જીવનો શ્રી મહાપ્રભુજીએ અંગીકાર કરેલો છે, એમ જાણીને પ્રેમપૂર્વક અર્પણ કરેલી તે બધી વસ્તુને, સ્વામિનીજીઓ સહીત હાસ, વિલાસ, આનંદ અને પ્રીતિપૂર્વક સાક્ષાત આરોગે છે તેથી તે પોતાના સ્વામિ શ્રી પ્રભુએ ઉપયોગ કરેલી જે વસ્તુ હોય છે તે બધી પોતાના સૌભાગ્યરૂપ છે. ( જુઓ સેવા ફળ. )

શ્રી પ્રભુમાં, ભક્તિ એટલે પ્રભુના મહાત્મ જ્ઞાન સહીત અત્યંત દૃઢ અને સર્વથી અધિક થયલો પ્રેમ, અને તે સહીત પ્રભુની સેવા કરવી. શ્રી ભગવાનના અનુગ્રહથી થયેલો પ્રેમ દૃઢ અચળ થાય ત્યારે વાસના સહિત સર્વ પરિગ્રહનો પરિત્યાગ કરવાથી અને તે પછી પ્રભુનું સ્વરૂપ, ગુણ, અને લીલાનું શ્રવણ સહીત કીર્તન કરવાથી શ્રીમહાપ્રભુજીએ વર્ણવેલી ભક્તિ વૃદ્ધિને પામે છે. ( જુઓ ભક્તિવર્ધિની ) હીનાધિકારી ભક્ત ગૃહસ્થાશ્રમમાં રહીને, પોતાના વર્ણાશ્રમના ધર્મથી, નિવૃત

નહીં થઇને એટલે પોતાના વર્ણાશ્રમના ધર્મનું આચરણ કરતો થકો, પૂજાથી એટલે યથા મળેલાં પૂજનના ઉપકરણો વડે, સ્નાન, વસ્ત્ર અને અલંકારાદિકથી સ્વરૂપનું સેવન કરવું., તેણે કરીને અને શ્રીભાગવતાદિ તેમાં પ્રસિદ્ધ એવાં શ્રવણ, સ્મરણ અને કીર્તન વિગેરે કરીને શ્રીકૃષ્ણનીજ સેવા કરવી.

આ પ્રમાણે આપણા શ્રીમહાપ્રભુજીએ નવા સિદ્ધાંતો દાખલ કરી તે સિદ્ધાંતો સહીત બનેલો સંપ્રદાય વૈષ્ણવ **શુદ્ધાદ્વૈત પુષ્ટિમાર્ગ સંપ્રદાય, તરીકે ઓળખાવા લાગ્યો.**

## ૧૦ શ્રી વલ્લભાચાર્યનો મત ક્યાં ક્યાં અને કઈ વર્ણોમાં પ્રચલિત છે?

"હિંદુસ્થાન" ભારત ભુમિના હિમાલયની તળેટીથી તે વિંધ્યાચળ પર્વતની વચમાં આવેલા ભાગને કહેવામાં આવે છે. આર્યનોએ પ્રથમ દરીઆ કાંઠે આવેલા મુલકોમાં વાસ કરેલો—જેમકે દ્વારકાં, સોમનાથ પાટણ, કોડીનાર, મુળદ્વારકા, અને ભરૂચ તે પછીના આર્યનો ગુજરાતમાં પંજાબમાંથી રજપુતાના રસ્તે અને આરાવલીની ખીણોદ્વારે દાખલ થયા. તેમના પછી કેટલાક બંગાળ અને વાયવ્ય દિશામાંથી માળવા દોહદને રસ્તેથી દાખલ થયા. ગુજરાતમાં દાખલ થવાનો ત્રીજો રસ્તો ચુવાળ વીરમગામમાંથી હતો, તે રસ્તેથી દક્ષિણમાં કાઠીઆવાડમાં અને પૂર્વમાં ઉત્તર ગુજરાતમાં દાખલ થવાતુ હતું.

હીંદુ પ્રજામાં ઉજળી વર્ણ અને હલકી વર્ણ કરી એ વિભાગ છે, ઉજળી વર્ણ બ્રાહ્મણોને માનનારી છે-

બ્રાહ્મણના આચાર પાળનારાઓ જે હોય છે તે ઉજળી વર્ણમાં ઉંચા ગણાય છે. તેમાં બ્રાહ્મણો, બ્રહ્મક્ષત્રિઓ. કાયસ્થો, વાણીઆઓ, કણબીઓ અને કારીગરોમાંના કેટલાકો હોય છે તેઓમાંના કેટલાક દ્વીજ છે, કેટલાક જનોઇ હમેશાં પહેરે છે, કેટલાક કાર્ય પ્રસંગે પહેરે છે.

ઉજળી વર્ણમાં હલકો વર્ગ ધાંચી–ગોલાના નામથી ઓળખાય છે તેમાં જેઓ શુદ્રના નામથી ઓળખાય છે તે વર્ગ આવી જાય છે. તેથી તેઓ જનોઈનો ઉપયોગ કરતા નથી, આ વર્ગમાં નાતરાં થાય છે. એક કરતાં વધારે બૈરી પરણવાને કોઈ જાતની મનાઈ નથી. તેવું ઉંચ વર્ગની ઉજળી વર્ણ માટે નથી. તેમાં જો કોઇ તેવું કામ કરે તો તે નાત જાતમાં હલકો ગણાય છે.

ઉંચ વર્ગની ઉજળી વર્ણમાં અને મુખ્યત્વે કરીને મેશ્રી વાણીઆઓ પુષ્ટિમાર્ગના ભકતો હોયછે. ભાટીઆ, લુહાણા અને ભણસાળીઓ આ સંપ્રદાયના ઉપાસકો મોટા ભાગે છે. કાયસ્થ માત્ર આજ સંપ્રદાયના સેવકો હોય છે. આખા ગુજરાતમાં આ સંપ્રદાયની સૃષ્ટિ શૈવ મતની સૃષ્ટિ કરતાં સવાઈ છે. સને ૧૯૦૦ની સાલ સુધી ગુજરાતમાં વૈષ્ણવોની સંખ્યા ૬,૪૭,૨૫૬ની ગણાઈ હતી. જૈન શીવાય વણીક વર્ગ આ શ્રીવલ્લભ મતને માનનારો છે.

આ સંપ્રદાયમાં મુખ્ય સાત ગાદીઓ છે તે ગુજરાતમાં અમદાવાદ અને સંયુકત પ્રાંતમાં ગોકુલ-મથુરા, રજપુતાનામાં કાંકરોલી અને શ્રીનાથદ્વાર એટલા સ્થળો છે. મુંબઈ, કાશી, દ્વારકા, જગન્નાથ, મથુરા અને વૃંદાવનમાં અને ગુજરાત, કાઠીઆવાડ અને કચ્છના જાણીતા શહેરોમાં તેમની શાખાઓ છે.

સૂરતમાં શ્રી બાલકૃષ્ણજીવાળા છઠ્ઠા સ્વરૂપના હોય તેમ મનાવે છે પણ હમોને જે હકીકતો હાથ આવી છે તે ઉપરથી તેમને છઠ્ઠા સ્વરૂપના અથવા ઘરના માનવા આંચકો ખાઇએ છીએ.

સીંધ દેશમાં રહેનારા "લોકો ઘણાં અજ્ઞાની અને અનાચારી છે" એવા સમાચાર શ્રીઆચારજી મહાપ્રભુજીને તેમની પહેલી પૃથ્વી પરિક્રમામાં જ્યારે જામનગર પાસે ગોમતી નદીના ઉપર પારાયણ કરતા હતા, તે વખતે આપવામાં આવેલા. એ દેશની તપાસ કરવા શ્રી મહાપ્રભુજીએ ખાસ માણસો સિધ્ધપુરમાં બિંદુ સરોવર ઉપર પારાયણ કર્યા પછી મોકલેલા હતા. તેઓએ ઉપર પ્રમાણે સમાચાર લાવી આપ્યા. "ત્યાં નહીં જઈએ, પણ હમારા વંશદ્વારાઓથી તેઓનો ઉધ્ધાર થશે" એવું કહી શ્રીમહાપ્રભુજી નારાયણ સરોવર પધાર્યા. આ વાક્યાનુસાર સીંધમાંથી આવેલા ભાટીઆ, લુહાણા વગેરે જાતોને કંઠી બાંધી બ્રહ્મ સંબંધનો મંત્રોપદેશ કરી, શ્રીમહાપ્રભુજીના વંશનાઓએ તેમનો ઉધ્ધાર કર્યો.

શ્રી ગુસાંઇજીના મોટાભાઈ શ્રી ગોપીનાથજી હતા તેમને માથે શ્રી મદનમોહનજીનું સ્વરૂપ બીરાજતું હતું. આ સ્વરૂપ કેટલાકના મત પ્રમાણે સીંધમાં નગરઠ્ઠામાં બીરાજે છે, કોઈ એમ કહે છે કે તે રાજનગરમાં બીરાજે છે અને કોઇ એમ કહે છે કે શ્રી નાથદ્વારમાં શ્રીનાથજીની બાજુમાં બીરાજે છે.

કાઠીઆવાડમાં એક ગોપાળીઓ પંથ નીકળેલો છે તે શ્રી ગુસાંઇજીના ૪ થા લાલ શ્રી ગોકુળનાથજીના પહેલા લાલ શ્રીગોપાલજી (૧૬૪૨ આસો સુદ ૧૪)ના

નામ ઉપરથી નીકળેલો છે તેના ઉપાસકો એકમેકને " જે શ્રીગોપાળ " કહી બોલાવે છે.

ભાટીઆ વર્ગ તેમજ લુહાણા વર્ગ–પુરૂષો અને મોટા ભાગે સ્ત્રીઓ–આ સંપ્રદાયના ઘણાજ ચુસ્ત લગભગ " પ્રેમઘેલા " ભકતો છે. શ્રી ઠાકુરજી શીવાય કોઈને ઈષ્ટદેવ માનતા નથી. ગોવિંદ કરતા ગુરૂ તરફ સંપૂર્ણ ભાવ અને શ્રધ્ધા ધરાવનારા છે, કારણ કે કહ્યું છે કે

" ગુરૂ ગોવિંદ દોનુ ખડે, કીનકુ લાગું પાય,
બલીહારી ગુરૂ દેવકી, ગોવિંદ દીયા બતાય. "

તેમજ જુ. શ્રીમદ્ ભગવદ્ ગીતા શ્લોક ૩૯–૪૦ અધ્યાય ૪.

આ ફકત તેઓને " અજ્ઞાન અને અનાચારી સ્થીતીમાંથી શ્રી મહાપ્રભુજીના વચનામૃત પ્રમાણે તેમના વંશનાઓએ ઉધ્ધાર કર્યો તેની પરોપકારની લાગણીનોજ ઉપકાર સમજવો. તેમની અપ્રતીમ શ્રધ્ધા અને બાદશાહી ભેટો ખરેખર સ્તુતીપાત્ર છે. પશ્ચીમ દેશની કેળવણીનું ઉપરચોટીયું અને પોકળ Thank you "થેંકીયુ" સમજવાનું નથી તેમની ખરી શ્રધ્ધા–આસ્થાનું ફળ તે વર્ગ ભોગવેછે. એ તો જગજાહેર વાત છે કે વેપાર ઉદ્યોગમાં સૌથી તે વર્ગ આગળ છે, શ્રીઠાકોરજીને નિમિત્ત બાદશાહી રકમો તેઓ વાપરે છે, જેનો પ્રત્યક્ષ દાખલો ગોકુલવાસી શેઠ ચત્રભુજ મુરારજી છે અને હાલ હૈયાત ધર્મ પારાયણ ઉદાર વૃતીના " રંગના રાજા " શેઠ પ્રાગજી સુરજીનો મુંબઈ નગરીમાં આ સદીમાં પુર્ણીમાના ચંદ્રરૂપે પ્રકાશમાનનો તાજો દાખલો છે.

લેટીનમાં એક સુત્ર છે Seqnor Majores મારા વડીલોના કામોને માન આપીને તેમની ચાલેચાલ

ધર્મની બાબતમાં ચાલીશ. જેઓ તેમ વર્તે છે તેઓ ખરા સુખી હોય છે. અને એ વાત ઉપર જણાવેલા વર્ગોમાં અનુભવાય છે. પણ આજકાલ તો વાયરો જુદીજ દિશામાં ફુંકાતો નજરે પડે છે. ૪૦૦ વર્ષ પહેલાંના અદ્‌ભુત શકતીવાળા શ્રી આચાર્ય સ્થાપીત આ સંપ્રદાય જે તરફ મોગલ બાદશાહ અકબરની સંપૂર્ણ દિલસોજી જયદેવના ગીત ગોવિંદ સાંભળીને ધરાવતા હતા, જેમાં ટોડરમલ અને બીરબળ જેવા વિર પુરૂષો શ્રી ગુશાંઇજીના ચરણમાં શિશ નમાવતા હતા, તે સંપ્રદાય ઉપર, વીસમી સદીમાં મુળ સીંધ દેશમાંથી ઉતરી આવેલા અને એક વખત "અજ્ઞાન અને અનાચાર"માં લબડતા હતા તેઓને શ્રી મહાપ્રભુજીના વંશનાઓએ મુક્ત કર્યા હતા, તેઓમાંના એક, આ સંપ્રદાયના ખરા સિદ્ધાંતોના કેવળ નાપાયાદાર, અર્થના અનર્થો, મારી મચડીને, અન્ય ધર્મોના અને પશ્ચીમ દેશની કળાકુશળના અને વિદ્યાથી રૃષ્ટપુષ્ટ અને ચાપલ્ય બનેલા, અને જેના અંતઃકરણમાં આ સંપ્રદાયના મુળ સ્થાપકે તેમના ધર્મના આચાર્યોને એક કરતાં ઘણીવાર શાસ્ત્રીય વાદવિવાદમાં હરાવી દિગ-વિજયો કરેલા, તેનું વેર રોમેરોમ વ્યાપી રહેલું તે કેમ વાળવું તેની તક શોધતા ફરતા, તેવાઓની સહાયતાથી ઉપર જણાવ્યા પ્રકારના અર્થો કરાવીને પોતાના નામે એક નવોજ પંથ ઉભો કર્યો. આ સમયે ભારત માર્તંડ પંડિત શ્રી ગટુલાલજીએ આ નગરીના શ્રીમંતોના દ્રવ્યની અને પોતાના વિદ્યાબળની સહાયતાથી ઠેકઠેકાણે મોટી મોટી સભાઓ ભરી ખરાં સીદ્ધાંતો સમજ-વ્યાથી આ સંપ્રદાયને છીન્નભીન્ન થતો અટકાવ્યો. તે વખતના સહાયકોમાં જેઓ હયાત છે તેઓ જણાવે

છે કે જેમ ઔરંગઝેબના વખતમાં જો શીવાજી હોત નહીં તો હીંદુ ધર્મનું નામ નિશાન રહેત નહીં તેમ જો આ સદીમાં ભારત માર્ત્તંડ પંડિત શ્રી ગટુલાલજી હોત નહીં તો કદાચ આ સંપ્રદાયનું પણ નામ નિશાન રહેત નહીં. આ સેવાથી પંડિતશ્રીની કીર્તિ આ ભારત ભુમીમાં, એટલુંજ નહીં, પણ અમેરીકા અને યુરોપમાં પણ ગાજી રહી હતી.

विद्वत्वंच नृपत्वंच नैवतुल्यं कदाचन ।
स्वदेशे पुज्यते राजा विद्वान सर्वत्र पुज्यते ॥

એટલે વિદ્વત્તા અને રાજાપણું કદી સરખા નથી, રાજા પોતાના દેશમાં પુજાય છે, ને વિદ્વાન સર્વ સ્થળે પુજાય છે.

શ્રી ગટુલાલજી શ્રી આચાર્યજી મહાપ્રભુજીના વંશમાં ૧૧મી પેઢીવાળા જુનાગઢના મંદીરની ગાદીએ બીરાજતા શ્રી વ્રજવલ્લભજી ઉપનામ શ્રી મગનલાલજી મહારાજ (સંવત ૧૮૫૬ ભાદરવા વદ ૬ની જેની ઉત્સવ તીથી છે) ના બેટીજી જે શ્રી લાડુબેટીજી હતા, તેમના પુત્ર થાય. જુઓ શ્રી દીક્ષિતજીના વંશની વંશાવળી. એમનો જન્મ સંવત ૧૯૦૧ના પોષ વદ ૧૨નો હતો અને તેમનું નિર્માણ ભાવનગરમાં સંવત ૧૯૫૪ના માગશર સુદ ૯ નું થયું હતું.

એ પંથમાં આ સંપ્રદાયમાંના જેઓ સામીલ થયા હતા તેમાંના કેટલાકોનું નામ નિશાન પણ રહ્યું નથી અને કેટલાકો બુરે હાલે દરિદ્રતામાં લડબડતાં દેહાંત થયલા છે. આ ઉપરથી હમોને વિદુરે ધૃતરાષ્ટ્રને કહેલી ઘણી નીતિઓમાંની એક નીતિ યાદ આવે છે તે અત્રે આપીએ છીએ.

"દેવતાઓ જે પુરૂષનો પરાભવ કરવા ઇચ્છા કરે છે તેની તેઓ બુદ્ધિજ પ્રથમ હરી લે છે, અને બુદ્ધિ હરણ થયા પછી માણસને નીચ કર્મજ કરવા સુઝે છે જ્યારે નાશ થવાનો હોય ત્યારે બુદ્ધિજ ફરી જાય છે અને બુદ્ધિ ફરી જાય છે ત્યારે માણસને નીતિ, અનીતિ જેવી લાગે છે અને તે મનમાંથી ખસતીજ નથી."

આ નીતિ સાથે શ્રીમદ્ ભગવદ્ગીતાના ત્રીજા અધ્યાયના ૩૫માં શ્લોકની યાદ આવે છે તે શ્લોક નીચે પ્રમાણે છે.

**श्रेयान्स्व धर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात्**
**स्वधर्मे निधनं श्रेयः परधर्मो भया वह ॥**

એટલે "સારી રીતે આચરેલા બીજાના ધર્મ કરતાં પોતાનો ધર્મ ઓછા ગુણવાળો દેખાય તોપણ તે સારો છે. પોતાનો ધર્મ પાળવામાં મરવું સારૂં છે, પણ બીજાનો ધર્મ પાળવો એ ભય ભરેલું છે."

તેજ પ્રમાણે ઉપર જણાવેલા પંથીઓનું કેમ બન્યું નહીં હોય ?

જયદેવનું ગીત ગોવિંદ કેવળ જુદાંજ સ્વરૂપનું આ વીસમી સદીમાં જણાયું છે અને તે ઉપરથી આ સંપ્રદાયની તુલના હાલ આ પશ્ચીમ દેશની પ્રજા સાથે શેળભેળ થયા પછી અને તેમના ગ્રંથો વંચામા પછી અને પાદરીઓના— શૌચ પછી ગુદા કાગળથી સાફ કરનારા, હાથરૂમાલમાં લીંટ કાઢી તેજ રૂમાલે મોં સાફ કરનારા, અને તેજ રૂમાલ પોતાના ખીશામાં ફેરવનારા—કદાચ પગરખાંને ધૂળ લાગી હોય તો તેથીજ સાફ કરનારા, વિગેરે વિગેરે—ટુંકમાં શ્રી મહાપ્રભુજીનાજ શબ્દોમાં અને આપણા પુષ્ટિમાર્ગ સંપ્રદાયની દૃષ્ટિમાં કેવળ "અનાચારી"

એના એવાઓની સોબત અને દ્રષ્ટિ અને હથેલીથી, કરવામાં આવી છે. આવા અનાચારી અને તેમના વાજીંત્રોદ્વારા તેમજ અન્ય ધર્મવાળાઓ જેને આ સંપ્રદાયની ખરી ફીલસુફીનું ભાન પણ ન હોય તેમની દ્વારા આ સંપ્રદાય ખરો છે કે ખોટો તે ઠરાવવાનું સાહસ મજકુર પંથે ઉપાડયું હતું તે પંથ કયો? "સુધારાવાળાઓનું મંડળ" જેનું પડયું નામ

## ૧૧. મથુરાપંથ.

જ્યારે હમો સીંધ દેશમાંથી આવેલી કોમમાંથી આ મથુરાપંથ વીસમી સદીમાં ઉત્પન્ન થયલો જોઇએ છીએ ત્યારે ઘણા ગંભીર વિચારો ઉત્પન્ન થાય છે કે પ્રભુએ તેમને એવી મતી કેમ આપી હશે? સંપ્રદાયોના પંથોના નામો, તેના મુખ્ય નેતા ઉપરથી પડેલા હોય છે; જેમ કે રામાનંદી રામનંદના નામથી, કબીરપંથી કબીરના નામથી વીગેરે. તેમજ એક ભાટીઆ મથુરાદાસ લવજીએ વીસમી સદીમાં પોતાના નામે પંથ ચલાવ્યો એ પંથના અનુઆઇઓ "સુધારાવાળા" તરીકે ઓળખાય છે, જેમ સ્વામીનારાયણના પંથવાળા એક બીજાને "સતસંગી" કહી બોલાવે છે. જેમ ઇંગ્રેજી શબ્દ *Cunning* (કનીંગનો) અસલ અર્થ મટીને તેનો જે અર્થ થાય છે તેવું હાલ"સુધારાવાળા" શબ્દનું સમજવું. આ પંથમાં ભાટીઆઓનો તેમજ જુજ વાણીઆઓનો સમુદાય દાખલ થયલો નજરે પડે છે અને તેની સાથે અન્ય ધર્મવાળા શ્રીવલ્લભ સંપ્રદાયના દ્રોહીઓ પણ જોડાયલા નજરે પડે છે તેમાંના એક કવિએ ગરબીમાં લખ્યું છે.

" જગન્નાથ સુધારાતણી રક્ષા કરજો
" કરી નાંખી વલ્લભ મતની રક્ષા ખરેજો
" અઠાર ચૈત્ર વદી નોમ વાર મંગળજો
" બાસઠ એપરેલને બાવીસમીજો "

આ ગરબી "મહારાજ લાયબલ કેસ" ના ચુકાદા સંબંધી મથુરાપંથે રચાવી હતી. આ કેસ આ સંપ્રદાયના દ્રોહીઓનું પુસ્તક, બાઈબલ કહો કે કુરાન કહો, તે છે અને જ્યારે જ્યારે વર્તમાનદ્વારા આ સંપ્રદાય વિરૂધ લેખો લખાય છે તેમાં તેને ખડગ રૂપે આગળ ધરવામાં આવે છે. પણ તે હીંદુ શાસ્ત્રાનુસાર ન હોવાથી તે કોઈ રીતે વેદ, શ્રુતિ, સ્મૃતી કે પુરાણોના જેવું આધારભુત ગણાય નહીં.

શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ પોતાના સિદ્ધાંતો વેદ, શ્રુતિ, સ્મૃતી, છ શાસ્ત્રો, ઉપનિષદો, પુરાણો વીગેરેનું અધ્યયન કરી, ત્રણ ત્રણ વાર પૃથ્વી પરિક્રમા કરી અને તેટલાજ દિગવિજયો કરી, માયાવાદીઓના અને અન્ય મતોનું ખંડન કરી તત્વ તરીકે સ્થાપ્યા છે તેનું ખંડન અથવા "રક્ષા" "રાખ" શું ખ્રીસ્તી-ધર્મના પશ્ચીમ દેશના, જેને આ સંપ્રદાયના મુળતત્વોની ગંધ પણ નહી, તેમજ શ્રી આચાર્યજીની લીલસુરી સમજવા માટે જન્મોપર જન્મો લેવા પડે તોપણ તેનો અંશ માત્ર પણ સમજી શકે નહીં તેવાઓને હયુ આંખના પલટામાં થઈ છે, એમ મનાવવા શું આસુ-બળકે-કુધારાવાળા તૈયાર થયા છે? આ ધર્મદ્રોહીઓએ "પુષ્ટિ"નો અર્થ આવા ઇંગ્રેજો આગળ જે કરાવ્યો છે તે જરાપણ સાચો છે, તેવું તેઓ પ્રમાણીકપણે કહેશે કે? આ સ્થુળ શરીરને "પુષ્ટ" કરવું એવો માર્ગ આ

સંપ્રદાયના કયા આચાર્યશ્રીએ કહેલો છે અથવા તે બાબતના તેમના કોઇપણ ગ્રંથમાંથી એવો કયો લેખ હાથ આવ્યો છે? દીલગીરીની વાત છે કે ડા. ભંડારકર અને ડા. ભાઉ દાજી જેવાઓએ પણ પુષ્ટિમાર્ગને ખોટું દુષણ દેવાના ઉત્સાહમાં "પુષ્ટિ" શબ્દનો અર્થ જે સ્થળે અને પ્રસંગે તે વાપરવામાં આવ્યો છે, તે સ્થળ અને પ્રસંગનો ક્ષણભર વિચાર ન કરી તેનો અર્થ કેવળ મનસ્વીજ કરવામાં, પોતાના સંસ્કૃત જ્ઞાનનો દુરૂપયોગ કરેલો જણાય છે અને કવિ નર્મદ જેવાએ પોતાના ગાંડપણમાં "જ્યાં ન પહોંચે રવી ત્યાં પહોંચે કવિ" તેવાએ ગમે તેમ બકવાદ કર્યો છે. આ સંપ્રદાયમાં કેવળ **શુદ્ધ ભાવનાથી** પ્રભુની સેવા કરવાની આજ્ઞા છે, અને તે પ્રમાણે સેવા કરવામાં ઉલ્લાસ અને આણંદ રાખવો. સ્વામીને જાતજાતના વસ્ત્રાલંકાર અને ભોગ ધરાવવા, તે પ્રમાણે આ સંપ્રદાયમાં થતું હોવાથી તેને આ પંથીઓ વિષયો વૃદ્ધિ કરવાનો આ માર્ગ છે એમ અજ્ઞાન અને કુમળા મગજો ઉપર ઠસાવે છે. એ બાબતમાં તેઓએ આ સંપ્રદાયના આચાર્યોશ્રીના વચનામૃતો અને ગ્રંથો તરફ જાણી જોઇને આંખ વિચામણા કર્યા નથી કે શું? કેવળ તેમના કુતર્ક શીવાય તે માટે બીજો કાંઈપણ આધાર નથી. અગાઉ હમો જણાવી ગયા છીએ કે "પુષ્ટિમાર્ગ સંપ્રદાય" માં **પુષ્ટિ** એટલે શું અને આ સંપ્રદાયને પુષ્ટિમાર્ગ શા સારૂ કહેવામાં આવે છે. "વિષય વાસના"નો કેવળ ત્યાગજ છે. તેમના કુતર્કોથી હાલની પ્રજા આડી ન દોરાય તે માટે હમો આપણા આચાર્યશ્રીના તેમજ તેમની પછી થઈ ગયલા આચાર્યશ્રીઓના વચનામૃતોમાંથી જુજ ભાગ ટાંકીશું.

પ્રથમ જણાવીશું કે આ સ્થુળ શરીર સ્વામીની સેવા માટેજ છે અને તે માટેજ તેનું રક્ષણ કરવાની દરેક જનની ફરજ છે એ શાસ્ત્રોનો પોકાર છે. મનને તંદુરસ્ત રાખવામાં આવે તો તે માનસી સેવાને લાયક થાય. તંદુરસ્ત મન તંદુરસ્ત શરીરમાં હોય છે "*Sana Mens in Sano Corpore*" આ નિયમાનુસાર જો શરીરને ભગવત સેવાજ માટે "પૃષ્ટ" પોષણ કરવામાં આવે તો કોઈ પ્રકારનો બાધ લઈ શકાય નહીં. શરીર **स्वायधृतासवस्त्वाविचिन्वते** એટલે તમારામાંજ હમારો પ્રાણ છે, આવું ગોપીઓનું કહેવું છે. શરીર સારૂં હોય તો તેમાં વસ્તું મન પણ સારૂં થાય. આ કારણો એક વખતે બાજુએ મુકીએ તોપણ આપણા આચાર્યોશ્રીઓના વચનામૃતોના મત મથુરાપંથી માટે બસ છે.

૧—"વિષયોનું કદી સેવન કરવું નહીં" આ મત શ્રી મહાપ્રભુજીના જૂદાં જૂદાં ગ્રંથોથી મળી આવે છે.

૨—"જેનું ચિત્ત વિષયક્રાંત છે તેનામાં પ્રભુનો આવેશ કદાપિ થતો નથી" શ્રી આચારજી મહાપ્રભુજીએ રચેલો સન્યાસ નિર્ણય.

૩—"જો શ્રી કૃષ્ણની ભક્તિ લૌકીક ભોગની ઈચ્છાથી કરવામાં આવે તો તેના પરિણામે ક્લેશજ ઉત્પન્ન થાય છે" શ્રી આચારજી મહાપ્રભુજીનો સિદ્ધાંત મુક્તાવળી ગ્રંથ.

૪—"હરીના સ્થાનમાં પણ એવી રીતે રહેવું કે ચિત્તમાં કામાદિનો પ્રવેશ ન થાય" શ્રીઆચારજી મહાપ્રભુજીનો ભક્તિ વૃદ્ધિનો ગ્રંથ.

૫—"જેઓના ચિત્ત વિષયાવિષ્ટ છે, તેમનાથી પરમાત્મા વિષ્ણુનો આવેષ તદ્દન દૂર છે. જ્યાં સુધી કામ વિગેરે દોષો નષ્ટ થતા નથી ત્યાં સુધી ભક્તિ ઉત્પન્ન થતી નથી. ઇંદ્રીઓની સ્થીતી ઘોડા જેવી છે માટે તેનો સારી રીતે નિગ્રહ કરવો" શ્રી સુબોધિનીજી.

૬—"કામ દરેક રીતે ત્યાજ્ય છે" શ્રી હરિરાયજી કૃત ગ્રંથો.

આવા સ્પષ્ટ વચનામૃતો હોવા છતાં આ સંપ્રદાય માટે ખોટા આક્ષેપો કેમ કરવામાં આવતા હશે?

ઉત્તરમાં-ઘણા કારણોમાંથી થોડાંક નીચે આપીએ છીએ.

"આત્મા આત્માનો મિત્ર છે તેમજ શત્રુ પણ છે."

"ઘર ફૂટે ઘર જાય."

"આસુરી પ્રકૃતીનો સ્વભાવ."

"સંપ્રદાયના શીક્ષણની બાળપણમાં ગેરહાજરી."

"સંપ્રદાયના સંસ્કૃતમાં હસ્ત લેખીત ગ્રંથોનું અંધારી કોટડીઓમાં ગોંધાઈ રહેવું."

"સંપ્રદાયના સંસ્કૃતમાં લખાયલા ગ્રંથોની હયાતીનું અજ્ઞાનપણું."

"સંપ્રદાયના સંસ્કૃતમાં લખાયલા ગ્રંથોનું સંસ્કૃત નહીં જાણનારી જનસમાજ સમજી શકે તેવી ભાષામાં થવા જોતા ભાષાંતરોની ગેરહાજરી."

"સંપ્રદાયનું ખરૂં રહસ્ય જાણવાના સાધનોની ગેરહાજરીને લીધે થતી અરૂચી."

"આ સાધનો એકઠા કરી તેવી જનસમાજ આગળ મુકવા સારૂ જોઈતા નાણાની તંગી."

સારા નસીબે ઉપરની કેટલીક બાબત તરફ લક્ષ હાલ બીરાજતા ગુશાંઈજીના બાળકોનું તેમજ વિદ્યા વિલાસી ધર્મ ધુરંધર શ્રીમંત વૈષ્ણવોનું લક્ષ ખેંચાયું છે, અને તે બાબતના ઘટતા ઉપાયો લેવાયા છે અને લેવાય પણ છે. આ માટે મુંબઈમાં વસ્તા મોટા મંદિરવાળા ગો. શ્રીગોકુલનાથજી મહારાજને ધન્યવાદ ઘટે છે તેમ શેઠ કરસનદાસ નાથાને અને શેઠ પ્રાગજી સુરજીને પણ ધન્યવાદ ઘટે છે. A miser is usually the greatest benefactor of the world. કંજુસકાકા ઘણું કરીને દુનીઆનું સૌથી વધારેમાં વધારે ભલું કરનાર હોય છે, કારણ કે પોતાના આર્થીક કામમાં પોતાની હૈયાતીમાં એક પાઇ પણ ન વાપરતા તેની પછી તેનું ધન્ય સતબુદ્ધિવાળાને હાથ પડે છે ત્યારે પરોપકારના કાર્યોમાં છુટા હાથે વપરાય છે એ બીના મરહુમ શેઠ કેશવજી જાદવજીની બાબતમાં સંપુર્ણ રીતે સાબીત થઇ છે.

## ૧૨. હમારે આપશ્રીના સ્વધામ પધાર્યા પછી કેવી રીતે વર્તવું ? તેનો શ્રી મહાપ્રભુજીએ લખીને આપેલો ઉત્તર.

• આ પ્રમાણે પ્રભુ આજ્ઞાઓ સફળ કરી છેવટે સંવત ૧૫૮૭ના ગુજરાતી વૈશાખ વદ ૧૦ ને દિવસે પ્રયાગ પધાર્યા તે વખતે ભૂતળ ઉપરથી અંતર્ધ્યાન થઈ જવાની શ્રીજીની ત્રીજી વખત આજ્ઞા થતા કાશીએ પધાર્યા અને હનુમાનઘાટ ઉપર ત્રણ દિવસ સન્યાસ ધારણ કરી ત્યાં નિવાસ કર્યો. મૌનવ્રત ધારણ કર્યું.

અષાડ સુદ બીજ ઉપરાંત ત્રીજના જે દિવસે તેમના પુત્રોએ શ્રી ગોપીનાથજી અને શ્રીગુશાંઈજીએ તેમને વિનંતી કરીને પુછ્યું કે "હમારે આપની પછવાડે કેવી રીતે વર્તવું? તેના જવાબમાં નીચે પ્રમાણે લખવામાં આવ્યું હતું:—

"જયારે જયારે તમો બહિર્મુખ થશો ત્યારે ત્યારે કાળ પ્રવાહ તે વિષે રહેલા દેહ ચિત્ત વીગેરે સર્વષા તમારૂં ભક્ષણુ કરશે એવી મારી મતિ છે. શ્રી કૃષ્ણપ્રભુ લૌકીક નથી અને લોકીકને માન્ય કરતા નથી, તેમને વિષેનો આપણો ભાવ સ્થાપન કરવો જોઈએ, આપણું સર્વસ્વ પ્રભુજ છે, આ લોક પરલોક સર્વ પ્રભુજ છે માટે સર્વ ભાવથી સર્વથા સર્વદા ગોપીશ પ્રભુ કૃષ્ણેની સેવા કરવી અને આપણું સર્વ તે કરી લેશે."

## ૧૩. નવનિધી.

### સાત સ્વરૂપો.

### (શ્રી ઠાકુરજી) અને તેમની વ્હેંચણી.

શ્રી ગુસાંઈજીએ સંવત ૧૬૪૦ના કારતક સુદ ૧ ના દિવસે સ્વરૂપોની વહેંચણી કરી તે પહેલાં આ બધાં સ્વરૂપો એક પાટ ઉપર બીરાજતાં હતાં. તે સાત સ્વરૂપો (ઠાકુરજીઓ) સાથે પધરાવવામાં આવે તો તેમને નીચે પ્રમાણે પધરાવવામાં આવે છે.

# મુખ્ય નિધિ.

જમણી બાજુ  **શ્રીનાથજી**  ડાબી બાજુ

| | | | | |
|---|---|---|---|---|
| (૭) શ્રીમદનમોહનજી | (૩) શ્રીદ્વારકાનાથજી | શ્રીનાથદ્વાર | (૧) શ્રીમથુરેશજી | (૫) શ્રીગોકુલચંદ્રમાજી |
| કામવન. | કાંકરોલી | શ્રીનવનિતપ્રિયાજી | કોટા | કામવન |
| | (૪) શ્રી ગોકલેશજી | શ્રીનાથદ્વાર | (૬) શ્રીબાળકૃષ્ણ | (૨) શ્રીવિઠ્ઠલેશજી |
| | ગોકુલ | | સુરત | શ્રીનાથદ્વાર |

**નોંધ**—પાછલા મોટા સ્વરૂપો કોઈ રીતે ઢંકાઈ જાય નહીં, તેટલા માટે બીજી હારમાં નાના સ્વરૂપોને પધરાવવામાં આવે છે. જે સંખ્યા આપી છે તે સ્વરૂપ દર્શક છે.

શ્રીગુશાંઈજીના પહેલા પુત્ર શ્રી ગિરધરજીએ વિનંતી કરી કે હમો પહેલા પુત્ર છીએ માટે હમો એકલાનેજ શ્રીનાથજી અને શ્રી નવનીત પ્રીયાજીની નિધિઓ – અને તેની સાથે શ્રી મહાપ્રભુજીના શંખ અને શાળીગરામ આપવા કૃપા કરવી. તે પ્રમાણે શ્રી ગુશાંઇજીએ કર્યું. આથી આ બે નિધિઓને સાત સ્વરૂપોથી જુદા પાડી બાકીના સ્વરૂપોની સાત બાળકોમાં શ્રી ગુશાંઈજીએ છેવટની વહેંચણી સંવત ૧૬૪૦ના કારતક સુદ ૧ને દિને કરી. આ વહેંચણી કરતાં જયારે પાંચ સ્વરૂપોની પ્રથમના લાલજીઓને – પ્રત્યેકને એક એક સ્વરૂપ આપ્યા અને જયારે છઠ્ઠા લાલ જે તેમની પ્રથમની પત્ની શ્રી રૂકમણીજીના છેલા લાલજી હતા તે, શ્રીજદુનાથજીને માથે શ્રી બાળકૃષ્ણલાલજીના છઠ્ઠા સ્વરૂપને પધરાવવા શ્રી ગુશાંઇજીએ ઇચ્છા દેખાડી, તે વખતે તે સ્વરૂપને પોતાને માથે પધરાવવા ના પાડી. તેમ કરવાનું કારણ એવું જણાવવામાં આવ્યું હતું કે તે સ્વરૂપ નાનું હતું. બીજા મોટા ભાઇઓને મોટા સ્વરૂપો મળવાથી, એમનેજ આવું છોટું સ્વરૂપ આપવામાં આવે છે તે વાત તેમને રૂચી નહીં માટે તેમનો સ્વીકાર કર્યો નહીં કોઈ પ્રકારનો કુટુંબ કલેશ ન થાય અને આવા નાના સ્વરૂપની જરૂર શ્રી દ્વારકાનાથજીવાળા શ્રી બાળકૃષ્ણજી ત્રીજા લાલજીને હોવાથી તે સ્વરૂપ તેમને માથે પધરાવવાની શ્રી ગુશાંઇજીને વિનંતી કરવાથી, તે તેમને

માથે પધરાવવામાં આવ્યું. આ વખતે એવો લેખ શ્રી બાળકૃષ્ણજી તરફથી લખાવી લેવામાં આવેલો સંભળાય છે કે જ્યારે પણ શ્રીજદુનાથજી તરફથી એ સ્વરૂપને પોતાને માથે પધરાવવાની ઈચ્છા દેખાડવામાં આવશે ત્યારે તે ઇચ્છાનુસાર શ્રીબાળકૃષ્ણજીને પાછા પધરાવી દેવામાં આવશે; પણ તેવી ઈચ્છા શ્રીજદુનાથજી તરફથી દેખાડવામાં આવેલી ન હોવાથી તે સ્વરૂપ છઠ્ઠી ગાદીવાળા શ્રી જદુનાથજીના ઘરનું આજ દીન સુધી થયું નથી, અને તેથી તે ઘરનું હોય તેમ ગણાય પણ નહીં.

શ્રીજદુનાથજીને માથે શ્રીકલ્યાણરાયજીનું સ્વરૂપ પધરાવવામાં આવ્યું જે હાલ તેના વંશની એક શાખામાં એટલે શેરગઢવાળી ગાદીના ટીકેત શ્રી ગિરધરલાલજીને માથે બીરાજે છે. આ સ્વરૂપ મોટું છે તેથી શ્રી જદુનાથજીએ સ્વીકારેલું. આ સ્વરૂપ તે સાત સ્વરૂપમાંનું એક હોય તેમ અન્ય સ્થળે આપેલી હકીકત ઉપરથી જણાય છે.

## ૧૪. આ સાલ ટીપણી બહાર પડતાં કેમ ઢીલ થઈ? તેમજ શ્રીનાથજીની આ સાલની ટીપણીમાં આવશ્યક સુચનામાં આ સંસ્થાને પ્રત ન મોકલવા માટે આપેલાં કારણોનું પોકલપણું.

હમોએ ગઈ સાલની ટીપણીમાં છઠ્ઠા ઘર માટે ફુલડી કરી જે નોંધ કરી હતી તે માટે કાશીવાળા મહારાજ તરફથી તકરાર ઉઠાવવામાં આવી હતી અને તે શ્રીનાથદ્વારના શ્રીતિલકાયિત મહારાજની આજ્ઞાનુસાર હોય તેમ મનાવવામાં આવ્યું હતું, તેથી તેની ફરિયાદ ત્યાં પણ કરવામાં આવી હતી. એ બાબત હમો આ

વર્ષે હાથ ધરતે નહીં, કારણ કે તેમ કરવાથી સાચું કહ્યું સગી માને પણ ઘણી વાર રૂચતું નથી એવો ઘાટ થવા સંભવ છે; કાશીવાળા મહારાજ તરફથી તેમના અધિકારીએ કેટલોક ન ઇચ્છવા જેવો શ્રીનાથદ્વારમાં મજકુર નોંધ માટે કકળાટ કર્યો. શ્રીનાથદ્વારની ટીપ-ણીમાં આ વર્ષે આ સંસ્થાને તેની નકલ નહીં મોકલવા માટે ખાસ નોંધ ભળતાંજ કારણો આપી કરવામાં આવી છે તેમાં શાસ્ત્રીજી નંદકીશોરજીનું નામ મુખ્ય પાન ઉપર તૈયાર કરનાર તરીકે આપ્યું છે છતાં તે વાત ગલત કરવામાં આવી છે, અને તે વાતને ટીપણી ન મોકલવાના કારણો-માંનું એક કારણ માનવામાં આવ્યું છે હમોએ સ્પષ્ટપણે ગઇ સાલની ટીપણીના પ્રસ્તાવનામાં તેમજ પત્રદ્વારે જણાવ્યું હતું કે ટીપણીના ગુજરાતી ભાગ માટે તિલકાયિત મહા-રાજશ્રીનું બીલકુલ અંગ નહીં હતું. તેની જવાબદારી તદ્દન હમારીજ હતી એવું કાશીવાળા મહારાજશ્રીના અધિકારીને લખવામાં આવ્યું હતું, તે હકીકત છુપાવીને શ્રીનાથદ્વારમાં એ બાબતની ફરીયાદ કરીને હમોને લખ-વામાં આવેલું કે " હમોને આ સંસ્થા તરફથી નીકળતી ટીપણીની દરકાર નથી." અલબત કાશીવાળા જેવી પ્રકૃતીના મહારાજશ્રી જેવાને આવા જગતવિખ્યાત પંડીત શ્રીગટુલાલજીની તેમજ તેમની સંસ્થાની દરકાર હોય નહીં. એ નવાઇ જેવું નથી; કારણ કે શ્રી ગટુલાલજી તરફ તેમની હૈયાતીમાં કેટલાંક ગુશાંઇ બાળકોની શું લાગણી હતી તેનો ખરો ખ્યાલ હાલના ટીકેટશ્રી જહારાજના સંવત ૧૯૪૪ ની સાલમાં વૈષ્ણવોને આપેલો ઉપદેશ અને મહા સુદ ૫ ને લખેલો પત્ર બસ છે. પંડિતજીના વખતોવખતના ખાનગીમાં ઉચ્ચારાયલા ઉદ્દગારો કાનોકાન

સાંભળેલા છે તેઓનેજ, અને તેમની જાસનાઓનેજ હોય. આટલી ઉઘાડી વાત છે કે પંડિતશ્રીના વિદ્યાબળ સાથે, જેઓના ચરણોમાં ધરાતી અને રોળાતી અને ક્રીડા કરતી લક્ષ્મી, તેના બળનું જોડાણ તેવાઓ તરફથી કરવામાં આવ્યું હતે તો એક છેડે વિદ્યાનો સ્થંભ અને બીજા છેડે લક્ષ્મીનો સ્થંભ, અને તે ઉપર બાંધવા ધારેલો પૂલ એટલો તો આ સંપ્રદાય માટે ટકાઉ બન્યો હતે કે તેની કલ્પના પણ કોઇથી કરી શકાતે નહીં. પણ વિદ્યા અને લક્ષ્મી વચ્ચે જે વૈરભાવ કહો-કે ઇર્ષાભાવ કહો-તે હોવાને લીધે ભાગ્યેજ **લક્ષ્મી** પોતાની દરિદ્ર બહેન **વિદ્યા**ની સાથે રહી કામ કરી શકે છે. લક્ષ્મીનો સ્વભાવ છે કે પોતાની દરીદ્રી બહેન વિદ્યા તરફ ઈર્ષા અને તીરસ્કારના તીવ્ર તીરો ફેંકવા. તેવોજ ઘાટ આપણા લક્ષ્મી રહીત પણ સ્વવિદ્યાથી જગતમાં પ્રસિદ્ધ થયેલા પંડિતશ્રીની બાબતમાં બન્યો હતો. તેમના પછી આવી લક્ષ્મીબાઇની કોઇ પ્રકારની કૃપા અને સહાયતાની આશા રાખવી તે ફોકટજ. તેમના નામનું અભિમાન તેવાઓ રાખે અને તેમની સંસ્થાની વૃદ્ધિ કરે, તેમજ તેમનું નામ, અને કીર્તિ અમર રહે તેવા કાર્યો કોઈ ઉત્સાહથી કરે તેવાઓને લેશ માત્ર પણ સહાય કરવાની તેઓને દરકાર હોય તે તો આકાશના કુસુમ પુષ્પની આશા રાખવા જેવું છે.

• ઉપરના ઉદ્દગારો કાશીવાળા હાલ ટીકેટ તરીકે બીરાજતા મહારાજના હમોએ ટાંકયા છે તે કેવળ તેમની લોક બત્રીસીએ ચઢેલી કંકરેશજી જેવી વૃત્તી અને પ્રકૃતીના ફળજ સમજવાના છે. તેમની ફીરીયાદ ઉપરથી શ્રી નાથજીના તિલકાયિત મહારાજે, શેરગઢવાળા મહારાજ શ્રીગીરધરજીના હમોને કહેવા પ્રમાણે આ સંસ્થાને ટીપણી

પુરી પાડવાને મનાઈ કરી છે. તે વાત જો ખરી હોય તો તે માટે મોટી દીલગીરી છે. પુષ્ટીમાર્ગ વિરૂધ્ધ લખાણ હોવાથી તેમ કરવામાં આવ્યું છે આ લેખ કેટલે દરજ્જે સત્યતાથી દૂર છે તે કહેવું હમારૂં કામ નથી.

ચાલુ સાલની શ્રીનાથદ્વારમાં પ્રગટ થયલી ટીપણીમાં પ્રસ્તાવનામાં હમોએ ગઈ સાલની ટીપણીના મુખ્ય પાન ઉપર "તૈયાર કરનાર અને પ્રકાશક" તરીકે હમારૂં નામ લખ્યું છે તે માટે એક ફીરીયાદ છે પણ બહુ દીલગીરી સાથે લખવું પડે છે કે નંદકિશોર જેવા શાસ્ત્રીને પ્રેસ એકટનું બીલકુલ જ્ઞાન હોય તેમ જણાતું નથી. આવા તોફાન વખતમાં છાપેલો જે ભાગ હોય તે કોની લેખણીનો અને કોની જવાબદારીનો છે તે ખુલા અક્ષરે મજકુર કાયદા પ્રમાણે મથાળે લખવું જોઇએ તે પ્રમાણે હમોએ કર્યું છે અને પ્રસ્તાવનામાં તે બાબત માટે ખાસ લખવામાં આવ્યું છે. મજકુર ટીપણી મુંબઈમાં પ્રકાશ થઈ માટે પ્રકાશક તરીકે પણ મજકુર કાયદા પ્રમાણે હમારૂંજ નામ આપવું જોઈએ. આવી અજ્ઞાનતાજ જન સમાજની ખાત્રી માટે બસ છે કે આ સંસ્થાની ટીપણી નહીં પુરી પાડવાના આપેલા કારણો કેવળ બહાનાજ છે.

આ સ્થળે હમોને લખવાની ઘણી કડવી ફરજ પડે છે, કે ઉપર જણાવેલી મનાઈનું એકજ કારણ નથી પણ માંહોમાંહીની – ઉંદર કર્મ જેવી – શોકને લીધે ધણીનો ખાટલો સળગાવી દેવો; તેવા ધોરણે કામ કરનારા મિથ્થાભિમાનીઓ, પોતા શીવાય બાકીના બધા ચક્ષુ હીણ છે, એમ લોકોમાં ખ્યાલ ઉભો કરવાની અભિલાષા

# પાન ૪૪.

## શ્રી મહાપ્રભુજીથી તે ૮ પેઢી

## સુધી હૈયાત મહારાજોના

## સીધી લીટીના પુર્વજોની

## વંશાવળી.

## મુળ પુરૂષ શ્રીમદ્ વલ્લભાચાર્યજી શ્રી મહા પ્રભુજી વૈષ્ણવ શુદ્ધાદ્વૈત પુષ્ટિમાર્ગ સંપ્રદાયના પ્રથમ આચાર્ય પ્રાકટ્ય ૧૫૩૫ ચૈત્ર વદ ૧૧.

૨

૧ શ્રી ગોપિનાથજી પ્રભુચરણ…૧૫૬૭ ભાદ વદ ૧૨.

૩

૧ શ્રી પુરૂશોત્તમજી ૧૫૮૭ ભાદરવા વદ ૮.

૨ શ્રી ગુસાંઈજી ઉપનામ શ્રી વિઠ્ઠલનાથજી: પ્રાકટ્ય ૧૫૭૨ માગસર વદ ૯.

૩

૧ શ્રી ગિરધરજી ૧૫૯૭ કાર્તી સુદ ૧૨. ઠાકુરજી. શ્રીનાથજી–શ્રીનાથજીની ગોદમાં શ્રી મુકુંદરાયજી હાલ કાશીમાં શ્રી નવનીતપ્રીયાજી શ્રી મથુરેશજી–શ્રીમથુરેશજીની ગોદમાં શ્રી નટવરલાલજી હાલ શ્રી રાજનગરમાં.

૨ શ્રી ગોવિંદરાયજી ૧૫૯૯ કાર્તી વદ ૮. ઠાકુરજી. શ્રી વિઠ્ઠલેશજી હાલ શ્રી નાથદ્વારમાં

૩ શ્રી બાલકૃષ્ણજી ૧૬૦૬ ભાદો વદ ૧૩. ઠાકુરજી. શ્રી દ્વારકાનાથજી ગોદના શ્રી બાલકૃષ્ણજી.

૪ શ્રીગોકુલનાથજી ૧૬૦૮ માગશર સુદ ૭. ઠાકુરજી. શ્રી ગોકુલેશજી હાલ ગોકુળમાં.

૫ શ્રી રઘુનાથજી ૧૬૧૧ કા. સુ. ૧૨. ઠાકુરજી. શ્રી ગોકુલચંદ્રમાજી ( શ્રી ચંદ્રભાવા ) હાલ કામવનમાં.

૬ શ્રીજદુનાથજી ૧૬૧૭ ચૈ. સુદ ૬. ઠાકુરજી. શ્રીકલ્યાણરાયજી હાલ શેરગઢથી વડોદરામાં બીરાજે છે.

૭ શ્રી ઘનશ્યામજી ૧૬૨૮ કા. વદ ૧૩. ઠાકુરજી. શ્રી મદનમોહનજી હાલ કામવનમાં.

૪

૧ શ્રી મુરલીધરજી (૦) ૧૬૩૦ આસો સુ. ૧૦

૨ શ્રી દામોદરજી (૨) ૧૬૩૨ શ્રાવણ સુ. ૧૫

૩ ગોપિનાથજી ઉપનામ શ્રી દીક્ષિતજી ૧૬૩૪–૧૬૩૫ પોષ વદ ૬.

૧ શ્રી કલ્યાણરાયજી ૧૬૨૬ માગશર વદ ૬.

૧ આ વંશ ૩ પેઢી ચાલી સમાપ્તથાય છે.

૨ શ્રી વ્રજનાથજી (૧) ૧૬૩૨ કા. સુ. ૯.

૩ શ્રી વ્રજભૂષણજી (૧) ૧૬૩૬ ચૈત્ર સુદ ૮.

૪ શ્રી પીતાંબરજી (૨) ૧૬૩૯ ફા. વ. ૧.

૧ શ્રી મધુસુદનજી ૧૬૩૪ ચૈત્ર સુદ ૨.

૫

૧ શ્રી વિઠ્ઠલેશજી (૪) ૧૬૫૭ શ્રાવણ સુદ ૧૪.

૧ શ્રી હરિરાયજી (૩) ૧૬૪૭ ભાદ. વદ ૫.

૨ શ્રી ગોપેશ્વરજી (૧) ૧૬૪૯ જેઠ સુ. ૧૨.

શ્રી કૃષ્ણચંદ્રજી. નોંધ–આ સંસ્થામાં જે કલ્પવૃક્ષ છે તેમાં આ નામ આપવામાં આવ્યું નથી.

વર્ષ–માસ–મીતી પણ શેરગઢવાળાના કલ્પવૃક્ષમાં નામ છે પણ વર્ષ–માસ–મીતી તેમાં આપવામાં આવ્યા નથી.

૧ શ્રી ગોપાલજી ૧૬૬૪ ભાદ. સુદ ૧૩.

૧ શ્રી શામળજી (૧+૧) ૧૬૬૦ શ્રા. સુ. ૭.

૨ શ્રીજદુપતીજી (૧) ૧૬૬૬ નોંધ–માસ–મીતી મળી શક્યા નથી.

શ્રી પ્રદ્યુમનલાલજી ૧૬૬૦ વૈશાખ વદ ૧૧.

૬

૧ શ્રી ગિરધરજી (૧) ૧૬૮૫ શ્રાવણ સુ. ૭ નોંધ–આ વર્ષ શેરગઢવાળી વંશાવળીમાં છે. દ્વારે ત્યાંનીમાં ૧૬૮૫ આપ્યા છે.

૨ × × ×   ૩ × × ×

૪ શ્રી કાકા વલ્લભજી (૭) ૧૬૦૩ શ્રાવણ વદ ૧૪.

×   ×   ×

આ ગાદીએ શ્રી દામોદરજીના વંશના શ્રી ગિરધરજી ( ૧૭૪૫ ચૈત્ર સુ.૩ ) ને પધરાવવામાં આવ્યા હતા.

૧ શ્રી વલ્લભજી (૧+૧) ૧૬૯૮ માહા વદ ૧૩.

૧ શ્રી વ્રજરાયજી ૧૬૮૨ માહા વદ ૨.

૨ શ્રી વ્રજપાલજી ૧૬૮૭ ભાદ. સુદ ૧૪.

શ્રી પીતાંબરજી (૧) ૧૭૦૦ જેઠ સુદ ૬.

શ્રી વિઠ્ઠલનાથજી (૧+૧) ૧૭૧૭ આસો વદ ૧૨.

૭

૧ શ્રી દામોદરજી ઉપનામ શ્રી બડે દાઉજી (૩) સં. ૧૭૧૧ પોષ વદ ૮.

૧ શ્રી ગિરધરજી (૨) ૧૭૨૮ ચૈત્ર સુદ ૮.

૨ x x   ૩ શ્રી ગોપાલજી ૧૭૩૩ માહા સુદ ૨.

૪ x   ૫ x   ૬ x x

૭ શ્રી ગોકુલનાથજી ૧૭૫૦ આસો વદ ૩.

શ્રી વ્રજભૂષણજી ૧૭૨૦ શ્રાવણ વદ ૯.

શ્રી વ્રજરાયજી ૧૭૦૭… સુરત.

શ્રી પુરૂષોત્તમજી દશદિગંત વિજયી લેખવાળા ૧૭૨૪ ભાદ. સુદ ૧૦.

૧ શ્રી પ્રદ્યુમનલાલજી (૧+૪) ૧૭૬૨ શ્રાવણ સુદ ૧.

હવે પછીના વંશ માટે જુઓ બીજું વંશાવળી પત્રક

૮

૧ શ્રી ગિરધરજી ૧૭૪૫ આસો વદ ૫.

શ્રી વ્રજપતીજી ૧૭૬૦.

ા, હમારા શીવાય કોઇ પણ ધર્મની સંસ્થાનું ધર્મની
મતોમાં કાર્ય કરી શકે તેમ નથી—સારાંશ કુકડો
લશે તોજ સવાર થશે, એવી ઘમંડી ધરાવનારા—તેમજ
કેટલાકોને આ સંસ્થા તરફથી મળતા લાભની અટ-
યત હમારા કારભારમાં થવાથી, તેવાઓના વિઘ્ન
તોષી, ઉંદર કર્મ કરનારા મંડળને, આ સંસ્થા તર-
થી દરસાલ નીકળતી ટીપણી બંધ કરાવવામાં હાથ
ય, એમ હમોને હમારો અનુભવ સુચવે છે. હમો
ાંડને જન સમાજની નજરમાં આ સંસ્થાના કારભારી
તરીકે કેવળ હલકા પાડવા સારૂ જાહેર વર્તમાન-
દારાએ અને મુખ્યત્વે કરીને તેવાઓના વાજીંત્ર
ી ગુજરાતી" અઠવાડીક નીકળતાં વર્તમાન પત્ર
દ્વારે, કેટલાંકોને હોળીના નાળીએર બનાવી, તેમને આગળ
ધરી. તેમના નામે આ સંસ્થાના પુસ્તકાલય—ગૌશાળા
વિગેરે ખાતાનાં વહીવટ એક શીવાય બાકીના ચક્ષુ
હીણો ને હાથ છે. તેવા લેખો પ્રકટ કરાવી, તેનો ઉત્તર
જ્યારે આ સંસ્થાના જુના અનુભવી પ્રમુખ સાહેબ
શેઠ ત્રીભુવનદાસ વરજીવનદાસ "ધી ગુજરાતીના" હાલના
અધિપતીને ખુલાસાવાર પત્ર લખે, અને તેમાંનો ચોક-
સજ ભાગ લઇને, હમારા સબંધી લખવામાં આવેલા
ભાગને, જાહેર વર્ત્તમાન પત્રો ચલાવનારાઓને પક્ષપા-
તીપણું સર્વદા "ત્યાજ્જ" સમજી કામ કરવું જોઇએ,
તે નિયમને પોતાની અંગત લાગણીઓની લગામોથી
દોરાઈ પ્રકટ ન કરે, અને તે પછી હમોને લેખકોમાંના
એક લેખક ખુલ્લી રીતે આવીને જણાવે કે તેમના
પ્રેરક ખરેખર કોણ હતા; તેમજ જુદી જુદી કલમો-
દ્વારા એવા લેખ લખાવવા માટે જૂદાં જૂદાં ગૃહસ્થોને

વિનવવા ખાસ દૂતો મોકલેલા, પણ તેવા ખોટાં અને નીચ કામમાં પોતાની લેખણીને ભ્રષ્ટ કરવા ના પાડેલી, તેવાઓ હમોને તે હકીકતો પોતાના ધર્મ પ્રમાણે બીન સ્વાર્થે આવા કૃતઘ્નીઓથી ચેતતા રહેવા માટે કહે, ત્યારે ઉપરની સર્વ બીનાઓનો સરવાળો હમો કરીએ છીએ તો હમારો અંગત અભિપ્રાય એજ છે કે શ્રીનાથદ્વારના તિલકાયિત મહારાજ મનાઇ કરવામાં કેવળ નિર્દોષ છે, અને તે કાર્યમાં પંડિત શ્રીગટુલાલજીના પોતાને મનાવતા શીષ્યને, શ્રીનાથદ્વારમાં હોળીનું નાળીઅર બનાવી ગઈ સાલની ટીપણીમાં ફુલડીમાં કરેલી નોંધનું અને પુષ્ટિ સંપ્રદાય વિરૂધનું લખાણનું બહાનું તેમનીદ્વારા શ્રી તિલકાયિત મહારાજ પાસે હોમાવી, છેવટે ખટપટી મંડળીએ પોતાની બાજુમાં ફતેહ નં. ૧ મેળવી છે. પણ ઇશ્વર જે કરે છે તે સારાનેજ માટે હમો ઘણા ખુશી થયા છીએ કે "જાતે મુવા વિના સ્વર્ગે જવાતું નથી" અને "પારકી આશ સદા નિરાશ" હોય છે તેથી આ સાલ હમો જાતે આ ટીપણનું કામ માથે લઈ પંડીતશ્રીના નામાંકીત શીષ્ય, અને આ સંસ્થામાંના એક કવિ કાવ્ય રત્નાકર શાસ્ત્રીજી બલભદ્રશર્મા તરફથી, જોતીષ વિદ્યા સંબંધી અપાયલા સરટીફીકેટવાળા પંડિત શ્રી પોપટલાલ મુળજી ભાસકરોદય પંચાંગના કર્ત્તા તરફથી બાળબોધ અક્ષરે લખાયલો ભાગ તૈયાર કરાવ્યો છે અને બાકીનો ભાગ હમોએ જાતે અત્રે બીરાજતા ગુશાંઇજીના બાળકોની અને ભટ્ટજી વર્ગના વિદ્વાન, સંસ્કૃતમાં અને આ સંપ્રદાયના ઇતિહાસમાં પ્રવિણ મીત્રોની સહાયતાથી, તૈયાર કર્યાં છે, અને તેમાં જે જે વિષયો દાખલ કર્યા છે તેથી વૈષ્ણવ સૃષ્ટીને ફાયદો થશે એવી ઉમેદ છે.

પંડિતશ્રીની સંસ્થા તરફથી વૈષ્ણવોની સંપ્રદાય તરફ કેમ રૂચી કરાવવી તે સંબંધી શ્રમ લઇ આવા કટોકટ હરીફાઇના વખતોમાં શ્રીનાથદ્વારમાં ફક્ત વ્રજભાષામાં લખાયલો ભાગ તૈયાર થઈ આવતો, તેની સાથે ટીપણીમાં નવા વિષયો હમારા નામે અને જવાબદારીથી લખીએ તેથી તે ભાગ તૈયાર કરનાર અને પ્રસિદ્ધ કરનાર તરીકે ખુલી રીતે છાપાખાનાના કાયદા પ્રમાણે હમારૂં નામ આવવું જોઈએ તે કૃત્યને મનાઈનું કારણ લેવામાં શ્રીનાથની આ સાલની ટીપણીની પ્રસ્તાવનામાં લખ્યા મુજબ આવે તેથી મનાઇનું ખરૂં પોકળ પ્રદર્શિત થાય છે અને હમોએ તે બાબતના આપેલાં બીજા કારણોને પૃષ્ટિ મળે છે. તો આવા નવા વિષયોને લીધે તે ટીપણી વૈષ્ણવોમાં વધારે ખપે એવા હેતુથીજ, આવી ટીપણી કાઢવામાં આવે છે. શ્રી નાથદ્વારમાં રહેતા અને ટીપણાનું કામ કરનાર અને પંડિતશ્રીના શિષ્ય શાસ્ત્રી નંદકીશોર તરફથી હમારા છેલા પત્રનો જવાબ આવશે એ ભરૂંસે રહી છેવટે કાંઇ હા કે નાનો ઉત્તર ન આવતાં "ભરૂંસાની ભેંસે પાડો જણ્યો છે" તેથી આ સાલની ટીપણી તૈયાર કરાવવામાં ઢીલ થવા પામી છે તે માટે પંડિતશ્રીના ટીપણીના સેવકો ક્ષમા કરશે અને "Better late than never" "નહીં કરતાં અસુરૂં સારૂં" એમ માની આ ટીપણીનો સત્કાર થશે એટલે વાંચવાથી ધીરજનાં ફળ મીઠાં અનુભવવામાં આવશે તેની દરકાર જેને ન હોય તેને ભલે ન હોય, પણ હમારે તો પંડીતશ્રીનું નામ અને કીર્તિ અમર રાખવા માટે અને આ સંપ્રદાયના ખરા રહસ્યના અજ્ઞાનપણાને લીધે તે ઉપર જે

ચુંથણા કરવામાં આવે છે, તેમ ન થવા દેવાના ઉદ્દેશથી, હમારી ટીપણીમાં એવા વિષયો દાખલ કરીએ છીએ કે જે વાંચવાથી તે તરફ રૂચી થાય અને વગર સમજે અન્યાય કરતા અટકે, અને છેવટે ચાર પુરૂષાર્થો–ધર્મ, અર્થ, કામ અને મોક્ષ પણ સીદ્ધ થવાનું સાધન પ્રાપ્ત કરવાનો માર્ગ હાથ લાગે.

હમો કાશીવાળા મહારાજશ્રીનો પણ ખરા અંતઃકરણથી ઉપકાર માનીએ છીએ કે તેમના ગઇ સાલના પત્રને લીધેજ આ વર્ષે તે તકરાર શું છે તેનું ખરૂં સ્વરૂપ જાણવા જીવતોડ શ્રમ કરી હકીકતો મેળવી તે ઉપરથી થતા વિચારો વૈષ્ણવ વૃંદની સમક્ષ મુકવા શ્રી ઠાકુરજીએ પ્રેરણા કરી છે તેમાં જે કાંઇ ભુલચુક હશે તે વિવેક અને વિનયથી લખી મોકલવામાં આવશે તો તે હમો આવતી સાલની ટીપણી કાઢવા આયુષવાન હશું તો તેમાં તે ઘણી ખુશીથી નોંધીશું.

## ૧૫ કાશીવાળા ગો. મહારાજ અને શેરગઢવાળા ગો. મહારાજ વચ્ચે છઠ્ઠા બાળકના ઘરના માનપાનની તકરાર.

વંશાવળીના પત્રકોમાં જણાવેલા છઠ્ઠા બાળકના ઘરમાં અને ૭મી પેઢીવાળા શ્રી પ્રદ્યુમનજી ( ૧૭૬૨ શ્રાવણ સુદ ૧ ) નો વંશ બે શાખામાં વહેંચાય છે, તેમાં પહેલી શાખા શ્રીજદુનાથજી (૧૭૮૩ જેઠ સુદ ૧૧) ની અને બીજી શાખા તેમના નાના ભાઈ શ્રી વિઠ્ઠલનાથજી ( ૧૭૮૫ કાર્તિક વદ ૨ ) ની છે. આ બે શાખામાં છઠ્ઠા ઘરના માનપાનના સર્વ હકો મોટી શાખાના શ્રીજદુનાથજીને પ્રાપ્ત થયા અને તે સર્વ તેઓ

# પા. ૪૪-૫૪

સુધીના વિષય ૧૫ અને ૧૬

માટે

છઠ્ઠા ઘરની ગાદીની

૮મી પેઢીથી તે ૧૫

પેઢી સુધીની

વંશાવળી.



છઠ્ઠા ઘરનો વંશ ચાલુ.
૮
૧ શ્રી જદુનાથજી (૨)
૧૭૮૩ જેઠ સુદ
૯
૧ શ્રી ગોકુળનાથજી (૨)
૧૮૧૭ કારતક વદ ૧
૧૦
૧ શ્રીપ્રદ્યુમનજી (૨)
૧૮૩૬ કારતક વદ ૧૪
૧૧
૧ શ્રી જદુનાથજી (૩)
૧૮૬૯ માગશર વદ ૧૪
૧૨
૧ શ્રીવલ્લભલાલજી (૦)
૧૯૦૪ કારતક સુદ ૨
શેરગઢવાળા
૨ શ્રી વિઠ્ઠલરાયજી ૧૭૮૫ કા. વ. ૧૨ (૨+૩)
૯
૧ શ્રી પુરુષોત્તમજી ૧૮૦૬ માગશર સુ. ૯ (૧+૩)
૧૦
૨ શ્રી વ્રજપાલજી ૧૮૩૯ પોષ સુ. ૧૪ (૨+૧)
૧૧
૧ શ્રી વિઠ્ઠલનાથજી ૧૮૭૫ માહા સુ. ૫ (૭)
મથુરા.
૧૨
૧ શ્રી કલ્યાણરાયજી ૧૮૯૫ માગશર સુદ ૧૧ (૪).
૧૩
૧ શ્રી ગોપાલલાલજી
૧૯૧૭ કા. વદ ૭.
૩ શ્રી જીવણલાલજી
૧૯૨૨ જેઠ સુદ ૧૫.
કાશીવાળા.
૧૪
૧ શ્રી ગિરધરલાલજી
માહા સુદ ૧૫.
૨ શ્રી મુરલીધરજી
૧૯૬૧ ચૈત્ર સુદ ૧૩.
૪ શ્રી બાલકૃષ્ણજી
૧૯૨૪ અષાડ વદ ૧૩.
કાંકરોળીવાળા.
૧૪
૧ શ્રી દ્વારકેશલાલજી
૧૯૬૩ જેઠ વદ ૬.
૨ શ્રી વ્રજભૂષણજી
૧૯૬૮ માહા સુદ ૧૫.
૩ શ્રી વિઠ્ઠલેશરાયજી
૧૯૭૦ પોષ વદ ૯.
૫ શ્રીવ્રજનાથજી ૧૯૦૨ માગશર સુદ ૭ (૩)
૧૩
૨ શ્રી ગિરધરલાલજી
૧૯૨૨ ભાદ. વદ ૧૨.
શેરગઢવાળા.
૧૪
શ્રી વલ્લભલાલજી
૧૯૬૮ ભાદ. વદ ૭.
૩ શ્રી મધુસુદનલાલજી
૧૯૨૫ માહા સુદ ૪
રાજનગરવાળા.
૧૪
શ્રી રણછોડલાલજી
૧૯૪૯ પોષ વદ ૧૧.
૨ શ્રી ગોપાલજી ૧૮૧૦ માગશર સુ. ૧૫ (૧)
૧૦
૨ શ્રી ગિરધરજી ૧૮૪૭ પોષ સુ. ૩.
કાશીવાળા
૨ શ્રી પુરુષોત્તમજી ૧૮૭૯ પોષ/માહા વદ ૨ (૧+૧) મથુરા.
૧૨
૨ શ્રી રમણલાલજી ૧૯૦૫ કા. વ. ૧ (૩+૧)
૧૩
૧ શ્રી વ્રજપાલજી
૧૯૨૩ આશો વદ ૧૩.
૨ શ્રી કનૈયાલાલજી
૧૯૨૫ શ્રાવણ વદ ૯.
૪ શ્રી ઘનશ્યામજી
૧૯૨૨ અષાડ સુ. ૮
પોરબંદર.
૧૪
૧ શ્રી દામોદરલાલજી
ભાદ. વદ ૩
૧૫
શ્રી પુરુષોત્તમજી
૧૯૬૮ માગશર વદ ૧૩.
૨ શ્રી દ્વારકેશલાલજી
૧૯૫૬ ચૈત્ર વદ ૧.

ભોગવતા હોવા જોઇએ. આ મોટી શાખામાં છેલા બે મહારાજાઓ હતા જેમાંના વડીલ શ્રી ગોકુલનાથજી ( ૧૮૧૭ કાર્તિક વદ ૧ ) અને તેમના છોટા પૌત્ર શ્રી વલ્લભજી ( ૧૯૦૪ કારતક સુદ ૩ ) બીરાજતા હતા. તેઓ પુત્ર સંતતી રહીત દેહાંત થયા પછી તે ગાદી ખાલી પડેલી જણાય છે. આ ગાદી શેરગઢના ગો. શ્રી મહારાજની મનાય છે.

શ્રી જદુનાથજીના નાના ભાઇ શ્રી વિઠ્ઠલનાથજીના ચોથા પૌત્ર શ્રી ગિરધરજી ( ૧૮૪૭ પોશ સુદ ૩ ) કાશીની ગાદીવાળા હતા. આ શ્રી ગિરધરજીની સાથે આ વંશ સમાપ્ત થયો. તેમના કાકા શ્રી પુરૂશોત્તમજી ( ૧૮૦૬ માગસર સુદ ૯ ) મહારાજનો વંશ હજુ ચાલુ છે. તેમના પુત્ર શ્રી વ્રજપાલજી (૧૮૩૯ પોશ સુદ ૧૪) ના મથુરાવાળા પૌત્ર શ્રી વ્રજનાથજી ( ૧૯૦૨ માગશર સુદ ૭) પુરતો આ તકરાર માટે વિચાર કરીશું. આ શ્રી વ્રજનાથજીના મોટા ભાઇ શ્રી કલ્યાણરાયજી ( ૧૮૯૫ માગશર સુદ ૧૧ ) થાય. આ શ્રી કલ્યાણરાયજીના ત્રીજા પુત્ર શ્રી જીવણજી ( ૧૯૨૨ ભાદરવા વદ ૧૨ ) થાય.

આપણે જોયું છે કે કાશીની ગાદી શ્રી ગિરધરજી મહારાજ ( ૧૮૪૭ પોષ સુદ ૨ ) ગ્રંથકારે સંતતી રહીત ગોકુલવાસ કર્યાથી ખાલી પડી હતી, તે ગાદીએ શ્રીકલ્યાણરાયજીના ત્રીજા લાલ શ્રી જીવણલાલજી પધાર્યા. તેજ પ્રમાણે શેરગઢમાં જે ગાદી ખાલી પડી હતી તે ગાદીએ ઉકત શ્રી કલ્યાણરાયજીના નાના ભાઇ શ્રી વ્રજનાથજી ( ૧૯૦૨ માગસર સુદ ૭ ) અને તેમના લાલજી શ્રી

ગીરધરલાલજી ( ૧૯૨૨ ભાદરવા વદ ૧૨ ) પધાર્યા. આ બનાવોથી શ્રી જીવણલાલજી મહારાજ અને શ્રી ગીરધરલાલજી મહારાજ મથુરાવાળા મટીને આ સંપ્રદાયની સૃષ્ટિમાં પૃથક પૃથક કાશીવાળા અને શેરગઢવાળા મહારાજ તરીકે ઓળખાવા લાગ્યા. બન્ને છઠ્ઠા ઘરના ખરા, પણ શેરગઢની ગાદી તિલકાયિત અને કાશીની ગાદી તિલકાયિત નહી, એટલોજ ફરક. આ ફરક ધ્યાનમાં રાખવાને છે. આ કાશીવાળા અને શેરગઢવાળા મહારાજો દરમ્યાન સાત બાળકોમાંના છઠ્ઠા બાળકના ઘરના **માનપાન**ના હકો માટે તકાર છે. સ્વરૂપ ( શ્રીઠાકુરજી ) માટે તકાર નથી એ વાત ખાસ લક્ષમાં રાખવા જેવી છે.

કાશીવાળા ગોકુલવાસી શ્રી ગીરધરજી મહારાજ આ સંપ્રદાયમાં મોટા વિદ્વાન થઇ ગયા છે. સંપ્રદાય સંબંધી ઘણા ગ્રંથો લખ્યા છે. તેમના વહુજી મહારાજ અને શ્રી નાથદ્વારવાળા તિલકાયિત શ્રી દાઉજી મહારાજના વહુજી મહારાજ એ બહેનો થાય. આ મહારાજને ગોપાળમંત્રનો ઉપદેશ આ શ્રી ગીરધરજી મહારાજે આપેલો. પોતાની સ્વવિદ્યા બળથી શ્રી ગીરધરજી મહારાજે શ્રી દાઉજી મહારાજની સંપૂર્ણ પ્રીતી અને કૃપા પ્રાપ્ત કરી હતી. આ શ્રી દાઉજી ઉપનામ શ્રી દામોદરજી ( ૧૮૫૩ આશો સુદ ૪ ) મહારાજે સાત સ્વરૂપોને પધરાવી " છપ્પન ભોગ " સંવત ૧૮૭૯માં કર્યો હતો. તે વખતે સુરતમાં બીરાજતા શ્રી બાળકૃષ્ણજીના સ્વરૂપને પધરાવવા માટે સુરતના મહારાજને આમંત્રણ હતું પણ કાંકરોળીના મહારાજ સાથે તકાર હોવાથી તે ગાદીના સેવક રાણાસાહેબ તરફથી સુરતની ગાદીએ બીરાજતા મહારાજ

અત્રે મેવાડમાં દાખલ ન થવું તેવા હુકમને લીધે ત્યાં પધારી શકયા ન હતા. શેરગઢવાળી ગાદીના શ્રી કલ્યાણ-રાયજીને આમંત્રણ હતું પણ છપન ભોગ કરનાર ટીકેટ મહારાજ છોટી ઉમરના હોવાથી શ્રી કલ્યાણરાયજીને પધરાવવામાં આવ્યા ન હતા. એક વખતે શ્રી દાઉજી મહારાજ ખુશ મીજાસમાં હતા તે સમયે શ્રી ગીરધરજી મહારાજે નમ્રતાથી વિનંતી કરી કે હમોને ગુરૂદક્ષણા મળવી જોઇએ અને તે દક્ષણામાં શ્રી નાથજીની ગોદમાં બીરાજતા શ્રી મુકુંદરાયજીનું સ્વરૂપ અને તેની સાથે સુખપાળ અને આરતીના હકો મળવા જોઈએ. તે વિનંતી ઘણી ખુશીથી સ્વીકારવામાં આવશે એમ કહી તે વાત ઓળંબે પડી તેટલામાં શ્રી દાઉજી લીલા વિસ્તાર્યા એ પછી શ્રી ગિરધરજીએ તેમના સાળી ઉકત શ્રી દાઉજીના ગોસ્વામીની વહુજી મહારાજને તેમના સ્વામીએ આપેલા વચનોની ફરીથી યાદ કરાવી ત્યારે તેમના સ્વામીની ઈચ્છાનુસાર ગુરૂ દક્ષણામાં શ્રી મુકુંદરાયજી–સુખપાળ અને આરતીના હક બક્ષીસ કર્યા. ત્યારથી શ્રી મુકુંદરાયજીનું સ્વરૂપ કાશીમાં છોટી ગાદીવાળા શ્રી ગીરધરજી મહારાજને માથે બીરાજવા લાગ્યું તેની લગભગ ૧૦ વર્ષ સુધી શ્રી ગોપાળ મંદીરમાં સેવા કરી ગોકુલવાસ શ્રીગીરધરજી મહારાજે કર્યો. તેમના પછી લગભગ ત્રીસ વર્ષ પછી તેમની બેટીજીએ મથુરા-વાળા શ્રી જીવણલાલજીને શ્રી ગીરધરજી મહારાજની ગાદીએ પધરાવ્યા શ્રી જીવણલાલજીના ગોકુલવાસ થયા પછી તેમના બે લાલજી શ્રી ગીરધરલાલજી ( માહા સુદ ૧૫ ) અને તેમના નાનાભાઈ શ્રી મુરલીધરજી (૧૯૬૧ ચૈત્ર સુદ ૧૩ ) કાશીમાં શ્રી મુકુંદરાયજીના મંદીરની

ગાદીએ બીરાજે છે. શ્રી ગુશાંઈજીના છઠ્ઠા લાલજી શ્રી જદુનાથજીના ઘરને મળતું માનપાન આ કાશીવાળા મહારાજ માગે છે તેમજ શેરગઢની ગાદીવાળા ગો. શ્રી ગીરધરલાલજી મહારાજ પણ માગે છે. આજ તેમની વચ્ચે ખરી તકરાર, બીજી કશી તકરાર નહીં.

કાશીવાળા મહારાજ તે બાબતનો દાવો શ્રીજી દ્વારના તિલકાયિત શ્રી દાઉજી મહારાજ તરફથી મળેલા કેટલાક હકોની રૂએ કરે છે અને શેરગઢની ગાદી છઠ્ઠા ઘરમાં તિલકાયિત વંશની હોવાથી તે ગાદીના તિલકાયિત તરીકે શ્રી ગીરધરલાલજી મહારાજ તે બાબતનો દાવો કરે છે. આ દાવો કેવળ "માનપાનનો" છે આ સંપ્રદાયના મહારાજોમાં શ્રી ગુશાંઈજીના સાત બાળકોના વંશમાં તે બાળકોમાંથી જેની ગાદીએ વડીલ પુત્ર બીરાજે તેને તિલકાયિત કહેવામાં આવે છે. જ્યારે કોઈ મહારાજને ઘરે સારો પ્રસંગ આવે અને બધા બાળકો પધારે તે વખતે જે ઠાકુરજીની ગાદીના તિલકાયિત મનાતા હોય તેમને ગાદીના અનુક્રમવાર અને બાકીનાઓને પેઢી અને ઉમરવાર તિલક કરવામાં આવે છે આ સંપ્રદાયમાં શ્રી નાથજીની ગાદી સર્વોપરી શ્રેષ્ટ ગણાતી હોવાથી તે ગાદીના તિલકાયિતને પ્રથમ તીલક થાય અને આવા માનપાનના સવાલોના ફ્ડચા કરવાનો તેમને અધિકાર હોય એમ માનવામાં આવે છે તેથી તે શ્રીની પાસે બન્ને મહારાજાઓ તરફથી પોત પોતાના હકોની તકરાર રજુ કરી હોય એમ જણાય છે. અને હમોને શ્રીના હસ્તાક્ષરનો એક પત્ર શેરગઢના મહારાજશ્રીએ દેખાડયો છે તેમાં પ્રથમ તીલકનો હક તેમનો કબુલ કરેલો જણાય છે. આપશ્રીએ ધર્મસંકટના સાગરમાંથી કોઈને ખોટું ન લાગે અને પોતાના વડી–

લોએ કરેલા કામને કોઈ પ્રકારનો પ્રતીબંધન આવે તેમજ છઠ્ઠા ઘરના તિલકાયિત મહારાજના હકોને નુકસાન ન થાય એવી રીતે ન્યાયના ઝાઝને તેઓશ્રીએ ઠીક હંકાર્યું છે. શ્રી દ.ઉદજી મહારાજે ગુરૂદાનમાં જે જે બક્ષીસમાં કાશીવાળા ગોકુલવાસી શ્રી ગીરધરજી મહારાજને આપવામાં આવ્યું છે, તે કાયમ રાખી, છઠ્ઠા ઘરના મહારાજ તરીકે પ્રથમ તિલક શ્રી ગીરધરજી મહારાજનેજ થવું જોઈએ એમ સ્પષ્ટપણે તે પત્રમાં લખવામાં આવ્યું છે આથી કરીને આ બે ઘરો વચ્ચે **માનપાનની** તકરારનો છેવટનો નીકાલ થયલો સમજવો જોઈએ. આ ન્યાય ખરો થયલો છે કારણ કે શેરગઢની ગાદી છઠ્ઠા ઘરમાં વડીલ લાલજી જદુનાથજીની ( ૧૭૮૨ જેઠ શુદ ૧૧ ) ની કહેવાય, નહી કે તેમના નાનાભાઇ શ્રી વિઠ્ઠલનાથજી ( ૧૭૮૪ આશો વદ ૨ ) જેના વંશમાં કાશીવાળી ગાદી છે તેમની કહેવાય.

ઉપરની તકરારનું વિવેચન કર્યા પછી સુરતવાળા મહારાજ સાથની શેરગઢવાળી ગાદીના મહારાજ શ્રી ગીરધરલાલજીની જે તકરાર છે તે હવે હાથ ધરીશું.

## ૧૬. શેરગઢવાળી ગાદીના અને સુરતવાળી ગાદીના મહારાજો વચ્ચે સાત સ્વરૂપની સેવા અને ભેટના છઠ્ઠા હિસાની તકરાર.

આ બાબતમાં હમોએ ગઈ સાલની ટીપણીમાં જે નોંધ કરી હતી તે વિષે તેઓ શ્રી તરફથી હમોને એક અક્ષર પણ લખવામાં કીંવા કહેવામાં આવ્યો નથી. જો આમ છે તો શા સારૂ આ તકરાર આ સાલની ટીપણીમાં દાખલ કરવી પડે છે ? તેનો ઉત્તર એટલોજ હમારા

તરફથી છે કે સાત સ્વરૂપની સેવા અને ભેટ જ્યારે પણ વૈષ્ણવો તરફથી અલગ કાઢવામાં આવે છે તે પ્રસગે છઠ્ઠા સ્વરૂપની સેવા અને ભેટ કયાં ધરવી એ મોટા ગુંચવાડાનો સવાલ થઇ પડે છે; કોઈ પણ બાળકને ખોટું ન લાગે તેમ કેટલાક પ્રેમલા-ભાવીક વૈષ્ણવો જે જે બાળક તે બાબત હક આગળ ધરતું જણાય તેવા બધા બાળકોને ધરાવી તે ગુંચવાડામાંથી દૂર થાય છે. પણ હમોને જ્યારે કેટલાંક વૈષ્ણવો તરફથી એ બાબતનો ખરો ખુલાસો શું છે તે ટીપણીદ્વારે બહાર પાડવા અતિ આગ્રહ થવાથી તે વિષય હાથ ધરવાની ફરજ પડી છે. હમોને ભય રહે છે કે સાચુ કહ્યું સગી માને પણ પસંદ પડશે નહી તેવો ઘાટ રખેને હમારી બાબતમાં બને. પણ તેમ બધી બાબતોમાં સમજવાનું નથી. મળેલી હકીકતો શ્રી પુષ્ટી માર્ગની સૃષ્ટી સમક્ષ મુકીએ છીએ તેમાં જે કાંઈ ભુલ ચુક થતી હોય તે માટે ક્ષમા ચાહીએ છીએ અને યોગ્ય વિવેક અને વિનયથી લખી મોકલવાથી તેનો ઘટતો વીચાર કરી આવતી સાલની ટીપણી જો હમો તૈયાર કરવા આયુષ બળથી શકતીવાન થઈશું તો તેને યોગ્ય સ્થાન તેમાં આપીશું.

આ તકરાર કાશીવાળી ગાદી સાથે જેવી માનપાનની હતી તેવી નથી સ્વરૂપ-શ્રી ઠાકુરજી-માટે છે તેમ પણ નથી. કારણ કે શેરગઢવાળા મહારાજ છઠ્ઠા ઘરના ઠાકુરજી તરીકે શ્રી કલ્યાણરાયજીને માને છે. આવીજ માન્યતા પુષ્ટિભક્તિ સુધાના પ્રકાશક શાહા વાડીલાલની અને તેમના કહેવા મુજબ ગો. શ્રી અનિરૂદ્ધલાલજી (નડીઆદવાળા)ના

માજી શિક્ષક શાસ્ત્રી મગનલાલ ગણપતરામની પણ છે. શ્રી બાળકૃષ્ણજીનું સ્વરૂપ જે હાલ સુરતની મોટી હવેલીમાં બીરાજે છે તે સ્વરૂપ શ્રી ગુશાંઈજીના સાત સ્વરૂપોમાંનું એક છે એમ જેઓનું માનવું છે તે ઠાકુરજી શ્રીગુશાંઇના **બાળકોમાંના** છઠ્ઠા બાળક શ્રીજદુનાથજીના ઘરના નથી, તેમ બનેલા બનાવોથી કોઇ કહી પણ શકે. હવે એમ માનો કે એ સાત સ્વરૂપમાંનું એક છે અને તે છઠ્ઠા ઘરના બાળકનું નથી તો સાત સ્વરૂપની જે સેવા અને ભેટ પુષ્ટિમાર્ગની સૃષ્ટિ તરફથી કરવામાં આવે છે તે લેવાનો હક કયા સ્વરૂપનો છે? આ સેવા અને ભેટમાંથી છઠ્ઠો હીસ્સો શેરગઢવાળી ગાદીના મહારાજને કે સુરતવાળી ગાદીના મહારાજને મળવો જોઈએ એજ તકરાર. બીજી એક પણ તકરાર નથી.

હવે આ સ્થળે ગંભીર પ્રશ્ન ઉભો થાય છે કે સાત સ્વરૂપની સેવા અને ભેટમાં વપરાયલો શબ્દ **સ્વરૂપથી** શું સમજવું? શ્રી ઠાકુરજી સમજવા કે શ્રી ગુંશાઇજીના બાળકો સમજવા? સ્વરૂપ શબ્દથી શ્રી ગુશાંઇજી પોતાના ઠાકોરજી સમજતા હતા. પોતાના પુત્રોને તે પીતા ભાવથી "બાળકો" કહેતા હતા, નહીં કે સ્વરૂપો કહેતા હતા. એ તો સેવકોએ સ્વરૂપ શબ્દ માનાર્થે ગોસ્વામી બાળકોને લાગુ પાડેલો જણાય છે. આથી કરીનેજ સાત સ્વરૂપની ભેટ અને સેવાના ખરા માલીક કોણ તેનો ગુંચવાડો ઘણા વૈષ્ણવોના મનમાં ઘોળાય છે, પણ ગુંચવાડામાંથી મુક્ત થવા માટે એ બાબતનો પ્રશ્ન કરવાની ભાગ્યેજ હિંમત '**પ્રેમલા**' વૈષ્ણવને હોય છે.

## ૧૭. સાત સ્વરૂપ નીમિતે કાઢેલી સેવા શ્રી ઠાકોરજીની કે ગુંસાઇ મહારાજ બાળકોની?

લખતરના દરબાર શ્રીકરણસીંગજી ઠાકોર સાહેબે એક પરમ વૈષ્ણવ છે અને તેમના આચાર વિચાર તેમજ પોશાક એક ખરા વૈષ્ણવને શોભે તેવા છે. તેમનો એવો નિયમ છે કે હવેલીમાં શ્રી ઠાકુરજીની ઝાંખી હમેશ કરવી કરવીને કરવીજ. પુર્ણ શ્રદ્ધાળુ છે. તેમના મનમાં પણ ઉપર જણાવેલો ગુંચવાડો ઉત્પન્ન થયો હોય એમ હમોને શેરગઢવાળા શ્રી ગીરધરજી મહારાજ તરફથી મળેલા વૃતાંતથી માનવા કારણ મળે છે. શ્રી નાથદ્વારાના તિલકાયિતશ્રીની મુંબઈ તરફની છેલ્લી પધરામણી વખતે તેમને શ્રી રાજકોટ જવાની ફરજ પડી હતી. ત્યાં તેમના માતુશ્રીએ ગોકુલવાસ કર્યો હતો તે પ્રસંગે લૌકીક માટે ત્યાં પધારવાની તેમને ફરજ પડી હતી.

આ સમયે કાઠીઆવાડના રાજા રજવાડા તેમજ વૈષ્ણવોના ટોળાંને ટોળાં રાજકોટમાં એકઠા મહારાજશ્રીના દર્શનાર્થે થયલાં. તે સૌનો એક મોટો ભવ્ય મેલાવડો થયલો, જેમાં તિલકાયિત શ્રી બીરાજયા હતા આ મેલાવડામાં લખતરના દરબાર શ્રી કરણસીંગજી ઠાકોર સાહેબે પણ હાજરી આપી હતી આ પ્રસંગનો લાભ લઇ પોતાના મનમાં ઘણા વખતથી ઘોળાતો પ્રશ્ન પુષ્ટિમાર્ગના શ્રેષ્ટમાં શ્રેષ્ટ ગાદીનશીન તિલકાયિત મહારાજને નમ્રતાથી અને વિનયથી વિનંતિરૂપે રજુ કર્યો કે "કૃપાનાથ! દીનદયાળ! કૃપાસીંધુ! આપ શ્રી જણાવવા કૃપા કરશો, કે "સાત સ્વરૂપની સેવા અને ભેટ" શ્રી ઠાકુરજીની કે શ્રી ગુશાંઇજીના સાત બાલકોની, વૈષ્ણવોએ સમજવી." હસ્તા મુખારવીંદથી અને

મન પ્રસન્નથી ઉત્તર તિલકાયિત શ્રીએ આપ્યો કે **તે સેવા અને ભેટ સાત સ્વરૂપો એટલે શ્રી ગુંશાઈજીના સાત લાલજીઓના ઘરની ગાદીએ બીરાજતા ટીકેટ શ્રી ગોસ્વામી બાળકોને અર્પણ કરવામાં આવી છે તેમ સમજવું. એ સેવા અને ભેટ શ્રી ઠાકુરજીને અર્પણ થયેલી છે એમ માનવું નહીં.** સાત સ્વરૂપ એટલે શ્રી ગુંસાજીના ૭ બાળકો સમજવા. આ હકીકતને બોમ્બે ગેઝેટીયર ગ્રંથ ૯ ભાગ ૧ ગુજરાત વસ્તીનું પાન ૫૩૬ પુષ્ટિ આપે છે તે ઉપર નીચે પ્રમાણે લખવામાં આવ્યું છે. "" Vithulnathji died in A. D. 1583 at the age of 90 leaving seven sons–Sat–Svarup each of whom established a separate seat or Gadi." એટલે શ્રી ગુશાંઈજીએ ૯૦ વર્ષની ઉમરે સને ૧૮૫૩માં સાત બાળકો એટલે સાત સ્વરૂપ મુકીને ગોકુળવાસ કર્યો જેમાંના દરેકે જૂદી જૂદી ગાદી સ્થાપી હતી. આ લેખમાં લખેલો મજકુર હમોને ખરો લાગતો નથી. આ ખુલાસો આ સંપ્રદાયની સૃષ્ટિમાં માન્ય છે કે કેમ તે માટે પ્રશ્ન છે. વૈષ્ણવોની માન્યતા એવી છે કે તે સેવા અને ભેટ શ્રી ઠાકુરજીને અર્પણ થયલી તેઓ સમજે છે અને તેમ હોવાથી તેની માલકી તેમની હોવી જોઇએ. તેમની દલીલમાં એમ કહેવામાં આવે છે કે દરેક પુષ્ટિમાર્ગની હવેલીમાં શ્રી ઠાકુરજીના નીમીત્તની સેવા અને ભેટ માટે જુદીજ ગોલખ અને જુદોજ હીસાબ, અને મહારાજશ્રીઓને અર્પણ થતી સેવા અને ભેટ માટે જુદીજ ગોલખ અને જુદોજ હીસાબ રાખવામાં આવે છે. રખેને મહારાજોના ઠાકુરજી

અને તેના અંગની મીલકત સર્વજનીક કોઇ ઠરાવવા ઉભો થાય તે માટે પ્રથમથીજ સારી તૈયારી કરી રાખવી તે માટે તો ઉપર જણાવેલો ખુલાસો તો નહીં હોય? હમો એમેબે ગેઝેટીયરના અનુમાન ઉપર આવવા આંચકો ખાઇએ છીએ કારણ કે પ્રથમમાં તો શ્રી ગુશાંઇજીની ૯૦ વર્ષની ઉમર લખી છે તેજ ખોટું છે તેઓ ૭૦-૭૨થી વધારે ભુતળ ઉપર બીરાજ્યા નથી. તેમના ચોથા બાળક શ્રી ગોકુળનાથજીની ઉમર ૯૦ વર્ષની હતી. ત્યારપછી સાત સ્વરૂપ એટલે શ્રી ગુંશાઈ-જીના બાળકો-પુત્રો હોય એમ માને છે તે માન્યતા ઉપર લખેલા કારણોને લીધે પણ ખોટી છે. સ્વરૂપો જે વહેંચાયલા છે તે ફક્ત શ્રી ઠાકુરજીના સ્વરૂપો, નહીં કે શ્રી ગુશાંઇજીના બાળકો, સમજવાના છે.

## ૧૮. મહારાજોની હવેલીઓ અને તેમાં બીરાજતા શ્રી ઠાકુરજીઓ મહારાજોની ખાનગી મીલકત કે સાર્વજનીક મીલકત?

કાયદાની ભાષામાં (જો કે આ ભાષા કેટલાક વૈષ્ણવોને કઠોર લાગશે ખરી તોપણ ફરજને લીધે વાપરીએ છીએ તેમાં) બોલીએ તો શ્રી ગુશાંઇજીએ સ્વરૂપો —ઠાકુરજીની વહેંચણી કરી હતી. તે સદરહુ વહેંચણી કરી હતી પોતાની ખાનગી મીલકત, નહી કે—સાર્વજનીક મીલકત માનીનેજ સાર્વજનીક મીલકત હતે તો તેઓશ્રી પોતાના સાત લાલજીઓમાં સંવત ૧૬૪૦ના કારતક સુદ ૧ ને દીને તેમની વહેંચણી કરી શકતે નહીં. આ સંપ્રદાયમાં મંદીરને બદલે ઘણું કરીને "હવેલી" શબ્દ વાપરવાનો પ્રચાર છે તે શું સુચવે

છે ? જે મકાનમાં શ્રી ઠાકોરજી બીરાજતા હોય તેટલાજ ભાગને મંદિર તરીકે ઓળખાય છે અને બાકીના ભાગને હવેલી તરીકે ઓળખાય છે પણ હવેલી શબ્દ શ્રી ઠાકુરજીનું નામ પછી મુકી જેમ કે "શ્રીલાલની હવેલી" એમ વૈષ્ણવોમાં બોલવામાં પ્રચાર છે મહારાજને નામે પણ હવેલી ઓળખાય છે જેમ "શ્રી લાલમણીજીના શ્રી લાલબાવાની વીગેરે હવેલીમાં દર્શન ખુલ્યા છે" એમ પણ બોલવાનો પ્રચાર છે તેથી જેને માથે જે સ્વરૂપો બીરાજતા હોય તેનું મકાન-હવેલી ગણાય-તે તેમની ખાનગી મીલકત હોવાથી તેમાં હરકોઇને પણ દાખલ થતા અટકાવવાનો હક તે હવેલીના માલીકનો છે. તેમાં પોતે નિધીનું સ્વરૂપ જે તેમને માથે પધરાવવામાં આવ્યું હોય તે રાખી તેમની સેવા શ્રી મહાપ્રભુજીએ નિમાર્ણ કરેલા નિયમાનુંસાર અથવા પ્રત્યેકના વંશમાં ચાલુ આવેલી સેવા -ભાવના પ્રમાણે-કરે છે. તેમની સેવા કરવાનું પોતાનું કર્તવ્ય સમજે છે અને તે પ્રમાણે તેઓ સેવા પોતાના ઠાકુરજીની પોતાના ખાનગી મકાનમાં કરે છે. દીવસના ચોકસ સમયે સ્વરૂપની સેવા ખુલ્લા બારણે કરે છે તે સમયે પૃષ્ટિમાર્ગની સૃષ્ટિને તે સ્વરૂપની ઝાંખી કરવાની ઈચ્છા હોય તો તે હવેલીમાં જઈને દૂર રહી ઝાંખી કરે છે. અને પોતાના આત્મ કલ્યાણાર્થે જો કાંઈ સેવા કે ભેટ ધરવા ઇચ્છા થાય તો તે ભેટરૂપી સેવા શ્રી ઠાકુરજી જ્યાં બીરાજે છે ત્યાં કરવા કે મુકવા દેતા નથી પણ હવેલીના ચોક અથવા આંગણામાં જુદી જુદી સેવા સામગ્રી કે ભેટ નીમીતે રાખેલા સ્થળમાં કરવા-મુકવા દે છે, અથવા ગુશાંઈ મહારાજ

હાથમાં વસ્ત્ર રાખી તે ભેટ ઠાકુરજી તરફથી લે છે. આથી સ્પષ્ટ જણાય છે કે એ ઠાકોરજી એમના ખાનગી માલકીના છે. જો સાર્વજનીક હતે તો ત્યાં જેમ બીજા મંદીરમાં પૈસા રૂપીઆ ધરવામાં આવે છે તેમ ધરી શકાતે. પોત પોતાનું કર્તવ્ય સમજી નિધીના સ્વરૂપો જ્યાં જ્યાં બીરાજતા હોય તેની ઝાંખી માટે પોતાની ખુશીથી જાય છે અને જ્યાં સુધી હવેલીમાં ચાલુ રીત રીવાજ પ્રમાણે ઝાંખી કરવા આવનારા વર્ત્તે છે ત્યાં સુધી હવેલીના માલીક તરફથી તેવાને અટકાવ કરવામાં આવતો નથી. વૈષ્ણવો સેવા અને ભેટ ધરે છે તેથી આ ખાનગી મત્તાને સાર્વજનીક મીલકતનું રૂપ મળી શકતું નથી. હવેલીના માલીકોને જ્યારે ખાસ વિનંતી કરવામાં આવે છે કે હમારા તરફથી સેવા અને ભેટ આપ અથવા આપના ઠાકુરજીને માટે અંગીકાર કરો, ત્યારે તે વિનંતી સ્વીકારવામાં આવે છે. આ હવેલીઓમાં શ્રી ઠાકુરજીના દર્શન આખો દીવસ કરાવવામાં આવતા નથી. દીવસમાં પહેલા ભાગમાં મંગળા, શ્રંગાર, ગ્વાળ અને રાજભોગ, અનેતેના પાછલા ભાગમાં ઉથાપન, ભોગ, સંધ્યાઆર્તી અને સેન એટલા દર્શન કરાવવામાં આવે છે. તે દર્શન કેટલો સમય ખુલ્લા રાખવા તે હવેલીના માલીકની ઇચ્છાની વાત છે અને માલીકની ઈચ્છાનો અમલ પોતાના શ્રી ઠાકુરજી પ્રત્યે ભાવનાનુસાર કરવામાં આવે છે. ઝાંખી કરવા આવો તે ગમે તેટલી સંખ્યામાં આવો અથવા ન આવો, ચાહે તો સ્ત્રી પુરૂષો સાથે આવો કે જુદાં આવો, તમામને માટે દર્શન કરવાની એકજ ખુલ્લી જગા રાખવામાં આવે છે અને તે જગામાં થતી ભીંડને અટકાવવા સારૂ

યોગ્ય બંદોબસ્ત હવેલીના માલીક તરફથી રાખવામાં આવે છે. કોઇ પણ વૈષ્ણવને કયા સ્થળમાં રાખી દર્શન કરાવવા તે બાબતનો બંદોબસ્ત જેમ ખાનગી મકાનના માલીકો કરી શકે છે તેમ તેઓ તરફથી પણ કરવામાં આવતો જણાય છે. આથી કેટલાક વૈષ્ણવો એમ માને છે કે તેમ કરવામાં માલીકોની પક્ષપાત થતી જણાય છે. જેઓ સારી ભેટ ધરે તેઓને પાસે રાખી દર્શન કરાવવામાં આવે છે. આજ હકીકત ખાનગી મીલકતવાળી હવેલીમાં જનારાઓ માટે ભુલસુચક છે. જે મકાન ખાનગી છે તે ભુલી જઈને તેને સાર્વજનીક માની, પક્ષપાતની ફરીયાદ કરનારા હોય છે પોતાની મરજી પડે ત્યાં શ્રી ઠાકુરજીને પધરાવી જવાનો હક તેઓ ધરાવે છે. દાખલા રૂપે જુઓ શેરગઢની ગાદીવાળા મહારાજે શેરગઢથી વડોદરામાં પોતાના ઠાકુરજી શ્રી કલ્યાણુરાયજી વિગેરે સ્વરૂપોને પધરાવી ગયા છે. મુંબઈમાં ભુલેશ્વર લતામાં આવેલી ડોકામરડીમાં સાત સ્વરૂપની હવેલી આગળ પોરબંદરવાળા શ્રી દ્વારકાનાથજીના લાલ ૧૩મી પેઢીવાળા શ્રી વિઠ્ઠલેશજી (૧૯૦૯ વૈશાખ વદ ૧૪) એ એક હવેલી બાંધી તેમાં સ્વરૂપ પધરાવેલું તે પોરબંદરવાળા શ્રી જીવણુલાલજી મહારાજે વેચાતી લીધી હતી. તેમણે તેમાંથી શ્રી ઠાકુરજીને બીજે સ્થળે પધરાવી તે હવેલીનું મકાન વેચી નાખ્યું છે. તેજ પ્રમાણે કુંભારટુકડામાં આવેલા શ્રી ગંગાવહુજીના મંદીર અને ઠાકુરજીનું બન્યું હતું. જો ઠાકુરજી અને હવેલીઓ સાર્વજનીક હતે તો તેમની વ્યવસ્થા ઉપર જણાવ્યા પ્રમાણે કરી શકાતે નહીં તેમજ કાંકરોળીથી શ્રી દ્વારકાનાથજીની ગોદમાં બીરાજતા શ્રી બાળકૃષ્ણ-

જીને શ્રી વ્રજરાયજી સુરત પધરાવી શકતે નહીં. કોઈ પણ રીતે સાર્વજનીક પ્રકારના જણાયા હતે તો મથુરાં-પંથીઓની લાગવગવાળા પૈસેથી ભરપુર એવી તેમની સૃષ્ટિએ મહારાજોને તેમનાથી દૂર કયારનાએ કરાવી ઠેકઠેકાણે સરકારદ્વારે ટ્રસ્ટીઓ કીંવા કમીટીઓ નીમાવી વહીવટ ચાલુ કરી દીધો હતે; તે બાબત ફાંફાં તો ઘણા એ મારેલાં હોવા જોઈએ પણ "દ્રાખ ખાટી છે" એમ કહી છેવટે હાથ ખંખેરી બેસવું પડયું હોવું જોઈએ.

વડોદરાના શ્રીમંત મહારાજા સાહેબનો એક વખત પુષ્ટિમાર્ગની હવેલીઓ અને તેમાં બીરાજતા સ્વરૂપોને કોર્ટ મારફતે સાર્વજનીક ઠરાવી લેવાનો વિચાર થયો હતો. તેઓના અધિકારીઓએ અમરેલી કસ્બામાં આવેલી વૈષ્ણવી સંપ્રદાયની શ્રી વાગીશલાલજીની હવેલી અને તેમાં બીરાજતા શ્રી દ્વારકાધીશજીના સ્વરૂપને સર્વને સાર્વજનીક ગણી સાર્વજનીક સંસ્થાના નિબંધ લાગુ પાડયા હતા, તે સામે અરજ કરતાં તા. ૧૭–૭–૭ના રોજ મહારાજ વિરૂદ્ધ નિકાલ કરવામાં આવેલો. આ સવાલ વિશેષ ન્યાયાધિશી કોર્ટમાં $\frac{\text{મુ. નં. ૧}}{\text{૯–૧૯}}$ માં લઈ જવામાં આવેલો તેમાં પહેલોજ મુદ્દો એ હતો કે "વાદીની શ્રી દ્વારકાંધીશની હવેલી, દેવની મુર્તી તથા હવેલીના અંગની સ્થાવર જંગમ મીલકત તથા તમામ પ્રકારની આમદાની વાદીની ખાનગી મીલકત હોવાનું સાબીત છે કે તે સાર્વજનીક છે" એનો ઠરાવ તા. ૨–૧૦–૧૨ ને દીવસે હજુરશ્રીની કોર્ટ તરફથી એમ કરવામાં આવેલો છે કે "એ સાર્વજનીક સંસ્થા નથી પણ પોતાની

ખાનગી મીલકત છે" બ્રીટીશ રાજની કોર્ટનો બીજો ઇન્સાફ થઈ શકે તેમ નથી.

આવી રીતે હવેલી અને તેમાં બીરાજતા સ્વરૂપો અને તેને લગતી સ્થાવર જંગમ મીલકતો, મહારાજોના ખાનગી મીલકત હોવાથી શ્રી રાજકોટ મુકામે તિલકાયિતશ્રીએ આપેલો જવાબ રાસ્ત ગણાય, અને તે સેવા અને ભેટ સ્વરૂપની – શ્રી ઠાકુરજીની માનો કે જેમને માથે તે બીરાજતા હોય તેમની માનો પણ છેવટનો સરવાળો એક સરખો છે એમ પણ કહી શકાય; પરંતુ સુરતની ગાદી સાથે શેરગઢવાળી ગાદીની શ્રી બાળકૃષ્ણજીને લીધે, સાત સ્વરૂપની સેવા ભેટ માટે જે તકરાર છે તે તરફ જોતાં એ સરવાળો કામનો નથી. એમાં તો ગંભીર સવાલ એ છે કે જો તે ઠાકુરજીના નામીતે કઢાયલી હોય તો તે ઠાકુરજીની કહેવાય અને જ્યાં જ્યાં તે સ્વરૂપ બીરાજતું હોય ત્યાં ત્યાં વૈષ્ણવોએ મોકલી દેવી જોઈએ પણ જો તે સેવાભેટ છઠ્ઠા બાળકની ઉપર જણાવેલા તિલકાયિત શ્રી ગોવર્ધનલાલજીના અભીપ્રાય પ્રમાણે થતી હોય, તો તે શેરગઢવાળા મહારાજને છઠ્ઠા ઘરના તિલકાયિત તરીકે તેમને મળવી જોઈએ આ મતાનુસાર શેરગઢવાળા મહારાજને શ્રીનાથજીના તિલકાયિત મહારાજે ઉપર જણાવેલો પત્ર લખી મોકલ્યો છે.

આ શ્રી બાલકૃષ્ણજીનું સ્વરૂપ જે કાંકરોળીમાં શ્રી દ્વારકાનાથજી ગોદમાં બીરાજતું હતું તેમને સુરતમાં પહેલીવાર શ્રી વ્રજરાયજી ( ૧૬૮૨ પોષ વદ ૨ ) જેઓ દશ દિગંત વિજયી શ્રીમત્ પુરૂષોત્તમજી ( ૧૭૧૪

ભાદરવા શુ ૧૧ ) ના કાકા થાય તેઓએ પધરાવેલું તે પછી શ્રી વ્રજરાયજીના ગોસ્વામીજી શ્રી રાણી વહુજી (?) મહારાજે શ્રી ગોકુલઉત્સવજી મહારાજને માથે એવું કહીને પધરાવ્યું કે હવે હમારા વૃદ્ધાપકાળને લીધે સેવા થઇ શકતી નથી માટે આપ આ શ્રીને માથે પધરાવો અને તેમની મન માનતી સેવા કરજો. સુરતની મોટી હવેલીમાં ઉપર જણાવ્યા વખતથી આ સ્વરૂપ બીરાજે છે.

ઉપર જણાવેલા શ્રી વ્રજરાયજી અને દશદીગંત વિજયી શ્રીમત્ પુરૂષોત્તમજી તે શ્રી ગુંસાઈજીના ત્રીજા લાલ શ્રી બાલકૃષ્ણજીના વંશના છે તે તેમના પ્રપૌત્ર થાય તેમનો સંબંધ સમજાય તે માટે તેમની વંશાવળી જોવી.

હવે સવાલ એટલોજ છે કે એ સ્વરૂપ શ્રી ગુંસાઇજીએ સાત ગાદીઓની વહેંચણી પોતાના લાલજીઓમાં કરી ત્યારે તે કઇ ગાદીના મહારાજને માથે પધરાવવામાં આવ્યું હતું અને તેનો સ્વીકાર કયા લાલજી તરફથી કરવામાં આવેલો? ઉપરની હકીકતો એટલું સુચવે છે કે તે છઠ્ઠા ઘરની ગાદીના મહારાજ શ્રી જદુનાથજીએ સ્વીકાર્યું નહીં પણ ત્રીજી ગાદીવાળા શ્રી બાલકૃષ્ણલાલજીએ સ્વીકારેલું હતું.

સુરતવાળા તરફથી ઘણી દલીલોમાંની એક એવી દલીલ હોય એમ જણાય છે કે શ્રી હરિરાયજી મહારાજે ( ૧૬૪૬ શ્રાવણ વદ ૫ ) એક નમન શ્લોકમાં આ સ્વરૂપને છઠ્ઠા ઘરના શ્રી જદુનાથજીના કહી નમન કર્યું છે એમના પીતાશ્રીના ઘરના એક ભટ્ટ વર્ગના

શીષ્યે એથી ઉલટું લખ્યું છે તે એ છે કે શ્રી જદુનાથજીએ શ્રી બાળકૃષ્ણજીનું સ્વરૂપ નાનું હોવાથી પોતાને માથે પધરાવવા ના પાડી હતી તેથી તેમના માથે શ્રી કલ્યાણરાયજીનું સ્વરૂપ પધરાવવામાં આવ્યું હતું. ઉક્ત શ્રી હરિરાયજીના વહુજી મહારાજે ધોળ બનાવ્યા છે તેનું એક લઘુ પુસ્તક હમોને ખાસ આ તકરાર માટે વાંચવા સારૂ આપવામાં આવ્યું છે તેમાંનું એક ધોળમાં લખ્યું છે કે,

## ગરબી.

" જોડી હાથ ને કરે છે જદુ નાથજીરે લોલ
" મને વસ્યા છે હમારે તો **શ્રીનાથજી**રે લોલ
" કૃપા અનુગ્રહથી શ્રી આપ પધારાવીઆરે લોલ
" શ્રી બાળકૃષ્ણજી હમારે મન ભાવીઆરે લોલ
" ત્યારે પ્રસન્ન થઇ તે તાત મન ઘણું રે લોલ
" સ્વરૂપ પધરાવ્યું શ્રી **કલ્યાણરાયજી** તણું રે લોલ"

આ ગરબીમાં પધારાવીઆ અને પધરાવીઆ ખાસ ધ્યાનમાં લેવા જેવા છે. શ્રી બાળકૃષ્ણજીના સ્વરૂપ પોતે ન **પધરાવતાં** બીજાને માથે **પધરાવી** દેવામાં આવ્યું તેથી પ્રસન્ન થયા અને પોતાને માથે શ્રી કલ્યાણરાયજીને પધરાવ્યાં.

આ ધોળ સુરતવાળા મહારાજશ્રીના ઘરમાંથી ગુજરાતીમાં પ્રગટ કરવામાં આવ્યું છે. આ હકીકતો ઉપરથી એટલું તો નક્કી થાય છે કે શ્રી જદુનાથજીએ શ્રી બાલકૃષ્ણજી ન લેવાથી તેમને માથે શ્રી કલ્યાણરાયજીને પધરાવવામાં આવ્યા હતા. સુરતની હવેલીમાં સેવા વિધીનું એક હસ્ત લેખીત પુસ્તક છે તેમાં ચૈત્ર શુદ ૬ને

દીવસે આ છઠ્ઠા લાલ શ્રીજદુનાથજીના ઉત્સવનો જણાવ્યો છે તે દીવસે કેસરી વસ્ત્રો એવે પ્રસંગે ધરાવવા જોઈએ તેને બદલે શ્યામ ( કાળી ) ચુંદડી ધરાવવી એવું લખ્યું છે. આ શું સૂચવે છે? શ્રી જદુનાથજીએ મજકુર સ્વરૂપનો સ્વીકાર નહીં કર્યો તેની દીલગીરી ભરેલી ભાવના સુચવવામાં આવે છે. જો કે ઉપરના પુસ્તકમાં શ્યામ ચુંદડી લખી છે તોપણ વાસ્તવીક રીતે તે દીવસે કેશરી વસ્ત્ર ધરાવવામાં આવે છે એવું હમોને કેટલાક તે ઘર સાથે સંબંધ ધરાવનારાઓએ કહ્યું છે. અનુમાન એ છે કે એ સ્વરૂપ છઠ્ઠા ઘરનું નહીં અને તેથી શેરગઢવાળા મહારાજ શ્રી ગીરધરલાલજી એ સ્વરૂપ ઉપર કોઈ પ્રકારનો હક કે દાવો ધરાવતા નથી એમ એમનું ખુલ્લા શબ્દમાં હમો પ્રત્યે બોલવું થયું છે જે હમો અત્રે તેમની આજ્ઞાનુસાર આ ટીપણીમાં જાહેર કરીએ છીએ એમની તકરાર એટલીજ તેઓશ્રી જણાવે છે કે સાત સ્વરૂપની સેવા અને ભેટ વૈષ્ણવો તરફથી મળે છે તેમાં છઠ્ઠા ઘરને મળતી સેવા અને ભેટ લેવાનો તીલકાયિત તરીકે તેમનોજ છે અને સુરતવાળા મહારાજશ્રીને તે લેવાનો હક નથી. તેમની તકરારનો અંત હાલના શ્રીનાથજીના તિલકાયિત મહારાજશ્રીએ શેરગઢવાળા મહારાજશ્રીની તરફમાં આણ્યો છે એવું તેમના હસ્તાક્ષરના પત્ર ઉપરથી જણાય છે.

હવે હમો અત્રે જણાવીશું કે મુંબઈમાં કેટલાંક વૈષ્ણવોની સમજણ એવી છે કે શ્રી બાળકૃષ્ણજીના સ્વરૂપને સાત સ્વરૂપમાં બીલકુલ ગણવામાં આવતું નથી. એવી સમજ દૂર થવા માટે સુરતના હાલ બીરાજતા મહારાજ શ્રી ગો શ્રી બ્રિજરત્નલાલજીના કૃઇ શ્રી

સુરતવાળા શ્રી જદુનાથજીના જસોદા બેટીજીએ " સાત સ્વરૂપોની કાહાડી ભેટ તથા મનોરથ ભેટની વ્યવસ્થા બાબત સપ્રમાણુ વિવેચન " એ નામનું લઘુ પુસ્તક સંવત ૧૯૬૫માં છપાવેલું છે.

પુષ્ટિ ભક્તિસુધાના તંત્રી અને પ્રકાશક તરફથી હમોને એમ કહેવામાં આવ્યું છે કે શ્રી બાળકૃષ્ણજીને "અષ્ટકૃષ્ણુ" જે શ્રીમહાપ્રભુજીએ જણાવ્યા છે તેમાં તેમનો સમાવેશ થતો નથી. તેમના કહેવા મુજબ અષ્ટકૃષ્ણુ શ્રી કૃષ્ણુના આઠ સ્વરૂપો સમજવાના છે એટલે રાસ-લીલામાં ૧૬ ગોપીઓમાંની દરેક બએની વચ્ચે "કહાન"નું સ્વરૂપ હોવાથી તેવા ૮ કહાનના સ્વરૂપોને અષ્ટનિધી શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ વર્ણુવેલા છે અને આ આઠમાં શ્રી બાળકૃષ્ણજીને ગણવામાં આવ્યા નથી. આઠ નિધીઓમાં શ્રી કલ્યાણુરાયજીનું સ્વરૂપ ગણાય છે કે કેમ ? જવાબમાં મજકુર ચોપાનીઆમાં લેખક શાસ્ત્રી મગનલાલ દલપતરામના મતનો હવાલો આપી જણાવ્યું કે તે સ્વરૂપ અષ્ટ કૃષ્ણુમાંનું એક ગણાય છે.

ગામ શેરગઢમાં શ્રી કલ્યાણુરાયજી તે શ્રી મહા-પ્રભુજીના સેવ્ય સ્વરૂપ છે. પહેલા પુર્વમાં માણેકપુરમાં એક તલાવ ઉપર આ સ્વરૂપ બીરાજતું હતું. ત્યાં તેમની પુજા દેવી તરીકે કરવામાં આવતી હતી. તે તલાવ ઉપર શ્રી આચાર્યજી મહા પ્રભુજી પધાર્યા તે વખતે શ્રીકલ્યાણુરાયજી ઉપર એમની દ્રષ્ટી પડી કે આતો ઘણું પ્રાચીન શ્રી ઠાકુરજીનું સ્વરૂપ છે અને તેમને સ્ત્રીનો શૃંગાર કેમ કરવામાં આવ્યો છે ? તેનો મનમાં વીચાર કરતા હતા. પછી પ્રભુજી મંદિરમાં પધાર્યા અને આ

સ્વરૂપનેજ સવાલ કર્યો "બાવા! આપે આવો શણગાર કેમ કર્યો છે." ત્યારે શ્રી ઠાકુરજીએ આજ્ઞા કરી કે "આ સઘળું ગામ દેવી ઉપાસક છે તેથી શ્રીઠાકુરજી કેવા હોય એમ કોઇ જાણતું નથા તેથા દેવી તરીકે હમોને પૂજે છે." તે વખતે શ્રીમહાપ્રભુજીએ સાડી ફાડીને પાઘ ધરાવી. એક કટકામાંથી વસ્ત્ર ધરાવ્યા તે પછી તેમના પુજારી જેઓ ગામમાં ગયા હતા તે આવ્યા અને બડબડવા લાગ્યા કે આ દેવીને શ્રી પુરૂષોત્તમનો શણગાર કોણે ધરાવ્યો છે, ત્યારે શ્રી મહાપ્રભુજીએ આજ્ઞા કરી કે આતો શ્રી ઠાકુરજીનું સ્વરૂપ છે તો તમો તેમને દેવી માની કેમ પૂજા કરો છો? ત્યારે બાવા વેણુ અને કૃષ્ણુ-દાસજી ઘઘરી અને જાદવદાસ ખવાસ એ સૌએ શ્રી મહા પ્રભુજીને સાષ્ટાંગ દંડવત કરીને કહ્યું કે "મહારાજ હમે તો કાંઈ જાણતા નથી. આપ હમોને શરણે લ્યો." ત્યારે શ્રી મહા પ્રભુજીએ આજ્ઞા કરી. "જાઓ તમે સ્નાન કરી આવો" તે પ્રમાણે સ્નાન કરી આવ્યા ત્યારે શ્રી મહાપ્રભુજીએ તે બે વૈષ્ણવોને નામ નિવેદન કરાવ્યું પછી ત્યાં એક દિવસ આપશ્રી રહ્યા શ્રી ઠાકોરજીની સેવા શણગાર કરી સેવાનાં રીતભાત બતાવી આ ગામ-માં દૈવી જીવો હતા તે તમામ શ્રી આચાર્યજી મહા-પ્રભુજીના સેવક થયા તે પછી એ ઠાકુરજીનું નામ શ્રી કલ્યાણરાયજી રાખવામાં આવ્યું. એથી બાવા વેણુ તથા કૃષ્ણુદાસજી ઘઘરી તથા જાદવદાસ ખવાસ જેમના તે ઠાકુરજી હતા તેઓ ત્રણે મળી સેવા કરતા હતા આ ત્રણેને માથે બીરાજેલા ઠાકુરજીને બડા જદુનાથજીના માથે બીરાજવામાં આવેલા તે હાલ શેરગઢવાળી ગાદીના મહારાજને માથે બીરાજે છે.

જ્યારે શ્રી ગુંસાઇજીએ છઠ્ઠાલાલને માથે શ્રી બાળકૃષ્ણજીને પધરાવવા લાગ્યા ત્યારે તેમ કરવા ના પાડી કારણ કે તે અષ્ટનિધિઓમાંનું એક નહતું. નાનું હોવાથી ન લીધું તેમ બન્યું નહતું આવી આખ્યાઈકા પણ છે. ચોથા લાલ શ્રીગોકુળનાથજીએ સાતમા લાલ શ્રીઘનશ્યામજીને સમજાવીને તેની પાસે શ્રીમદનમોહનજીના સ્વરૂપની માગણી કરાવી હતી તે વખતે જો કે શ્રી ગુસાંઈજી સારી રીતે પામી ગયલા કે તે સ્વરૂપ ખાસ શ્રીગોકુળનાથજીના સમજાવ્યાથી માગી લેવામાં આવ્યું છે, તોપણ તેમની ઈચ્છાનુસાર તે પધરાવવામાં આવ્યું હતું.

શ્રીજદુનાથજીને વિયોગના સ્વરૂપનો અનુભવ હોવાથી સંયોગનું સ્વરૂપ લેવા ના પાડી હતી એમ પણ આખ્યાયિકા છે. જેઓને વિયોગના સ્વરૂપનો અનુભવ હોય છે તેને સાક્ષાત સ્વરૂપની જરૂર રહેતી નથી.

છેવટે જ્યારે શ્રીમદનમોહનજી શ્રીઘનશામલાલજીને માથે માગ્યા મુજબ પધરાવવામાં આવ્યા હતા ત્યારે શ્રીગુશાંઈજીએ શ્રી કલ્યાણરાયજીના સ્વરૂપને શ્રી જદુનાથજીને માથે પધરાવ્યું હતું. તેથી શ્રી કલ્યાણરાયજી છઠ્ઠા ઘરના ઠાકુરજી તેમજ સાત સ્વરૂપમાંના એક હોવાથી સાત સ્વરૂપની ભેટમાંથી છઠ્ઠા ઘરનો હીસ્સો માંગવાનો હક ટીકેટ શ્રીગીરધરલાલજી શેરગઢવાળા મહારાજનો છે એમ માનવું જોઈએ.

જ્યાં જ્યાં સાત સ્વરૂપોના મંદીરો છે, ત્યાં ત્યાં સાત સ્વરૂપોના મંદીરોમાં શ્રીકલ્યાણરાયજીનું મંદીર છે પણ તેવે સ્થળે સુરતમાં હાલ બીરાજતા શ્રી બાળકૃષ્ણજીનું એક પણ મંદીર નથી. દાખલા તરીકે જુઓ

ગોકુળ ગામમાં શ્રીકલ્યાણરાયજીનું મંદીર સાત સ્વરૂપોમાંના શ્રી મદનમોહનજી અને શ્રી વિઠ્ઠલરાયજીના મંદીરની વચમાં છે; શ્રીગિરિરાજમાં તેનું મંદીર સાત સ્વરૂપમાંના શ્રી ગોકુલનાથજીના મંદીર સામે છે; શ્રી નાથદ્વારમાં મોહનગઢમાં શ્રી કલ્યાણરાયજીનું મંદીર છે.

આ શ્રી કલ્યાણરાયજીનું સ્વરૂપ મોટું અને મનોહર છે તેથી શ્રીજદુનાથજીએ પોતાને માથે પધરાવેલા હતા.

શ્રી નાથદ્વારના ટીકેટ શ્રી સાથે હજુ શ્રી ગિરધરલાલજી મહારાજને વહેંચણી નહી થયલી હોવાથી આ સ્વરૂપને સાત સ્વરૂપમાંથી જુદા પાડવામાં આવ્યા નથી તેમની સેવા ભેટ તેમની સાથેજ લેવાય છે ત્રણ વર્ષ સુધી શ્રી નાથજી સાથે બીરાજી અન્નકુટ ભોગ આરોગ્યા છે.

બે છપન ભોગ શ્રી નાથજીમાં કરવામાં આવેલા. બન્ને વખતે શ્રી કલ્યાણરાયજીને પધરાવવા માટે આમંત્રણો હતા પણ તે વખતે ટીકેટની ગાદીએ બીરાજતા બાળકો ઘણી છોટી ઉમરના હોવાથી તે સ્વરૂપને ત્યાં પધરાવી ગયા ન હતા. એક છપ્પન ભોગ સંવત ૧૭૯૬ માં શ્રી ગોવર્ધનેશજી મહારાજે કરેલો અને બીજો સંવત ૧૮૭૯ માં શ્રી દાઉજી મહારાજે કરેલો એમ બે છપન ભોગ કરવામાં આવેલા હતા.

શ્રી કલ્યાણરાયજી શેરગઢની ટીકેટ ઘરમાં બીરાજે છે અને શ્રી મુકુંદરાયજી છોટા ઘરમાં બીરાજે છે.

ગોકુલ ગામમાં રાજા ઠાકુર જાગીરદાર શીવાય બીજા આઠ ભાગીઆઓ છે તે નીચે પ્રમાણે.

(૧) શ્રીનાથદ્વારવાલા શ્રીનાથજીના ટીકેટ મહારાજ શ્રી નવનીતપ્રીયાજીના ભાગીદાર નં. ૧

(૨) શ્રી કોટાવાલા શ્રીમથુરેશજીના ટીકેટ પહેલી ગાદીવાલાના ભાગીદાર નં. ૨

(૩) શ્રી નાથદ્વારવાલા શ્રી વિઠ્ઠલેશરાયજીની ટીકેટ તે બીજી ગાદીવાલાના ભાગીદાર નં. ૩

(૪) શ્રી કાંકરોળીવાળા શ્રી દ્વારકાનાથજી ત્રીજી ગાદીવાળાના ટીકેટ ભાગીદાર નં. ૪

(૫) શ્રી ગોકુલવાલા શ્રી ગોકલેશજીના ચોથી ગાદીવાલાના ટીકેટ ભાગીદાર નં. ૫

(૬) શ્રી ગોકુલચંદ્રમાજી કામવનવાલા પાંચમી ગાદીવાલાના ટીકેટ ભાગીદાર નં. ૬

(૭) શ્રી કલ્યાણરાયજી શેરગઢવાળા છઠ્ઠી ગાદીવાલાના ટીકેટ ભાગીદાર નં. ૭

(૮) શ્રી કામવનવાલા શ્રી મદનમોહનજી સાતમી ગાદીવાલાના ટીકેટ ભાગીદાર નં. ૮

આ ઉપરથી પણ માનવું જોઇએ કે શ્રી કલ્યાણરાયજી છઠ્ઠા ઘરના ઠાકુરજી છે. એટલુંજ નહીં પણ સાત સ્વરૂપમાંના એક છે.

સંપ્રદાય કલ્પદ્રુમના પુસ્તકના પાન ૮૬ ઉપરની નીચેની લીટીઓ વાંચવી.

દુહો.

"ગિરધર કો મથુરેશજી પ્રથમ મુદીત પધરાય
વિઠ્ઠલેશ પ્રભુ ફીર દીએ, ગોવિંદ કો મન પાય
બાલકૃષ્ણ લીએ માંગકે, દ્વારકેશ હરખાય
ગોકલેશ મુદીત મન, ગોકલેશ પધરાય

ગોકલેંદ રઘુનાથકુ, દિને જાણુ પ્રવીણુ
બાલકૃષ્ણુ લઘુ જાણકે, નૃપ યદુનાથ ના લીન
લે કલ્યાણુ પ્રભુ વેણું સું, બહોર મહા પદ દિન
બાલકૃષ્ણુ વિનયકર, બાલકૃષ્ણુ ફેર લીન
શ્રીમદ્ મોહન મુદીત મન, શ્રીઘનસ્યામ હે દીન
યશ નારાયણ કે પ્રભુ, વિઠ્ઠલનાથ પ્રવીણુ"

ટીકેટ શ્રીગોરધનલાલજીનો આ બાબતમાં જે મત હોય તે વૈષ્ણવ સૃષ્ટીએ માન કરવો જોઈએ. શ્રી જસોદા બેટીજીની આજ્ઞાનુસાર પ્રગટ થયલું પુસ્તક મહારાજની આજ્ઞાથી પ્રગટ થતા પુસ્તકના જેવું માન્ય થઈ શકે નહી.

સંવત ૧૮૭૯ માં છપ્પન ભોગ થયલો તે વખતે સુરતમાં બીરાજતા શ્રીબાલકૃષ્ણજીને પધરાવવામાં આવ્યા ન હતા એટલે તે અન્નકોટ વખતે સાત સ્વરૂપોના ચીત્રોમાં તેને સ્થાન જો આપવામાં આવ્યું હોય તો એ મહોત્સવ વખતનું ચીત્ર હોઈ શકે પણ નહી તેમજ બીજા અન્નકુટ વખતના ચીત્રોમાં શ્રી બાલકૃષ્ણજીનો શ્રી નાથદ્વારમાં અન્નકોટ વખતે બીરાજેલા ચીતરવામાં આવ્યા હોય તો તે હકીકત કલ્પનાની હોવી જોઇએ કારણ કે ઉદેપુરના રાજ તરફથી સુરતની ગાદીવાલા મહારાજને તેમની હદમાં દાખલ ન થવાનો પ્રતિબંધ હતો તો તે પ્રતિબંધની દરમીઆન શ્રી બાલકૃષ્ણજી ત્યાં બીલકુલ પધારી શકેલા હોવા નહી જોઈએ.

મથુરાવાળા મહારાજ હાલ શેરગઢના ટીકેટશ્રીના સંપ્રદાયની બાબતનું ખરૂં જ્ઞાન ધરાવવા માટે મુંબઇની મોટી હવેલીના ગો. શ્રી ૧૦૮ શ્રીગોકુળનાથજીએ અને

શ્રીપુરૂષોત્તમજીની હવેલીવાળા શ્રીનાથીશલાલજીએ હમોને ખાત્રી આપી છે.

હવે ઉપર જણાવેલી સર્વ હકીકતોનો ગંભીરપણે વીચાર કરતાં અને એની સાથે મુંબઇના કેટલાક વૈષ્ણવોના ચોપડામાં છઠ્ઠા ઘરના જે ઠાકુરજી માટે સેવા ભેટનાં નામો લખવામાં આવ્યાં છે તે, તેમજ પુનાની કોલેજના સંસ્કૃતના પ્રોફેસર અને શ્રીમદ્ ભાગવતના નવમા સ્કંધના અધ્યાય ૪ માં જણાવેલા પરમ વૈષ્ણવ અંબરીષના અતિથી દુર્વાસા રૂપી-શાસ્ત્રી મગનલાલ ગણપતરામના વિચારો, તેમજ સુરતના મંદીરમાં શ્રી જદુનાથજીના ઉત્સવને દીવસે શ્યામ વસ્ત્રો ધરાવાનો ચાલુ વહીવટ જોતાં વિગેરે બાબતોનું મનન કરતાં સાત સ્વરૂપોમાં છઠ્ઠા સ્વરૂપના ઠાકુરજી શ્રી કલ્યાણરાયજી હોવા જોઈએ એમ ન્યાયના કાંટાની જીભ સુચવે છે. તેજ પ્રમાણે શ્રી નાથદ્વારના ટીકેત મહારાજના હસ્તાક્ષરનો શેરગઢની ગાદીના ટીકેતના તરફમાં ઠરાવ પણ છે માટે તે ઘરની સેવા ભેટ આ શેરગઢની ગાદીના ટીકેતને મળવી જોઈએ.

આ પ્રમાણે હમારો મત છે તેમાં જે કાંઈ કમી-જાસ્તપણાના દોષ હોય તે હંસ વૃતીથી દુર કરી સાર સાર ગ્રહણ કરશો અને છેવટે જેમ પોતાના ધર્મગુરૂ આજ્ઞા કરે તે પ્રમાણે વર્તવા સદા તત્પર રહેશો એવી હમારી ભલામણ છે.

## ૧૯ " નીધી " સ્વરૂપો.

શ્રી ગુશાંઇજીના સાત લાલજી તેમને પ્રત્યેકને ઠાકુ-રજીના એક એક સ્વરૂપ આપવામાં આવેલા જણાય

છે ત્યાર પછી પ્રત્યેક જૂદી જૂદી ગાદી સ્થાપી મંદિરે બાંધ્યા મંદીરને હવેલી તરીકે ઓળખવામાં આવે છે. પ્રત્યેક લાલને મળેલા ઠાકુરજીને સ્વરૂપને નામે ઓળખાય છે અને તે મંદીરમાં શ્રી ગોસ્વામી બાળક-મહારાજને બીરાજવાના સ્થળને ગાદીના નામે ઓળખવામાં આવે છે. રાસ મંડળમાં શ્રીકૃષ્ણ અવતારીનું મુખ્ય નિધિ શીવાય બીજી અષ્ટ નિધિઓ બીરાજી હતી. આ તમામ ઠાકુરજીના જે સ્વરૂપો શ્રી મહાપ્રભુજીએ સેવેલા છે તે સઘળા એક છે. ઘણા સ્વરૂપો ફક્ત શ્રી ગુશાંઇજિનાજ સેવ્ય હોય છે. આ રીતે સેવાયલા સ્વરૂપોને "નિધિ" તરીકે ઓળખવામાં આવે છે અને આવા સ્વરૂપો જે બાળકો આગળ ન હોય તો તે પ્રાપ્ત કરવાને બનતા પ્રયત્નો કરવામાં આવે છે જેમાંનો દાખલો મોટા મંદિરની ગાદીના શ્રી ગોરધનેશજી મહારાજને એમના કાકાના પુત્ર શ્રી બાળકૃષ્ણજીના લીલા વિસ્તાર્યા પછી અત્રે મોટી હવેલીમાં બીરાજતા શ્રી બાળકૃષ્ણજીની બાબતમાં મલ્યો હતો જેનું વર્ણન અન્ય સ્થળે આ ટીપણીમાં આપ્યું છે તે બસ છે. જ્યાં એવા નીધીના સ્વરૂપો બીરાજતા હોય ત્યાં તેવી નીધીના અભિલાષીઓ દર્શનના નિમીત્ત પધારે છે. જેને માથે તેવી નિધિ બીરાજતા હોય તેને ત્યાં બીજા મહારાજો જ્યારે પધારે છે ત્યારે તેમનો જાતે સત્કાર કરવાના નીમીત્તે દેખરેખ રાખવા હાજર રહે છે. સારાંશ તેઓ બીરાજે અને ત્યાંથી પાછા પધારી જાય ત્યાં સુધી તેમને ક્ષણભર પણ વિલા મુકતા નથી. તેમજ કદી પણ તે પરોણાને એકલા તેવા સ્વરૂપ આગળ બીલકુલ રહેવા દેવાને તક પણ આપતા

નથી. જો આ બાબતમા ખરૂં તત્વ શું છે તે જાણુવાની ઈચ્છા કોઇને થાય તો અમુક મંદિરમાં ઉપર જણાવેલા નીધી સ્વરૂપો પ્રથમ બીરાજતા હોય તો તે નિધિ કયાં બીરાજતા અને અત્રે કેવી રીતે બીરાજમાન થવા પામ્યા છે તેવો પ્રશ્ન હાલ જેના માથે તે બીરાજતા હોય તેને કરવો તો સામો સવાલ એટલોજ થશે કે તે જાણુવાની તમોને શું જરૂર છે? "ઘર છીદ્ર કોઇએ કહેવું નહી" એ સુત્રમાં તેનો સમાવેશ કરવામાં આવશે.

આ સાલની ટીપણીના ઘણા વિષયોમાંના એક માટે તેવી બાબતની જાણુવાની ઇચ્છા થઈ હતી તે માટે એક ગોસ્વામી શ્રી બાળકને તે ઈચ્છા દર્શાવી ત્યારે ઉપર જેવો સામો પ્રશ્ન કરવામાં આવ્યો હતો તે પછી એ વિષયને તીલાંજલી હાલ તુરત આપવી પડી છે.

ઉપર જણાવેલા નિધિ સ્વરૂપો શીવાય વૈષ્ણવોને શીર પધરાવેલા ઘણા સ્વરૂપો છે જેને પણ પુષ્ટાવેલા સ્વરૂપોની નિધિ તરીકે ઓળખવામાં આવે છે પણ સામાન્ય રીતે તે ઉતરતી પંક્તિના મનાય છે. છોટા સ્વરૂપ ગોદમાં બીરાજતા કહેવાય છે તે નિધિ કરતાં શ્રેષ્ટાઈમાં ઉતરતા મનાય છે મોટા સ્વરૂપોને હેરવી ફેરવી ન શકાય. પારણામાં ઝુલાવી ન શકાય માટે તેમના પ્રતિનિધિ સ્વરૂપો જે તેમને આગળ બીરાજે તે ગોદના ઠાકુરજી મનાય છે.

## મુખ્ય નિધીઓ.

### ૧ શ્રીનાથજી.

પાટોત્સવ...સંવત ૧૬૮૧ મહા વદ ૭. શ્રી નાથદ્વારમાં હાલ જયાં મંદિર છે ત્યાં, શ્રી ગોકુલમાંથી

અજબકુંવરી રાણીએ પધરાવ્યા હતા. આ સ્વરૂપ પ્રથમ શ્રી ગિરિરાજમાં બીરાજતું હતું. ત્યાર પછી શ્રી ગોકુલમાં શ્રી આચારજી મહાપ્રભુજીએ મંદિર-હવેલી-બાંધી આ સ્વરૂપને પધરાવ્યું.

શ્રીનાદ્વારમાં શ્રી નાથજીનું સ્વરૂપ બીરાજે છે તે મથુરા પાસે આવેલા શ્રીગિરીરાજ-શ્રી ગોવર્ધન પર્વતમાંથી પ્રગટ થયલું એમ માનવામાં આવે છે. એ મુખ્ય સ્વરૂપ તરફ મોટામાં મોટું માન ધરાવવામાં આવે છે. જુ. મું. ગેઝેટીયર ગ્રંથ ૯ ભાગ ૧ પાન ૫૩૭.

---

**નોંધ**—મુખ્ય નિધિની ગોદમાં **શ્રી મુકુંદરાયજીનું** સ્વરૂપ બીરાજતું હતું તે શ્રી નાથદ્વારના તિલકાયિત શ્રી દામોદરજી ઉપનામ શ્રી દાઊજી મહારાજના વહુજી મહારાજે તેમના સ્વામીની ઇચ્છાનુસાર ગોપાલમંત્રની દક્ષણામાં કાશીવાળા શ્રી ગીરધરજી મહારાજને માથે પધરાવેલું ત્યારથી તે કાશીમાં બીરાજે છે. આ સ્વરૂપને શ્રી મહાપ્રભુજી પરીક્રમામાં સાથે પધરાવતા હતા તેમને ભોગ ધરી પ્રસાદ લેતા. (આ સ્વરૂપનો પાટોત્સવઃ—ભાદરવા વદ ૧)

ટોડના રાજસ્થાનમાં લખવામાં આવ્યું છે કે જયારે ઔરંગઝેબનો શ્રી કનૈયા-કૃષ્ણની સેવા તરફ તેમજ શ્રી વ્રજમાં આવેલા મંદિરો તરફ ત્રાસ વર્તવા લાગ્યો ત્યારે રાણા રાજસીંગે એક લાખ રજપુતોની મદદથી આ સ્વરૂપને મેવાડમાં આવેલા કોટા અને રામપુરાને રસ્તેથી પધરાવવામાં આવ્યું હતું. શીસોદીઆ રજપુતોની રાજધાનીએ જાતાં રથનું ચાક શેરગઢ પાસે જમીનમાં બેઠું અને કાઢવાને ઘણાએ પ્રયત્ન કર્યા પણ

ન નીકળ્યું ત્યારે પ્રભુજીએ અત્રેજ બીરાજવાની મરજી કરી છે એમ માની ત્યાંજ મહારાણાશ્રી જગતસીંગ બીજાના વખતમાં તે સ્વરૂપને પધરાવવામાં આવ્યું, અને રાણાએ તે સ્થળ શેરગઢ જેની વાર્ષિક પેદાશ રૂ. ૧૦૦૦)ની હતી તે સાથે તે સ્વરૂપને અર્પણ કર્યું. તે બાબતની સનંદ નીચે પ્રમાણે છેઃ—

ડુંગરાઓમાં આવેલા શેરગઢ ગામમાં શ્રીનાથજીએ કાયમ માટે બીરાજવાનું પસંદ કરવાથી અને દેલવાડાના ઠાકુરજીએ કબુલ કરવાથી મજકુર ગામ જેની વાર્ષિક પેદાશ રૂ. ૧૦૦૦)ની છે તે અર્પણ કર્યું છે એવું મહારાણાશ્રી જગતસીંગ બીજાનું ફરમાન છે. ગુશાંઈ મહારાજાઓ અને તેમના વંશ વારસો હમેશને માટે તેનો ભોગવટો કરે. સંવત ૧૭૯૩ સને ૧૭૩૭.

શ્રીનાથજીને સાત સ્વરૂપમાં ગણવામાં આવતા નથી, તે સર્વથી શ્રેષ્ટ છે.

વહેંચણી પહેલાં શ્રી ગુશાંઈજીના પહેલા લાલજી શ્રી ગિરધરજીએ વિનંતી કરી હતી કે હમો પહેલા લાલ છીએ માટે હમોને શ્રીનાથજી અને શ્રી નવનીતપ્રીયાજી અને શ્રી મહાપ્રભુજીના શંખ અને શાળીગ્રામ ખાસ મળવા જોઇએ. તેમની વિનંતી સ્વીકારવામાં આવેલી તેથી શ્રીનાથજી અને શ્રી નવનીતપ્રીયાજીને તેમને માથે પધરાવવામાં આવેલા હતા.

## ૨ શ્રી નવનિતપ્રિયાજી.

### પાટોત્સવઃ—

આ સ્વરૂપ શ્રી કૃષ્ણની બાલ્યાવસ્થા સુચવે છે. તે સ્વરૂપને "શ્રી બાળમુકુંદ" તરીકે પણ ઓળખ-

વામાં આવે છે, એમ કર્નલ ટોડના રાજસ્થાનમાં લખ-વામાં આવ્યું છે. પણ તેમ નથી. શ્રી ગુશાંઇજીએ તેમનું વર્ણન યશોદાના ઉત્સંગમાં ( ખોળામાં ) જેને લાડ લડાવવામાં આવ્યા છે તે સ્વરૂપ આ છે તેના એક હસ્તમાં એક માંખણમાંથી બનાવેલો પેડો અથવા લાડુ ધરાવેલો હોય છે.

આ સ્વરૂપ શ્રી યમુનાજીમાંથી શ્રી મહાપ્રભુજી સ્નાન કરવા પધારેલા તે વખતે પ્રગટ થયેલું. તે માથે પધરાવી ઘરે લાવી તેની સેવા કરી. આ સ્વરૂપને કવચીત શ્રી બાળકૃષ્ણજી પણ કહેવામાં આવે છે.

આ સ્વરૂપને ટીકેટ તરફથી ખાસ નમન કરવામાં આવે છે. તે તેમના કુલાચારના ઠાકુરજી મનાય છે.

## અષ્ટનિધીઓમાં સાત સ્વરૂપો.

### ૧ શ્રી મથુરેશજી.

#### પાટોત્સવઃ—ફાગણ સુદ ૭.

આ સ્વરૂપ એક વખત મેવાડમાં કામનોર ગામમાં બીરાજતું હતું હાલ તે કોટામાં બીરાજે છે. શ્રી મહાપ્રભુજીનું સેવ્ય છે. તેમણે એક વૈષ્ણવ પદ્મનાભદાસને માથે પધરાવેલું તે પાછું આ ઘરમાં પધરાવવામાં આવ્યા પછી ૧૬૪૦ના કારતક સુદ ૧ ને દીને શ્રી ગુશાંઇજીએ પોતાના પહેલા લાલ શ્રી ગિરિધરજીને માથે વહેંચણીમાં પધરાવ્યું હતું. આ સ્વરૂપના પ્રાગટય માટે એવી ગાથા છે કે એક વખત શ્રી મહાપ્રભુજી શ્રી જમુના નદીના કાંઠે સંધ્યા કરવા બેઠેલા તે વખતે એક ભેખડ ઘસી

પડી તેમાંથી આ સ્વરૂપના દર્શન થયાં તે માથે પધરાવી પોતાના સ્થળમાં પધરાવી ગયા.

---

નોંધ—આ સ્વરૂપની ગોદમાં શ્રી નટવરજી બીરાજતા હતા. તે હાલ રાજનગરમાં શ્રી મધુસુદનલાલજીને માથે બીરાજે છે.

---

## ૨ શ્રીવિઠ્ઠલેશજી.

### પાટોત્સવ:—

આ સ્વરૂપ શ્રી મહાપ્રભુજીનું સેવ્ય શ્રીનાથદ્વારમાં બીરાજે છે. જ્યારે ગુશાંઇજીનું પ્રાકટય થયું તે વખતે એક બ્રાહ્મણે શ્રી મહાપ્રભુજીને ઘરે આવી તેમના માથે પધરાવ્યું આ સ્વરૂપ તે સોલાપુર પાસે આવેલા શ્રી પંઢરપુરમાં બીરાજતા શ્રી " વિઠુબા રૂખમાઇ " માંના શ્રી વિઠુબા હતા. (જુઓ પાન ૧૪) હાલ આ સ્વરૂપ ઇંદોરવાળા શ્રી ગોપેશ્વરલાલજી જે અત્રેના તિલકાયિત છે તેમને માથે બીરાજે છે. શ્રીસ્વામીનીજી સહીત બીરાજે છે.

## ૩ શ્રી દ્વારકાનાથજી.

### પાટોત્સવ:—અષાડ સુદ ૫.

આ સ્વરૂપ શ્રી ગુશાંઇજીના ત્રીજા લાલને માથે સંવત ૧૬૪૦ના કારતક શુદ ૧ ના દીવસે વહેંચણીમાં પધરાવ્યું હતું. તે હાલ મેવાડમાં આવેલા શ્રીકાંકરોળીમાં બીરાજે છે. સત્યયુગમાં થઇ ગયેલા સુર્યવંશી રાજા અંબરીષના માથા ઉપર આ સ્વરૂપ પ્રથમ બીરાજતુ હતુ. [અંબરીષની કથા માટે જુઓ શ્રીમદ્ ભગવત નવમો સ્કંધ અધ્યાય ૪] સ્વપ્ન દીધું કે કનોજમાં હમો બીરાજીએ છીએ. ત્યાં શ્રી આચારજી મહાપ્રભુજી

પધાર્યા અને તે સ્વરૂપને એક બ્રાહ્મણ પાસેથી પોતાને માથે પધરાવ્યું. તેની સેવા કરવા દામોદરદાસ ખત્રીને મુખીયાજી તરીકે નીમવામાં આવેલા (જુ. ટોડનો રાજસ્થાન).

---

**નોંધ ૧:**—આ સ્વરૂપની ગોદમાં શ્રી બાળકૃષ્ણજી બીરાજતા હતા. તે શ્રી વ્રજરાયજી પોતાને માથે પધરાવી સુરત લઇ આવેલા હતા, ત્યારથી સુરતમાં બીરાજે છે.

**તેમનો પાટોત્સવ:— અષાડ સુદ ૫.**

આસ્વરૂપ શ્રી ગુશાંઇજીએ વહેંચણીમાં છઠ્ઠા લાલે નહી લેવાથી શ્રી બાળકૃષ્ણજી ત્રીજા લાલજીને માથે પધરાવ્યું હતું.

**નોંધ ૨:**—તે ત્રીજા ઘરના સેવકો ઉદેપુરના રાણા સાહેબ અને તેમના વંશના છે. તે શ્રી દ્વારકાનાથજીના સ્વરૂપને રાજગુરૂ તરીકે ઉદેપુરના રાણા છે.

---

## ૪ શ્રી ગોકલેશજી—શ્રી ગોકુળનાથજી.

### પાટોત્સવ:—અષાડ સુદ ૪.

આ સ્વરૂપ શ્રી મહાપ્રભુજીના સસરાને માથે બીરાજતુ હતું. તે શ્રી મહાપ્રભુજીના સેવ્ય છે. શ્રી ગોકુળમાં બીરાજે છે. આ સ્વરૂપને ૧૬૪૦ના કારતક સુદ ૧ની વહેંચણીમાં શ્રી ગુશાંઇજીએ પોતાના ચોથા લાલ મહાવિદ્વાન અને કાર્યકુશળ શ્રી ગોકુળનાથજીને માથે પધરાવ્યું હતું આ શ્રી ગોકુળનાથજીની વય ૯૬ વર્ષની થઇ હતી. તે હાલ કામવનવાળા ગોસ્વામી શ્રી વલ્લભલાલજી મહારાજને માથે બીરાજે છે. આ સ્વરૂપને ચાર ભુજા છે. જેમાંની એક ગોરધન પર્વત ધારણ કર્યો હોય એમ ઉચી કરેલી ભુજા ઉપરથી જણાય છે.

## ૫ શ્રી ગોકુલચંદ્રમાજી-શ્રી ચંદ્રબાવા.

### પાટોત્સવઃ—અષાડ વદ ૪.

આ સ્વરૂપ શ્રી મહાપ્રભુજીનું સેવ્ય હતું ૧૬૪૦ની સાલની વહેંચણીમાં શ્રી ગુશાંઇજીએ પોતાના પાંચમા લાલજી શ્રી રઘુનાથજીના માથે પધરાવેલું. શ્રી કામવન મુખ્ય બીરાજવાનું સ્થળ છે. હાલ તે કામવનવાળા ગો. શ્રી વલ્લભલાલજીને માથે બીરાજે છે. પ્રથમ સ્થળ જેપુરમાં હતું ત્યાંથી થોડો વખત બીકાનેરમાં બીરાજયું અને ત્યાંથી કામવનમાં બીરાજયું.

જમુનાજીની ઉંડી ખાઇમાંથી આ સ્વરૂપે શ્રી મહાપ્રભુજીને દર્શન આપ્યાં હતાં. તેમ ટોડના રાજસ્થાનમાં લખવામાં આવ્યું છે પણ આ લેખ આ સ્વરૂપ માટે ખરેખરો હોય તેમ લાગતું નથી. તે તો ઉપર જણાયલા સ્વરૂપ માટે ગાથા છે. શ્રી મહાપ્રભુજીએ એક વૈષ્ણવ નારાયણ બ્રહ્મચારી (ઘણું કરીને શ્રી મહાપ્રભુજીના સાળા થાય) તેમને માથે પધરાવ્યું હતું પણ ત્યાંથી પાછું આવ્યા પછી પોતાને માથે પધરાવી લીધું હતું. સ્વામીનીજી સહીત બીરાજે છે.

## [ ૬ ? શ્રી બાળકૃષ્ણજી.

### પાટોત્સવઃ-આસો વદ ૧૩.

કાંકરોલીવાળા શ્રી દ્વારકાધીશના ટીકેત ગો. શ્રી ગીરધરજી મહારાજ ત્રીજી ગાદીના ઘરના જેના વચનાત્રતો સુમારે ૧૨૫ છે તેમાં શ્રી બાળકૃષ્ણજી માટે નીચલું ઈતિહાસીક પ્રમાણ આપેલું છે:—

આ સ્વરૂપ શ્રી દ્વારકાધીશજીની ગોદમાં બીરાજતું હતું અને પારણામાં પણ એમનેજ પધરાવવામાં આવતું. શ્રી બાળકૃષ્ણજીના પ્રપૌત્ર શ્રી વ્રજરાયજી (૧૬૮૨ માહા વદ ૨) એ મોગલ શહેનશાહ શાહજહાનને પ્રસન્ન કરીને શ્રી બાળકૃષ્ણજીને પોતાને માથે પધરાવીને તેઓ સુરત પધાર્યા, જ્યારે શ્રી વૃજરાયજી લીલા વસ્તાર્યા તે સમયે પોતાના ભત્રીજા દશદિગંતવિજઈ શ્રી પુરૂષોત્તમજી કને વચન લીધું કે આ સ્વરૂપની સેવા આપેજ કરવી અને જો કે કરાર પ્રમાણે આ સ્વરૂપ કાંકરોલી પાછું પધરાવતું પડશે તોપણ ત્યાંથી ગમે તે પ્રકારે આપે પાછું પધરાવી લાવતું.

શ્રી વૃજરાયજીના લીલા વિસ્તાર્યા પછી શ્રી વૃજભુ-ષણજી મહારાજ શ્રી બાળકૃષ્ણજીના સ્વરૂપને પાછા કાંક-રોલી પધરાવી ગયા હતા. ત્યાર પછી દશદિગંતવિજયી લેખવાળા શ્રી પુરૂષોત્તમજી કાકાજી શ્રી વ્રજરાયજીને જે વચન આપેલું તે પૂર્ણ કરવાને આપે પત્રથી તિલકા-યિત સાથે મૈત્રી કરી, એક માસ કાંકરોલી રહ્યા, અને ત્યાંથી એક દીવસ સાયંકાળે શયેનઆર્તિ પછી શ્રી બાલકૃષ્ણજીને પોતાના માથે પોતાની ચોટીમાં ગુપ્ત રીતે પધરાવી રાતોરાત ત્યાંથી સુરત પધરાવી લાવ્યા; ત્યારથી શ્રી બાલકૃષ્ણજી સુરતમાંજ બીરાજે છે. શ્રી પુરૂ-ષોતમજીના લીલા વિસ્તાર્યા પછી એમનો વંશ તીરોધાન પામવાથી ગોસ્વામીની શ્રી મહારાણી વહુજીએ શ્રીગોકુલો-ત્સવજી મહારાજને આગ્રહથી એ સેવા પધરાવી આપી.

શ્રી ગોકુલોત્સવજી પાસે કાંકરોલીના તિલકાયિતે આ સ્વરૂપ પાછું પધરાવવા બહુ આગ્રહ કર્યો, પરંતુ એ

વાત એમણે સ્વીકારી નહીં, એનું પરિણામ એ આવ્યું કે ઉદેપુરના મહારાણાએ એઓશ્રીને પોતાના રાજની હદમાં પધારવાને મનાઇ હુકમ કાઢયો. આ મનાઇ હુકમ શ્રી ગોકુલોત્સવજીને પહોંચાડવામાં આવેલો અને જ્યારે એ સેવા શ્રી ગોકુલોત્સવજીના લાલજી શ્રી વ્રજ-રતનજીને પ્રાપ્ત થઈ ત્યારે એ હુકમ એમને પણ લાગુ પાડયો. આ હુકમની રૂએ સંવત ૧૮૭૯ માં ટીકેટ શ્રી દાઉદજી મહારાજે કરેલા મહોત્સવ ( છપન ભોગ ) પ્રસંગે એઓશ્રી મેવાડમાં પધારી શકયા નહીં હતા તેજ શ્રી વ્રજરાયજીના પૌત્ર આપણા હાલના સુરતમાં શ્રી વ્રજરત-નજી બીરાજે છે તેઓશ્રી. આ ઉપરથી એમ માલમ પડે છે કે આ સ્વરૂપનો નિકટ સંબંધ ત્રીજા ઘર સાથે છે.

---

**નોંધ**—બ્યારાવાળા શ્રી ગોકુળનાથજીના સેવક શ્રી ગોપાળદાસજીએ પોતાના ગ્રંથોમાં એવું જણાવ્યું છે કે શ્રી ગુશાંઇજીનું સેવ્ય સ્વરૂપ શ્રી નવનીતપ્રીયાજી જે શ્રી બાલકૃષ્ણજીજ છે તે સ્વરૂપ છઠ્ઠા લાલ શ્રી જદુ-નાથજીને માથે પધરાવવામાં આવ્યું હતું. શ્રી ગુશાંઇજીના પહેલા લાલ શ્રી ગિરધરજીએ આ સ્વરૂપ પોતાને માથે પહેલી વ્હેંચણીમાં પધરાવી લીધું પણ ૭મા લાલજી શ્રી ઘનસ્યામજી જેઓ શ્રીજદુનાથજીના સગા ભાઈના સંબંધ ઉપરાંત સાઢુ ભાઈ થતા હતા તેમણે આ સ્વરૂપ શ્રી જદુનાથજીને આપી દેવા પાછળથી આગ્રહ કર્યો હતો તેઓ બાહુબળમાં શ્રેષ્ટ હતા તેથી શ્રી ગિરધરજીએ તેમના બાહુબળના ડરને લીધે ૭ માસ સુધી દ્વાર બંધ કરીને તેની સેવા કરી હતી.

**નોંધ ૨**—શ્રી નવનીતપ્રીયાજીને યશોદોત્સંગ અને લલીત શબ્દોથી વર્ણવેલા છે. મતલબ કે બન્ને સ્વરૂપને

એકજ વિશેષણથી વર્ણવેલા છે અને તેનાથી યશોદાજીના ખોળામાં ખેલતા અને પુતનાના પ્રાણનું પાન કરતા અને અખિલ બાળકોનું રક્ષણ કરતા શ્રી બાળકૃષ્ણજીનું સુચન થાય છે.

આ વૈષ્ણવના લેખ ઉપરથી એમ પણ સવાલ ઉભો થાય છે કે શ્રી બાલકૃષ્ણજી તે સુરતમાં બીરાજે છે તે સ્વરૂપ કે શ્રી નાથદ્વારમાં જે સ્વરૂપ બીરાજે છે તે સ્વરૂપ?

સાત સ્વરૂપોને સેવા ભેટ કરવામાં આવે છે તેમાંનો છઠો હીસો સુરતમાં બીરાજતા શ્રી બાળકૃષ્ણજીને મળે તે માટે તે ઠાકુરજી સાત સ્વરૂપમાંના એક હોય એમ શ્રી જશોદાબેટીજી તે શ્રી જદુનાથજી સુરતવાળાના બડા બેટીજીએ પોતાની આજ્ઞાનુસાર નામ વિનાના સેવકો તરફથી એક લઘુ પુસ્તક પ્રગટ કરાવ્યું છે પણ તે અન્ય સ્થળે જણાવેલા કારણોને લીધે માનને લાયક નથી.]

## ૬ છઠું સ્વરૂપઃ-શ્રી કલ્યાણરાયજી.

### પાટોત્સવઃ—માહા વદ ૭.

તે સ્વરૂપને શ્રી ગુશાંઈજીએ સંવત ૧૬૪૦ કારતક સુદ ૧ની વહેચણીમાં તેમના છઠ્ઠા લાલ શ્રીજદુનાથજીને માથે ઉપર જણાવેલા સંજોગોમાં પધરાવેલું હતું તે શેરગઢવાળા શ્રી ગિરધરલાલજી મહારાજને માથે હાલ વડોદરામાં બીરાજે છે આ સ્વરૂપને સાત સ્વરૂપમાંનું એક હોય એમ ટીકેટ શ્રી મહારાજના ઠરાવથી તેમજ અન્ય સ્થળે આપેલાં બીજા વૃત્તાંતોથી માનવા કારણ મળે છે.

### ૭ શ્રીમદનમોહનજી.

આ સ્વરૂપ ઘણું પ્રાચીનકાળનું, તૈલંગી બ્રાહ્મણ ભારદ્વાજ ગોત્ર ગુરૂકુળ તૈત્તર્ય શાખાના શ્રીયજ્ઞનારાયણ ભટ્ટજીની પહેલાનું તેનને માથે બીરાજતું હતું તે શ્રી મહા પ્રભુજીને માથે બીરાજમાન થયલું. તે તેમનું સેવ્ય છે.

સં. ૧૬૪૦ની બીજીવારની વ્હેંચણીમાં આ સ્વરૂપ માંગી લેવાને શ્રી ગુશાંઈજીના ચોથા લાલ શ્રીગોકુળનાથજીની ખાનગીમાં મળેલી સલાહ પ્રમાણે શ્રીઘનશામ જીએ પોતાને માથે પધરાવવા કહ્યાથી તેમ પધરાવવામાં આવ્યું હતું. તે હાલ શ્રીકામવનમાં સ્વામીનીજી સહીત શ્રીગોપાળલાલજીને માથે બીરાજે છે.

આ સ્વરૂપને ચોથાં લાલ શ્રીગોકુલનાથજીના પુત્રે સંતાડી દીધું હતું. આથી શ્રી ઘનસ્યામજીએ અન્ન જળ તજ્યાં હતાં. શ્રીગોકુલનાથજીને ખબર પડતાં શાપ આપ્યો. "જેણે મારા ઘનસ્યામને દુભવ્યા છે તેમનો નિર્વંશ જજો." અને તેજ પ્રમાણે પોતાના લાલજીનું થયું. આ સ્વરૂપ નગરઠઠ્ઠાના સીંધી વૈષ્ણવ પાસે ગયું હતું તે કેમ પાછું પ્રાપ્ત થયું તે હકીકતો વૈષ્ણવોની વાર્તા ઉપરથી જણાશે.

### ૨૦–પુષ્ટિમાર્ગના મંદિરો–હવેલીઓમાં પુરૂષ સ્ત્રીઓને શેળભેળ દર્શન કરવા માટે અનિતીના નિમીતે મુકાતા આક્ષેપો અને તેનું કરવામાં આવેલું નિરાકરણ.

વૈષ્ણુવ સંપ્રદાયમાં શ્રીકૃષ્ણ વ્રજભુમીમાં નંદરાયજીને ઘરે ૧૧ વર્ષની વય સુધી રહી જે બાળક્રીડા–લીલા કરી, તેજ શ્રીકૃષ્ણને શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના અધ્યાય ૧૫ માં દર્શાવેલા પૂર્ણ પુરૂષોત્તમ માનવામાં આવે છે.

**The Krishna of Brindaban is the Fullest Manifestation of Krishna, the Fullest expression of His All-Love-Self.**

શ્રીંદાવનના શ્રીકૃષ્ણ તેજ શ્રીકૃષ્ણનો પૂર્ણ પ્રકાશ છે તે સ્વયંમ પ્રેમમય છે આ વ્રજભુમીમાં અગીયાર વર્ષની વય સુધી રહી જે નિર્દોષ બાળલીલા કરી ગયા **તેજ** શ્રીકૃષ્ણ અને સ્વામીનીજી સહીત બીરાજતા શ્રી કૃષ્ણ વૈષ્ણવો માટે સર્વ પ્રેમનું **કીંદ્રસ્થાન** છે. પ્રેમ શીવાય બીજી કશી વાત સમજવી નહીં, પ્રેમ શીવાય એક પણ કાર્ય નથી–શ્વાસ પણ નથી–કથન, વંદન સર્વમાં **પ્રેમ–પ્રેમ** અને **પ્રેમ.** પ્રેમનું ઘર તે શ્રીવ્રજ. વ્યાકરણમાં ગુણવાચક વિશેષણોના, શ્રેષ્ટ–મધ્યમ–અને કનિષ્ટ, એવા ત્રણ ભાગ છે તે ભાષામાં વર્ણન કરીએ તો શ્રીવ્રજમાં અગીયાર વર્ષની ઉમરના દેહધારી મહા-યોગી શ્રીકૃષ્ણ–સર્વોપરી–સર્વોત્કૃષ્ટ–નિઃસીમ પરમ–અતિ-શય–અતિ–શ્રેષ્ટ–સર્વોપરી–સૌથી સરસ–Superlative of Superlatives–પ્રેમાળ–પ્રેમમય **પૂર્ણ પુરૂષોત્તમ** છે. એજ સર્વ પ્રાણીમાત્રના ભજય છે. વંદ્રાવનથી મથુ-રામાં અગીયાર વર્ષની ઉમર થયા પછી અક્રૂરની સાથે રથમાં બેસી વ્રજની ગોપીઓને વિરહના દુઃખ સાગરમાં ઝપોલી "હું હમણા આવીશ" એમ કહી (શ્રીમદ્ ભાગવત દશમસ્કંધ પુર્વાર્દ્ધ અધ્યાય ૩૯) પ્રેમનું ઘર શ્રીવંદ્રાવન [Brindaban, the abode of Love] છોડી–મથુરાં તે જ્ઞાનનું ઘર(Mathura, the abode of Knowledge) ત્યાં પધાર્યા, તે "મથુરાના વાસી" શ્રીકૃષ્ણનું સ્વરૂપ ઉપમાનુંસારી–શ્રીકૃષ્ણનો પડછાયો.

Fuller Krishna-Note Comparative degree એટલે ત્રણ ભાગ કૃષ્ણ અને એક ભાગ વિષ્ણુ–એવા સ્વરૂપના કૃષ્ણ ભજ્ય મટીને–ફકત વિષયકજ–મુકાબલો કરવા જોગ થયા. તે પછી દ્વારકા–કાર્યભૂમિ–The abode of work–માં જઈ વસ્યા તે પછીનું શ્રીકૃષ્ણનું સ્વરૂપ–કનીષ્ટ–અડધા કૃષ્ણ અને અડધા વિષ્ણુ એમ મળી થયલું તેને શ્રી કૃષ્ણનો અવતાર-Incarnation of Krishna–કહેવામાં આવે છે

મૃત્યુ પછી સારૂં ભવિષ્ય પ્રાપ્ત કરવા માટે ત્રણ સાધનો છે. અને તે સાધનોના શોધકોનો ભાવ શ્રીકૃષ્ણ પ્રત્યે પણ તેટલાજ પ્રકારનો છે.

૧ પ્રથમ સાધન **પ્રેમ** અને **ભક્તિ**–જેવી–પિતા-પુત્ર, બંધુ બંધુ–પતિ પત્નિ–સખા સખા–વિદ્યા દ્રવ્ય, એ સર્વ સંબંધોમાં અને તરફ, એક મેક સાથે હોય છે તેવા. તેટલા માટે સ્ત્રોત્ર છે કે–

**त्वमेव माता च पिता त्वमेव ।**
**त्वमेव बंधुश्च सखा त्वमेव ॥**
**त्वमेव विद्या द्रविणं त्वमेव ।**
**त्वमेव सर्वं मम देव देव ॥**

આ સાધનમાં **ભાવ** કેવો હોવો જોઈએ ? શ્રીવ્રજની ગોપીઓના **શુદ્ધ અને નિમળ પ્રેમમય અને ભક્તિરસમય** જેવો **ભાવ** હતો, તેવો હોવો જોઈએ. લોકલજ્જાનો લેશમાત્ર પણ ભય શ્રીકૃષ્ણ–પૂર્ણ **પુરૂષોત્તમ** ખાતરજ–મન ઉપર હોવો ન જોઈએ. આ ગોપીઓના અને તેમના ૧૧ વર્ષના મનોહર–મદનમોહન–પૂર્ણ **પુરૂષોત્તમ** પ્રત્યે શુદ્ધ અને નિર્મળ પ્રેમ અને ભાવનાના

દર્શન કરાવનારો આ સંપ્રદાય છે અને તેના ઉપર તેનું બંધારણ છે.

આ સંપ્રદાયનો પાયો **શુદ્ધ ભાવના** છે. તેના સ્થંભોમાં નીચે જણાવેલા બે સિદ્ધાંતો છે, જે શીશીર ઘોસે ઇંગ્રેજીમાં ઘણીજ સરળ અને સાદી ભાષામાં લોર્ડ ગૌરંગના મંગળાચરણી ભાગમાં પાન ૩૫ ઉપર આપ્યો છે તેનો ઉતારો હમો આ સ્થળે આપીએ છીએ.

The grand idea that underlies the Vaishnava philosophy is that there are two principles in existence, namely (1) the positive male or creative being, and (2) the negative female or created being. The positive principle attracts, and the negative is attracted. Hence according to the Vaishnavas the highest form of worship is that in which the devotee spiritually transforms himself into a female, united by pure love with the supreme being, or the only male being in existence, and Radha is the perfect model of such a worshipper The Leela though apparently material, is essentially spiritual, and all Vaishnava works are at one on this point. To the Vaiahnava, Leela is no myth, no creation of the imagination, but presents an

ideal of the love of God for man and of man for his Maker, an ideal which the follower of any system of sound religion must have in view.***

The Great Goswami knows that there is but one male in existence, viz. beloved Kania Lal (an endearing name of Krishna) and that all besides are females."

અર્થઃ—વૈષ્ણવ ફીલસુફીમાં પ્રૌઢ વિચાર-મત એ છે કે સૃષ્ટિમાં બે સિદ્ધાંતો છેઃ (૧) સાક્ષાત પુરૂષ, સૃષ્ટિના ઉત્પન કરતા, અને (૧) અભાવ સુચક પ્રકૃતી, જે ઉત્પન્ન થાય છે તે. સાક્ષાત પુરૂષત્વ આકર્ષિક છે અને અભાવ સુચક પ્રકૃતી આકર્ષિય છે. માટે વૈષ્ણવોના મત પ્રમાણે ભક્તિનું ઉંચામાં ઉંચું સ્વરૂપ એ છે કે ચુસ્ત ભક્ત પ્રાણ-આત્મા રૂપે પોતાના સ્વામીની શુદ્ધ ભાવના-વૃત્તિથી-સ્ત્રી ખોળીયું ધારણ કરે છે, એટલે શ્રી કૃષ્ણ આગળ તે પુરૂષ નથી પણ સ્ત્રીજ છે એવી તેની ભાવના હોય છે. અથવા સૃષ્ટિમાં ફક્ત એકજ પુરૂષ છે ( અને બાકીના તમામ બધા સૃષ્ટિમાં સ્ત્રીઓજ છે ) એમ માને છે; અને આવા ભક્તની ભક્તિનું કીંદ્રસ્થાન રાધેશ્યામ છે. "લીલા" દેખાવમાં ભૌતિક-પ્રકૃતીમય-લૌકીક જણાય છે પણ વાસ્તવીક-મુળમાં-ખાસ-આત્મીક-અલૌકીક છે. અને આ મતમાં વૈષ્ણવોના ગ્રંથોનો એકજ અવાજ છે. વૈષ્ણવોની દષ્ટિમાં એ લીલા કલ્પીત-પુરાણોક્ત-વાત નથી, પણ પરમાત્માના પ્રેમનો મનુષ્ય

તરફનો, અને મનુષ્યના પ્રેમનો પોતાના કરતા પરમાત્મા પ્રત્યેનો શ્રેષ્ટમાં શ્રેષ્ટ-પ્રકાશ અથવા નમુનો છે. આ પ્રેમસાગર-પ્રેમ બિંદુ એજ, કોઇપણ અણીશુદ્ધ ધર્મ હોય, તેનું છેવટનું કિંદ્રસ્થાન હોવું જોઇએ.

મહાત્મા ગોસ્વામીની જાણમાં છે કે બ્રહ્માંડથી માંડી ઠેઠ સુધીમાં પુરૂષમાં તો ફક્ત "શ્યામ સુંદર કનૈયો (શ્રીકૃષ્ણનું ઉળામણાનું નામ) જ છે. બાકીના બધાઓને તો તેમની સામે-આગળ કેવળ સ્ત્રીઓજ સમજવાની છે."

આ સિદ્ધાંતો અનુસાર તેમજ શ્રીમદ્ ભાગવતના દશમસ્કંધ પૂર્વાર્દ્ધના અધ્યાય ૩૯માં જેમ ગોપીઓ જ્યારે શ્રીકૃષ્ણ અક્રુર સાથે મથુરા પધાર્યા તે પછી વ્રજમાં પાછા ફરીને ભગવાનની લીલા ગાઇને દિવસ રાત્રી જે આનંદ-વૃતી પ્રદર્શિત કરી રહી હતી તે મુજબ તેમજ શ્રીમદ્ ભગવત્ગીતાના અધ્યાય ૯ શ્લોક ૨૨ ૩૧ અને ૩૨, અને અધ્યાય ૧૦ શ્લોક ૯ થી ૧૧ મા શ્રીકૃષ્ણે જણાવેલા વચનામૃતો ઉપર શ્રદ્ધા રાખી આ સમ્પ્રદાયની પ્રણાલીકા શ્રી આચાર્યજી મહાપ્રભુજી તરફથી રચવામાં આવી છે. આ સંપ્રદાયમાં શ્રી ઠાકુરજીજ એજ પુરૂષ છે-તેમની ઝાંખી કરવા આવનારાઓ તેમજ શ્રી આચાર્યો એ સર્વને સ્ત્રીઓ માનવામાં આવી છે. આ ભાવના અનુસાર આચાર્યો શ્રી ઠાકુરજીની સેવા જસોદા રૂપે કરે છે અને આરતી ઉતારતી વખતે હાથમાં સ્ત્રીનો ભાવ જણાવવા સોનાના કડા બંગડી રૂપે પહેરે છે. આ સિદ્ધાંતની કલ્પનાને શુદ્ધ ભાવના માનવામાં આવે છે. સ્ત્રી સ્ત્રીના મંડળમાં હરી ફરી શકે

છે. સ્ત્રી સ્ત્રીને સ્પર્શા સ્પર્શનો દોષ લાગુ પાડી શકાતો નથી. સ્ત્રી સ્ત્રીઓમાં નીચવૃતીનો લાભ મેળવી શકતી નથી. **સ્ત્રી સ્ત્રીઓના મંડળમાં હરવા** ફરવાને-હળ-મેળ થવા-માટે તર્કશાસ્ત્રના નિયમો પ્રમાણે કેવી રીતે અટકાયત કરવાને સુચના કરી શકો છો? તેમ કરવામાં ફક્ત સંકોચીત મનનું દર્શન કરાવો છો. ઉપર જણાવેલા સીદ્ધાંતોનું કેવળ અજ્ઞાનપણુંજ તેથી સમજવું.

એક વખત હમારો પણ એવો હતો કે કેવળ ઇંગ્રેજી જ્ઞાન બી. એ., એલ્લએલ. બી. સુધી સંપાદન કર્યું પણ જે સંપ્રદાયમાં જન્મી બ્રહ્મસંબંધ કામવનવાળા શ્રી ગોવિંદલાલજી મહારાજ (૧૮૯૩ અષાડ સુદ ૭) પાસેથી હમારા પીતાશ્રીએ લેવડાવી, તેમના ઘરની કંઠી બંધાવી, પણ તે સંપ્રદાયના મુળાક્ષર અને બારાખડી શું છે તેમાં કેવળ અક્ષરસુન હોવાથી, ઉપર દર્શાવેલા આક્ષેપમાં હમો પણ હમારી "માન" ધુણાવતા હતા. પણ ઉત્તર વયમાં સારા ભાગ્યે હાલ સ્વર્ગવાસી કાયસ્થ નગીનદાસ માણેકલાલ હકીમ મુંબઇની મોટી હવેલીમાં હાલ બીરાજતા પણ તે વખતે છોટી-સગીર-ઉમરના-ગો. શ્રી ગોકુલનાથજીના દર્શનાર્થે સંવત ૧૯૬૨માં-પરાણે હમોને લઈ ગયા હતા. તે વખતે મજકુર મહારાજશ્રીએ પોતાના વિવેક, વિનય અને શુદ્ધ વર્તનથી જે છાપ હમારા મન ઉપર બેસાડી હતી તેથી અને ત્યારથી હમારા વિચારોમાં ફેરફાર થવા લાગ્યો. જેમ જેમ કાળ વીતતો ગયો તેમ તેમ સત્સંગ વધવા લાગ્યો. મનોવૃતીમાં ફેરફાર કુદરતી રીતે થવા લાગ્યો. છેવટે મુંબઇમાં સત્વિચારી ધર્મધુરંધર-વૈષ્ણવ સંપ્રદાયમાં ધર્મચુસ્ત લક્ષ્મીવાન છતાં સદાચરણી અને તે લક્ષ્મી સતમાર્ગે વાપરવા અને

પરોપકાર કરવા માટેજ છે તેવી દૃઢ માન્યતાવાળા વણીક વર્ગમાં તો શું, પણ બધી વર્ણમાં સુપ્રસીદ્ધ એવા વયોવૃદ્ધ શેઠ ત્રીભુવનદાસ વરજીવનદાસનો સમાગમ થયો. સોબત તેવીજ અસર. તેઓ દ્વારા પંડીતશ્રીની સંસ્થાનો તમામ વહીવટ તેમની દેખરેખ નીચે રહી તેમની અલભ્ય સલાહ અનુસાર કરવાનો લાભ પ્રાપ્ત થયો. આ લક્ષ્મીવાન શેઠના કુટુંબ સાથે પણ ઘાટો સંબંધ દીન પરદીન થવા લાગ્યો. તેમાં તેમના સુશીલ અને મીલનસાર અને શેઠના પગલે પગલે નિતિ અને પરોપકારી કાર્યોમાં વર્તનાર અને સર્વ ઉપર અમીની દૃષ્ટિ રાખનાર ધર્મશીળ, શેઠ જેવાજ વાણોતર એવા તેમના ખાનગી સેક્રેટરી રા. રા. માણેકલાલ નાથાભાઈ મહેતા, તેમજ અને તેવીજ વૃતીનું અને લાગણીવાળું શેઠજીનું કુટુંબ—તે સૌ સાથના ઘાઢા સંબંધથી તે સૌની કૃપા દયાભાવથી તેમજ મારા બાળમીત્ર પરમ વૈષ્ણવ રા. રા. રણછોડલાલ વંદ્રાવનદાસ પટવારી હાલ ગોંડળ સ્ટેટના દીવાન સાહેબ, તેમણે મને મીત્ર તરીકે આ સંપ્રદાયના કેટલાક પુસ્તકો આપી તે વાંચી—તેમની સાદાઈ—પરોપકારી વૃત્તીનું વખતોવખત અમૃતપાન કરી આ સેવક આ સંપ્રદાયનું રહસ્ય જાણવા ભાગ્યશાળી થયો છે તે માટે તે સર્વનો હમો આ જીવન દોરીના છેલ્લા ભાગમાં ખરા અંતઃકરણથી ઉપકાર માનીએ છીએ અને તેમાં પ્રથમ ઉપકાર "ગુરૂ ગોવિંદલાલજી" નો હમારે માનવાનો છે કે જેમના પ્રતાપથી હમો કૃતાર્થ કૃતાર્થ થયા છીએ અને ઉપરના વિષયો થોડાં ઘણા હમારી બોબડી ભાષામાં લખતાં શક્તિવાન થયા છીએ.

ઉપર લખેલાં શ્રી ગોવિંદલાલજીના નામમાં એ શ્રી ગોવિંદલાલજીનો સમાવેશ કરેલો છે તેમાં એક હમારા ગુરૂ અને બીજા શ્રી ગોવિંદલાલજી તેઓ શ્રી, કે જેમનું નામ મોટા મંદિરના ગાદીએ બીરાજતા પહેલાં તે હતું.

ઉપરના વિવેચનની ખાસ જરૂર એટલા માટે પડી છે કે કોઈપણ શંકા લે કે "સો ચું આ મારકે મીની-હજ કબ ઓર કૈસે ચલને લગી હૈ" વાત અક્ષરે અક્ષર ખરી, પરંતુ સત્સંગનો પ્રવાહ કેટલો માણસની આસુરી વૃતીમાં ફેરફાર કરે છે તે, તેમજ સંપ્રદાયનું રહસ્ય કેવી રીતે પ્રાપ્ત થયું તે, દેખાડવા માટેજ હમારો અંગત દાખલો ટાંકવો પડયો છે. પાછલા વિચારો માટે હમને મોટો ખેદ થાય છે. પણ જાગ્યા ત્યારથીજ સવાર માનવું એ ઠીક છે. હમારી જીંદગીમાં ભુલોનો સરવાળો ઘણોજ મોટો આજ સુધી થયો છે તે તરફ હમારા મીત્રો અને ખરા સ્નેહીઓ જેમ જેમ હમારૂં લક્ષ ખેંચતા ગયા છે તેમ તેમ પશ્ચાતાપ કરી તેમા વધરો ન થાય તેવી ખાસ કાળજી રાખીએ છીએ. તે પ્રમાણે ધર્મની બાબતમાં સમજી લેવું. આટલા માટે જેઓ હમારી માફક વગર જાણે અને વગર સમજણે ઉપર જેવા આક્ષેપો મુકવા તૈયાર થાય તેઓને હમારી ખાસ ભલામણ છે કે એ સંપ્રદાયના મુળતત્વો શું છે–તેનું કિંદ્રસ્થાન શું છે, તે જાણવાની તજવીજ કરો–અને "ખંડન" કરતાં "મંડન" વૃતિને ખાસ કરીને ધર્મ સંબંધી કાર્યોમાં પ્રધાન-પણું આપો.

આવા આક્ષેપ મુકનારાઓની સુચનાઓ કયારે મંજુર થઈ શકે કે જ્યારે આ સંપ્રદાયના સ્થંભરૂપી

ઉપર જણાવેલા સિદ્ધાંતોને હરતાળ મારવા યોગ્યતા પ્રાપ્ત કરે અને ધર્મમાં પ્રવીણ આચાર્યોશ્રીઓ માફક આત્મબળ દેખાડી પૃથ્વી પરિક્રમા કરે અને પ્રાણી માત્ર તરફ સમતોલપણું (Tolerance) રાખતા શીખે–ત્યારેજ. ઉપરચોટીઆ–"ગોટપીટીઆ" શેળભેળના શંભુમેળાઓના તર્કોનું આ કામ નથી. તેઓ હરતાળ મારી શકશે નહી, એ વાત ચોકસજ માની લેવી. એવાને તો ઉન્હાળામાં ઉત્પન્ન થતા પંચરંગી ક્ષણીક જીંદગીવાળા પતંગીઆજ સમજવા.

બીજા મતમતાંતરવાળા ૧૦૦ વર્ષની આયુષવાળા સ્વામીનારાયણુ પંથમાં જેમ સ્ત્રી પુરૂષોને જુદા રાખી દર્શન કરાવવામાં આવે છે તેમ આ ૪૦૦ વર્ષના આયુષ વાળા સંપ્રદાયની હવેલીઓમાં કેમ કરાવવામાં આવતું નથી એવા પણ ઉદગારો ઉચ્ચારનારાઓ છે. પણ તેઓ ભુલી જાય છે કે તે પંથનો બાંધો કેવળ જુદો છે તેમના મુળ આચાર્ય શ્રી સહેજાનંદ સ્વામીએ આ સંપ્રદાયમાંની સેવાની પ્રણાલીકાની નકલ કરી છે અને બાકીના સીદ્ધાં-તોમાં તેમના સેવકોની વિચાર અને જ્ઞાન શક્તી ધ્યાનમાં રાખી ફેરફાર કરેલો જણાય છે. આપણી વૈષ્ણવ સંપ્રદાયની સૃષ્ટિ અને તેમાં મુખ્યત્વે કરીને શ્રી વલ્લભ સંપ્રદાયની સૃષ્ટિમાં જે વર્ણો છે તેની નોંધ અગાઉ હમો પાન ૨૨ ઉપર કરી ગયા છીએ. મોટા ભાગે ઉજળીવર્ણ છે. એથી ઉલટું સ્વામીનારાયણના પંથમાં જણાય છે. આ સ્થળે સ્વામીનારાયણના પંથમાં કઇ વર્ણો છે તે હમો ગુજરાતના બોંબે ગેઝેટીયરના ૯માં ગ્રંથના પાન ૫૩૭ ઉપરનો ઉતારો આપીશું.

The Swami Narayan sect, with 287, 687 followers among Brahmans Bhavsars; Charans, Darjis, Ghanchis Golas, Kanbis, Kathis, Kolis, Luhars Malis, Rajputs, Salats, Sathwaras, Sonis, and Suthars Is the most modern of Vaishnav Sects. Its founder Ghanshiam or Sahajanand Swami was born in A. D. 1780 at the village of Chappaiya about 8 miles North of Ayodhya, he being the second son of Hariprasad a Samvedi Sarvaryia Brahmin. In 1800 he was initiated with the name of Sahajanand. At the age of 20 he began to preach the doctrine of his new faith with such effect that Ramanand the then head of the body appointed him his successor. *** In 1830 he died at Gudhda. ***

**અર્થ:**—સ્વામીનારાયણના પંથમાં ૨૮૭,૬૮૭ અનુયાઈઓ છે તેમાં–બ્રાહ્મણો, ભાવસારો, ચારણો, દરજીઓ, ગાંચીઓ, ગોલાઓ, કણબીઓ, કાઠીઓ, કોળીઓ, માળીઓ, રજપુતો, સલાટો, સથવારાઓ, સોનીઓ અને સુતારો એવી જાતો છે. આ પંથ વૈષ્ણવોમાં ઘણોજ અર્વાચીન છે તેમના સ્થાપક શ્રી ઘનસ્યામજી જેનું બીજું નામ -સહેજાનંદ પાછળથી પાડ-

વામાં આવેલું, તેઓ શ્રી અયોધ્યા પાસે ૮ માઇલ દુર આવેલા છપૈયા ગામમાં—એક સામવેદી સર્વૈરીયા બ્રાહ્મણ હરીપ્રસાદને ઘરે તેમના બીજા પુત્ર તરીકે સને ૧૭૮૦ માં પ્રગટ થયા હતા. સને ૧૮૦૦ની સાલમાં ગુરૂમંત્ર મળ્યો અને સહેજાનંદનું નામ ધારણ કર્યું. ૨૦ વર્ષની ઉમરે પોતાની નવીન માન્યતાના સીદ્ધાંતોનો એવી અસરકારક રીતે બોધ કરતા કે તેથી જે મઠના ઉપરી તે વખતના રામાનંદ હતા તેમણે પોતાના શીષ્ય કરી સ્થાપ્યા, અને ગાદી પણ સોંપી ગયા તેમનું નિર્વાણ સને ૧૮૩૦માં થયું.

ઉપર જણાવેલી જાતોના બનેલા પંથમાં તેમના આચાર વીચાર અને મનન અને અધ્યપન કરવાની શકતીને અનુકુળ પડે, તેમના મન ઉપર ઠસી શકે એવા, અને કાકા અજમેર ગયાછે તેને બદલે કાકા આજ મરી ગયા છે—એવા અર્થના અનર્થ કરે તેવાઓને માટે—સારાંશ તેમની દયામણી મનની અને બુધ્ધિની સ્થીતીને અનુકુળ પડે તેવા સીદ્ધાંતો ઘડી કાઢયા, અને તે ઉપર પોતાના નવા પંથની સ્થાપના કરી. તેઓના અનુભવમાં પોતાના સાધુજનોની મનોવૃતી એવી તો કંગાળ જણાયલી હોવી જોઈએ કે તે જોઇ સીદ્ધાંત કર્યો કે કોઇ પણ સાધુએ એક દીવસની પણ બાળકી (સ્ત્રી સ્વરૂપ) હોય તો પણ તેને દ્રષ્ટિએ જોવી નહીં, અને જો જોવાશે તો તેને ચોકસ પ્રાયશ્ચિત કરવું પડશે!!!

આ સીદ્ધાંતોની નકલ આ સ્વામીનારાયણના મુખ્ય આચાર્યશ્રીએ શ્રીકૃષ્ણને સાધવાને શાસ્ત્રમાં જણાવેલા ત્રણ માર્ગોમાંના બીજા માર્ગોનો આશ્રો લીધેલો જણાય છે,

બીજો માર્ગ એ છે કે યોગ તપશ્ચર્યા વૈરાગ્ય એ સૌથી યથાવિધીથી આત્માને શુદ્ધ કરી એવા સાધનોથી શ્રી કૃષ્ણને પ્રાપ્ત કરવા. આવી શુદ્ધીની આવશ્યકતા પહેલા માર્ગમાં શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ શ્રીમદ્ ભગવત્‌ગીતાના અધ્યાય ૧૨ ના શ્લોકો ૯ થી ૧૧ માં જણાવેલા શ્રી કૃષ્ણના વચનામૃતો મુજબ રાખી નથી. આવા સીદ્ધાંત માટે શ્રીકૃષ્ણનું કયું સ્વરૂપ આ સ્વામીનારાયણ પંથના આચાર્યશ્રીના લક્ષમાં હોવું જોઈએ ? આતો મથુરાવાસીઓની ભાવનાનું પૂર્ણ પુરૂષોત્તમપણામાંથી એક ભાગ જેટલું કમી થયલું, બ્રજથી મથુરા આવી વસેલા જે શ્રી કૃષ્ણ, તેનું તેવું સ્વરૂપ અને એવા સ્વરૂપને સાધવા માટે એ સાધનાઓ કહી છે. માટે એમના પંથના ઈષ્ટ દેવ જે શ્રીકૃષ્ણ છે તેમાં ત્રણ ભાગ કૃષ્ણ અને એક ભાગ વિષ્ણુનો સમજવાનો છે, અને તેને અનુસરી એટલે "મથુરાવાસીઓના મનોની વલણ અનુસાર તેમના આચાર્યશ્રીના સિદ્ધાંતો છે પણ એ સિદ્ધાંતો, શ્રી સહેજાનંદ સ્વામીએ ગૃહસ્થાશ્રમ પોતાને માટે રાખી, બાકીનાઓને ચેલા મુંડયા છે, જેઓનો એક વર્ગ સાધુ બ્રહ્મચારીના નામે ઓળખાય છે, અને જેમને આ સહેજાનંદના વંશના જે ગાદી વારસ થઈ બેસે તે તમામ **ગૃહસ્થાશ્રમી આચાર્યો**ની આજ્ઞાનુસાર વર્તવાનું હોય છે. તેઓ ગીતાના અથંગ અભ્યાસી હતા અને તેથી સારી રીતે જાણતા હતા કે તેમાં કહ્યા પ્રમાણે ગૃહસ્થાશ્રમીનો મહીમા મોટો છે તેથીજ તેણે પોતાને માટે ગૃહસ્થાશ્રમ સ્વીકાર્યો હતો અને પોતાના વંશ માટે ગૃહસ્થાશ્રમ નિર્માણ કરી ગયા છે. વૈષ્ણવ સંપ્રદાયમાં જે સીદ્ધાંતો છે તે આચાર્યશ્રી અને બીજાઓને માટે કોઈ

પણ ભીન્નભાવ રાખ્યા વિના રચાયલા છે તે બધાને એક સરખા લાગુ પડે તેવા શ્રી મહાપ્રભુજીએ નિર્માણ કર્યા છે.

આ વિષય પુરો કરતા ત્રીજો માર્ગ શ્રી કૃષ્ણને સાધવાનો શું છે એ જણાવીશું. જેઓ એમ સમજે છે કે ઇશ્વરને પ્રસન્ન કરવાનો માર્ગ એ છે કે માંદાની સારવાર કરવી, ભુખ્યાની ભુખ ભાંગવી-વિગેરે વિગેરે સારા કામો કરવા જેથી મોક્ષ મળે. આ વર્ગના ઉપાસકો મથુરાથી દ્વારકામાં આવી વસ્યા જે શ્રીકૃષ્ણ તેનું સ્વરૂપ "દ્વારકાવાસી"ઓની દૃષ્ટિએ પડેલું તે અને તેને પ્રસન્ન કરવાના સાધનો-સારા સારા કાર્યો-વિગેરે ઉપર જણાવેલા પ્રકારના સમજવાના.

આ તે ઇશ્વર કયા? મથુરામાં રહી શ્રીકૃષ્ણ એક અંશી અપૂર્ણ પુરૂષોત્તમ કહેવાયા. તે ત્યાંથી દ્વારકા આવી વસ્યા તે ત્યાં તેમનો એક અંશ પુરૂષોત્તમપણામાંથી વધારે કમી થયો હતો. મથુરામાં રહ્યા પણ શ્રીવૃંદાવન-વ્રજ-નાં બાળમિત્રોની યાદથી ઝુરતા હતા. મથુરાથી તેમનું મન સંતોષ પામ્યું નહીં. ત્યાંના લોકોનો પોકળ-બહાર બહારનો-ઉપર ચોટીઓ **સકામ** પ્રેમ સ્નેહનો જેમ જેમ અનુભવ થયો. તેમ તેમ વ્રજના લોકોના બીન સ્વાર્થી-**નિષ્કામ**, સાચા અંતઃકરણી પ્રેમ અને ભક્તિ, નજર આગળ તરતા-દષ્યમાન, જણાયા. તે છતાં પણ વૃંદાવન પાછા ફર્યા નહી, એમ જાણીને કે, ખરો અંતઃકરણી પ્રેમ વિરહથી દીન પર દીન વૃદ્ધિ પામે છે, અને તેવી વૃદ્ધિ કરવાની તેમની ખાસ ઈચ્છા હતી, અને તેની ઇચ્છા થવાનું કારણુ એજ કે "Love for him is one of His greatest blessngs to man-માનવીને તેમના

તરફથી જે વરદાનો—આશીરવાદો પ્રાપ્ત થાય છે તેમાં શ્રેષ્ટ વરદાન—આશીરવાદ—**તેમનો** પ્રેમ છે. તેમનો ઉદ્ધવ નામનો એક ભક્ત મથુરામાં હતો તેણે સાંભળ્યું હતું કે ગોપીઓ આધીન ભગવાન—શ્રીકૃષ્ણ હતા—એટલી હદે આધીનતા પહોંચેલી કે ગોપીઓની સાથે રૂદન કરતા, ક્રોધાયમાન થતી ત્યારે ક્ષમા કરો એમ આજીજી વિનંતી કરતા. પોતાના પ્રાણ કરતા વધારે પ્રીય ગોપીઓને માનતા, આથી સાદી—ભોળી ગોપીઓના ભાગ્યની, ઉદ્ધવ ઇર્ષા કરતા જણાયા. તે ઉદ્ધવને શ્રીકૃષ્ણે મથુરામાં પોતે કુશળ છે અને જેવો પ્રેમ ત્યાં રહીને હતો તેવોજ પ્રેમ અહીંઆ તમો પ્રત્યે રાખુ છું એવો સંદેશો ગોપીઓને વ્રજમાં કહેવા મોકલ્યા હતા.

સારાંશ એટલોજ કે શ્રી કૃષ્ણચંદ્રની પ્રેમની પ્રસન્નતાની હાટડીમાં પ્રેમનો વ્યાપાર હતો—પ્રેમનો બજાર ભરતા—પ્રેમનો મેળો ભરાતો. એમની હાટડી, બજાર—કે મેળામાં વ્યાપારની વસ્તુ પ્રેમનો ભંડાર હતો—તે શીવાય કાંઇ નહી. દરેક વસ્તુ જેનું નામ પ્રેમ—તેના દામ પ્રથમથીજ નક્કી કરી રાખવામાં આવ્યા હતા. જેમ આજ કાલના વર્તમાનકાળમાં—પશ્ચીમ દેશની વ્યાપારની વસ્તુઓના માલીક દામ પ્રથમ નક્કી કરી તેની ચીઠીઓ કરીને વસ્તુને લગાડે છે. તે નિયમાનુસાર પુર્વદેશના વ્યાપારી કરતા શીખ્યા છે તેમ, અથવા મુંબાઈ જેવી બહોળી વસ્તુના ચોકસ ભાગોમાં કેટલીક દુકાનો ઉપર પાટીઆ લગાવેલા હોય છે કે "દરેક ચીજના છ છ આના દામ છે" અથવા જેઓને ભાડુ ખરચી દુકાન માંડવાની આફ્રપત ન હોય તો એક રેંકડીમાં વ્યાપારની વસ્તુઓ ભરી બુમ પાડતા સાંભળીએ

છીએ "ચલો આજાઓ-લુટ લગાઈ લુટ લગાઈ-દરેક વસ્તુકા એકજ ભાવ-દામ દેકર લેકરજાઓ" એ માફક આપણા શ્રી કૃષ્ણચંદ્રજીએ પ્રેમનો વ્યાપાર શરૂ કર્યો હતો. તેમને ત્રણ પ્રકારના **ભાવ** નક્કી કરી રાખ્યા હતા. પુર્વના વેપારીઓમાં પણ જોઇએ છીએ કે જુદા જુદા દેશના ખરીદ કરનારાઓ માટે એકજ વસ્તુના જુદા જુદા ભાવો નકી કરેલા હોય છે; જેમ કે પશ્ચીમ દેશના ઇંગ્રેજો ગ્રહાકને માટે જૂદો ભાવ, પોતાના દેશીઓ માટે જુદો ભાવ અને પોતાના ઘર જેવા સગા સંબંધી, સ્નેહી, મિત્રો માટે પણ ખાસ જુદો ભાવ લેતા આ પુર્વ દેશના વેપારીઓને જોઇએ છીએ તેજ નમુનો આ શ્રી કૃષ્ણચદ્રજીના પ્રેમ ભંડારના વ્યાપારનો કલ્પી લેવો.

તેમણે (૧) શ્રી વ્રજવાસીઓ માટે એક ભાવ, (૨) મથુરાવાસીઓ માટે બીજો ભાવ અને (૩) દ્વારકાવાસીઓ માટે સૌથી જુદોજ ભાવ પોતાના પ્રેમ ભંડારની વસ્તુઓ માટે નક્કી કરી રાખ્યા હતા અને તે નીચે પ્રમાણે હતા.

(૧) વ્રજવાસી જસોદા-ભોળા-નિષ્કપટી-નિષ્કામ દીલના શ્રીકૃષ્ણને જણાયા હતા તેવા ગ્રહકો માટે દામ ન લેતા પણ મોબદલામાં ( Exchange ) ભકિતરસથી પરીપકવ થયલું શુદ્ધ અંતઃકરણ-જેને શુદ્ધ થવા માટે કોઇ પણ શાસ્ત્રાય વિધિ-ક્રિયા-કે કર્મની બીલકુલ જરૂર નથી, તેમાંથી પ્રગટ થતો પ્રેમ લેવો, એટલે પ્રેમને બદલે પ્રેમનો મોબદલો કરવો; જુઓ દાનલીલા વખતનો રાધાજીનો દાખલો-જે દાન આપવા તદ્દન અશકત હતા

અને પાસે તેમના પંડ શીવાય આપવાને કાંઈ ન હતું તે છતાં તેનો પ્રેમ લઈ પ્રેમનો મોબદલો કર્યો.

આ બ્રજવાસીઓ આ શ્રીકૃષ્ણને પ્રાણુરક્ષક માનતા હતા તેથી તેમનો પ્રેમ કેવળ સ્વભાવીક હતો.

(૨) મથુરાવાસી—જેઓ દાનનો ફાંકો રાખનારા સકામ ભકિત કરનારા, શ્રીકૃષ્ણચંદ્રજીને જણાયા હતા, તેવા ગ્રાહકો માટે દામ એ નક્કી કરેલું કે **શાસ્ત્રય વિધિઓથી**—જેવા કે તપશ્ચર્યા—યોગ—વૈરાગ વિગેરેથી તવાઇ તવાઇને—**શુદ્ધ થયલા અંતઃકરણમાંથી** ઉદભવતો—પ્રકટ થતો—બહાર પડતો—પ્રેમ લઇ પોતાના ભંડારમાંથી પ્રેમ આપવો, દાખલા તરીકે ઉપર જણાવેલા સ્વામી-નારાયણ પંથના સાધુ—બ્રહ્મચારીઓને ગૃહસ્થાશ્રમ ત્યાગ કરવાની સહેજાનંદ સ્વામીની આજ્ઞા.

(૩) દ્વારકાવાસીઓ—ત્રીજા માર્ગવાળાઓએ શ્રીકૃષ્ણને ખટપટી, પ્રાણઘાતક, માનતા હોવાથી તેવા માનનારા ગ્રાહકો માટે એમ ઠરાવવામાં આવેલું કે તેમના અંતઃકરણની શુદ્ધી સારાં સારાં કાર્યો કરવાથી થાય; જેવાકે માંદાઓની સારવાર માટે દવાખાના ઉઘાડવા—આંધળા લુલા વિગેરે અપંગોને દાન આપવું—ભુખ્યાને અન્ન આપવું, નવસ્ત્રાને વસ્ત્રો પુરા પાડવા—વાવ—કુવા—ધર્મશાળાઓ બાંધવા-એવા એવા કાર્યો કર્યાથી શુદ્ધ થયા પછી તેમાંથી બહાર પડતા પ્રેમનું દામ લઈ પોતાના પ્રેમ ભંડારમાંથી પ્રેમ આપવો. આવી પ્રકારના દાખલા—આંધળા લુલાને આપવું એજ ખરો ધર્મ છે, ઇસ્પીતાળો બાંધવી, વિગેરે વિગેરે કાર્યો કરનારાઓના દ્રષ્ટાંતો વીસમી સદીમાં વર્તમાન દ્વારે

પ્રગટ થતાં જોઈએ છીએ. આ દ્વારકાવાસીઓએજ કૃષ્ણ કારસ્થાન-એટલે ખટપટ-એ શબ્દ-કૃષ્ણનીં તેમની નજરે પડેલી ખટપટથી તેઓએ ઉત્પન્ન કરેલો જણાય છે. એમનો પ્રેમ કૃત્રીમ હતો પોતાના પ્રાણનો કૃષ્ણની ખટપટથી ઘાત ન થાય તે ઉદ્દેશ હોવાથી તે બ્રજવાસીઓના જેવો સ્વભાવીક નહતો પણ કૃત્રીમ હતો. આ તફાવત ખાસ ધ્યાનમાં રાખવા જેવો છે. જેનું જેવું અંતઃકરણ શ્રીકૃષ્ણે અનુભવ્યું તેવા તેવા તેના લાયક તેની શુદ્ધતાના સાધનો યોજીને પ્રેમભંડારનો પ્રેમ આપવાનું શ્રીકૃષ્ણે નક્કી કરેલું હોય તેમ શાસ્ત્રીય મત છે.

આ પ્રમાણે કૃષ્ણ ભંડારનો પ્રેમ પ્રાપ્ત કરવાને પ્રેમની જરૂર છે પણ તે પ્રેમનું સ્થાન ગ્રાહકનું અંતઃકરણ છે આ અંતઃકરણની શુદ્ધતા માટે જુદાં જુદાં પ્રયોગો ધર્મનેતાઓ તરફથી શ્રીકૃષ્ણના ઉપર જણાવેલા અનુભવેલા સેવકોના અંતઃકરણના વળાણ મુજબ નક્કી કરેલા ભાવને અનુસરી નક્કી થયલા છે તે પ્રમાણે જણાવેલા પ્રયોગોનો ગ્રાહકોએ પોત પોતાની મનોવૃતીના રોગો જાણી ઉપયોગ કરવાનો છે. જેમ ચોકસ પ્રયોગોની સાધનાથી ઔષધ બનાવવામાં આવે છે અને તે પ્રયોગો અનુસાર ઔષધ લેવા રોગીને આજ્ઞા કરે છે. તેની આજ્ઞા ઉપર શ્રધા રાખી તેના કહ્યા મુજબ જો ઔષધ લે છે તો રોગનો નાશ થઈ નિરોગી બને છે, પણ ઔષધ તો લેવું, પણ વૈદ્યે બતાવેલા પ્રયોગો હંબગ Humbug છે, ધર્તીંગ છે, એમ માની બેસે ને ઔષધ લે તો તેનું ફળ વૈદ્યના કહેવા પ્રમાણે ન મળે તો દોષ કોનો વારૂ? ગોકર્ણે સાત દીવસ શ્રીમદ્ ભાગવતની

કથા વાંચી તે ઘણુાઓએ સાંભળી છતાં તે સાંભળનાર-માંથી સાન ગાંઠવાળા બાંબુની અંદર ભરાઇ બેસી સાંભ-ળનાર પ્રેતરૂપી ધુંધળીકની ગતી થઇ તેવી બીજાઓની કેમ ન થઇ? એ પ્રશ્નનો ઉત્તર ગોકર્ણના વર્ણનના અધ્યાય ૫ માં શ્રીમદ્ ભાગવતમાં આપેલો છે તે ઉત્તર ઉપર જણાવેલી પ્રકૃતીવાળા દરદીઓ માટે બસ છે. તે ઉત્તર એ હતો કે “ગુરૂના વચનો ઉપર વિશ્વાસ, પોતાનામાં દીનપણાની ભાવના, મનમાં દોષોનો વિજય અને કથા વિષે નિશ્ચય બુદ્ધિ ઈત્યાદિક નિયમ પાળીને શ્રવણ કરે તો તેનું ફળ મળે છે.”

પાછા આપણે આપણા અસલ વિષય ઉપર જાશું. પહેલા પ્રકારના ગ્રાહકોનો આ સંપ્રદાય બનેલો છે તેવા-ઓના અંતઃકરણોની ચીકિત્સા કરવાનું કામ આ શ્રીકૃ-ષ્ણનું છે, નહીં કે ઉપર પ્રમાણે આક્ષેપ મુકનારાઓનું છે. શ્રીકૃષ્ણચંદ્રજીએ પહેલા માર્ગવાળાઓના અંતઃક-રણોની જે કસોટી કરી છે તે પ્રમાણે તેમનો પ્રેમ લેવાની ઈચ્છા ધરાવનારાઓ જો ઉતરશે તો તેમને કૃષ્ણ ભંડારમાંથી પોતાના પ્રેમનો મોંબદલો મળશે. પોતાના અંતઃકરણની કસોટી કરાવવા સારૂજ આ મંદીરોમાં સ્ત્રી અને પુરૂષોના ટોળેટોળાં જાય છે અને તેમ જવાનો તેમનો હક પણ છે. કસોટી કરા-વવાનો દરેકને એક સરખો હક છે, ચાહે તો તે સ્ત્રી હોય કે પુરૂષ હોય. શ્રીકૃષ્ણની હાટડી કે બજારમાં પુરૂષ અને સ્ત્રી, જેમ લોકીક બજારમાં અથવા મેળામાં સ્ત્રી પુરૂષોની ગડદી થાય ત્યાં “લુટો બે લુટો.” કહેના-રાના માલની લુટ માટે આસપાસ વિંટળાઇ શેળ-ભેળ થતાં પડાપડી કરે છે, તેમજ આ મંદીરોમાં કૃષ્ણ

ભંડારના માલની-પ્રેમની-લુટો એ લુટોની બુમ પડતા, લુટ માટે ગડદીમાં શેળભેળ થઇ, પડાપડી કરે છે. વગર દામે માલ લેવા-લુટવા કોણ નહીં જાય વારૂ ? બીજા અને ત્રીજા માર્ગમાં જણાવેલી શુદ્ધી માટે એવી કોણ ઉપાધી વ્હોરે વારૂ ? આવી લાગણી ધર્મની બાબતમાં આજકાલ અનુભવવામાં આવતી નથી વારૂ ? આ પ્રમાણે જે પોતાના માલની લુટ કરાવે છે તેનો શું દોષ છે ? મેળામાં સ્ત્રીપુરૂષોની સેળભેળ ગડદી માટે મેળામાં દુકાન માંડી બેસનારાઓનો કોઈએ પણ આજસુધી દોષ કાઢતા સાંભળ્યો છે કે ? શા સારૂ તેઓ પોતાની દુકાનમાં સ્ત્રી પુરૂષોને શેળભેળ થતા અટકાવતા નથી ? હમારા શ્રીકૃષ્ણચંદ્રજી કાંઇ બજારમાં હાટડી માંડી બેસતા નથી પણ પોતાનાજ મકાનમાં હાટડી માંડી પ્રેમભંડારની લુટ ઉપર જણાવેલી રીત પ્રમાણે કરવા દે છે. પોતાના ખાનગી મકાનમાં માલીક ગમે તેમ વેપાર કરે તે માટે વાંધો તેનાથી ઉપરી જે કોઈ હોય અને જેનો અંકુશ તેના ઉપર હોય, જેમકે મેળાવાળા ઉપર અંકુશ બીજાઓનો હોય છે તેવો જો હોય તોજ તેવા ઉપરીને અથવા અંકુશવાળાને જો વાંધા ભરેલું લાગે તોજ વાંધો લઈ શકે. આક્ષેપ મુકનારા તેમના ઉપરી તેમજ કોઇ પ્રકારનો અંકુશ ધરાવનારા નથી માટે તેમના આક્ષેપ તેમનેજ મુબારક સમજવા. તેનો ત્રીલોકનો નાથ છે માટે તેને અંકુશ હોય નહીં તેને તો આવી લુટના નિમિત્તે પોતાના પ્રેમનો મોબદલો કરતાં પહેલાં તેમને નિર્માણ કરેલા અંતઃકરણની કસોટી કરવાની છે, માટેજ પોતાની સમક્ષ તેઓને પોતાની હાટડીમાં શેળભેળ થવાની છુટ આપે છે જેથી કસોટીનો કસ

સારો ઉતરે. જેઓ તેની કસોટીના કસમાં નથી ઉતરતા તેઓને કૃષ્ણ ભંડારની લુટમાંથી કાંઈ પ્રાપ્ત થતું નથી. આવી કસોટીએ ચઢવાને આવનારાઓનાં ટોળામાં જો કાંઈ અનાચાર કરતાં કસોટી કરનાર શ્રીકૃષ્ણચંદ્રને નજરે પડે છે તો પોતે મધુસુદન હૃષીકેશ–પુતનાનું સ્તનપાન કરનારા હોઇ તેવાઓને તેમના કર્મનું ફળ આપ્યા વિના રહેતા નથી, આ વાત ચોકસ છે. તેની કાળજી આક્ષેપ મુકનારાઓને જરા પણ રાખવાની નથી. કાકાજી દુબળે કયું કે સારા શહેરકી ફીકર! એમ કોઇએ કહેતું નહી એવો અમારો મત છે, માટે જેની જેવી મનોવૃતી તેવો તેને ત્રણમાંનો ગમે તે માર્ગ લેવાનો અધિકાર છે, અને તે પ્રમાણે જો તે વર્તન કરે તો તેમાં કોઈએ તેની નિંદા કે હાસ્ય કરવું નહીં તેમજ નીચ આક્ષેપો મુકવા ન જોઇએ. જેને જે સીદ્ધાંતો પ્રમાણે ચાલવાનું માથે લીધું છે તેની ફરજ છે કે તે પ્રમાણે વર્તવું. વૈષ્ણવોના સીદ્ધાંતો પ્રેમ અને ભક્તિજ, નહીં કે આવા તપશ્ચર્યાના નિયમો પ્રભુને પ્રાપ્ત કરવાના સાધનો છે. Austerity as a means to the attainment of God is inferior to Prem and Bhakti. See p. 41 of Shishir on Lord Gaurabga part I. ત્રણેના પાયા જુદા–સ્થંભો જુદા–કયો સંપ્રદાય અથવા પંથ પ્રસન પ્રથમ કરવો એ પહેલા વિચારવું જોઇએ. તેમાં કોઈને કશો વાંધો હોઈ શકે નહીં. દરેકની રૂચીઓ એક સરખી હોતી નથી, પણ જો કોઈ એમજ આગ્રહ કરે કે હમારીજ રૂચી ખરી અને તે પ્રમાણે બીજાઓએ પોતાની રૂચી બનાવવી એ તો તાવવાળાના

મુખમાં સાકર આપવાથી તે ગળી છતાં માટી સમાન લાગે અને બીજા પાસે પરાણે મનાવવા કોશીષ કરે તેવો ઘાટ થાય.

આ સર્વ સીદ્ધાંતોનો એકંદર વિચાર કરતાં હમોને તો એમ લાગે છે કે જે સીદ્ધાંતો ઉપર આ સંપ્રદાય રચાયો છે તે પ્રમાણે જે વહીવટ મંદીરોમાં આંખી માટે ચાલુ છે તે સંપ્રદાયના સીદ્ધાંતો અનુસાર છે. છેવટે હમો શ્રીમદ્ ભાગવતના અધ્યાય ૧૮ શ્લોક ૬૫ અને ૬૬ ની યાદ આપીશું કે શ્રીકૃષ્ણમાં મન રાખી તેનાજ ભક્ત થઈ તેનુંજ ભજન કરી તેનેજ નમસ્કાર કરનાર સર્વદા તેનેજ પામશે. અને તેની ભક્તિથીજ સર્વ વસ્તુનો લાભ છે. માટે દૃઢ વિશ્વાસથી વિધિનું દાસત્વ છોડી તેનેજ શરણે જનાર પાપમાંથી મુક્ત થશેજ.

આવા સીદ્ધાંતો વિરૂધ વર્તન કરનારા દેવદરબારમાં નજરે પડે તો તેવાઓને લીધે સંપ્રદાયના પાયા ખોદી નાખવા કે શું? અને તેની ઉપરની ૪૦૦ વર્ષની આયુષનું મકાન જમીનદોસ્ત કરી નાખવું કે કેમ? તમોને શ્રી કૃષ્ણમાં શ્રધા છે કે કેમ? તમોને નિધિઓમાં શ્રધા છે કે કેમ? તમોને શ્રીમદ્ ભાગવત ગીતાના વચનામૃતો ઉપર શ્રધા છે કે કેમ? શ્રધા એ મુખ્ય વાત છે. (જુઃ શ્રીમદ્ ભગવતગીતા અધ્યાય ૧૭ શ્લોક ૨૮.) જો શ્રધા ન હોય તો શા સારૂ નિધિઓના દર્શન કરવા જવું જોઇએ? શ્રધા ન હોય તો શ્રી કૃષ્ણભગવાને અર્જુનને ચોખા શબ્દમાં કહેલું છે કે મેં તને કહેલી વાત કોઇ અશ્રધાળુને તારે કહેવી નહીં. ( જુઃ શ્રીમદ્ ભગવતગીતા અધ્યાય ૧૮ શ્લોક ૬૮) તો હમારે શા સારૂ આવી વાતો અશ્રધાળુ સાથે કરવી જોઇએ? જો તમોને શ્રીમદ્

ભગવત ગીતામાં શ્રધા ન હોય તો તમારે બીજી કોઇ પણ પ્રકારની તીનપાંચ કરવાની જરૂર નથી. કારણ કે હમો તો માનીએ છીએ કે " જ્યાં યોગીશ્વર શ્રી કૃષ્ણ છે જ્યાં ગાંડીવ ધનુર્ધારી અર્જુન છે ત્યાંજ અચલ રાજલક્ષ્મી ત્યાંજ અસલ વિજય ત્યાંજ ઉત્તરોત્તર અભ્યુદય અને નિશ્ચળ નિતીનોવાસ છે " શ્રીમદ ભગવતગીતા અધ્યાય ૧૮ શ્લોક ૭૮.

## ૨૧ સોનાના અક્ષરે લખી રાખવા જેવા શાસ્ત્રના બોધ વચનો.

### ૧—વિધાતા-નશીબ અને પુરૂપાર્થ.

(મહાભારત ઉદ્યોગપર્વ અધ્યાય ૫૩૧ યુધિષ્ટર.)

મનુષ્ય સત્ય પુરૂષ હોય—કે અસત્ય પુરૂષ હોય, બાળક હોય કે વૃદ્ધ હોય, વિધાતા સર્વને પોતાને આધીન કરે છે; વળી સર્વનિયંતા પરમાત્મા, મુર્ખને પંડીતાઇ અર્પણ કરે છે. અને પંડિતને દુર્બુદ્ધિ આપે છે. પરમાત્મા સર્વ પ્રાણીઓને ઉત્પન્ન કરવા પહેલાં તેના સર્વને પૂર્વ જન્મના કર્માનુસાર સર્વ વસ્તુ આપે છે.

(શ્રીમદ્ ભાગવત દશમસ્કંધ પુર્વાર્ધ્ધ અધ્યાય ૨૪.)

" કર્મજ ફળ આપવાને સમર્થ છે, ઈશ્વર તેને આધીન છે પુર્વ જન્મનો સંસ્કારજ કર્મ કરાવે છે જગતની ઉત્પતી સ્થિતિ તથા લય, ગુણોથી થયા કરે છે. ઇંદ્રકર્મનું અંગ ગણાય છે, પર્વત તથા ગાયો વિગેરે આજીવિકાના સાધનો એજ દેવતા છે " આ છ મત દેવતાઓને મોહ ઉપજાવવા માટે શ્રીકૃષ્ણે કહ્યા હતા. પરંતુ તેને પોતાને તે ઈષ્ટ નહતા. તેમને શું ઇષ્ટ છે તે નીચેના સવાલના જવાબમાં જણાવ્યું છે.

## કર્મજ ફળ આપે છે અથવા તો વિધિના દેવતા કર્મનું ફળ આપે છે એમાં પરમેશ્વરનું શું પ્રયોજન છે?

આવી શંકા લેનારને શ્રીમદ્ ભાગવતના ૪થા સ્કંધમાં ૨૧મા અધ્યાયના ૩૦મા શ્લોકમાં જવાબ છે.

"ધર્મ, અર્થ, કામ, સ્વર્ગ તથા મોક્ષ એ સર્વને ધ્રણું કરીને એક મુખ્ય આપનાર કોણ છે? એવો વિચાર કરશું, તો કર્મ તો જડ હોવાથી તે કંઈ ફળ દાતા થઇ શકે નહીં, તેમ દેવતાઓ પણ સ્વતંત્ર રીતે ફળ આપી શકતા નથી, તેમ વળી સરખાં કર્મ કર્યા છતાં પણ ફળમાં ફેરફાર થાય છે, અથવા તો કરેલા કર્મનું ફળ મળતું નથી. માટે સિદ્ધ થાય છે કે, સ્વતંત્રતાથી ફળ આપનારા, ફળ ન આપનારા અથવા તો વિરૂદ્ધ ફળ આપનારા સમર્થ દેવ એક ઈશ્વરજ હોવા જોઈએ."

(મહાભારત અધ્યાય ૧૭૯ પાન ૭૩૮ ભીમસેન)

પુરૂષાર્થ નિત્ય અસ્થિર છે આવો વિચાર કરીને તેના ઉદયની અને અસ્તની ચીંતા કરવી નહીં. જ્યારે દૈવ પ્રતિકુળ થાય છે, ત્યારે પુરૂષાર્થ પણ નીષ્ફળ નીવડે છે. તે સમયે ધૈર્યનું અવલંબન કરનારા પુરૂષો પોતાને માટે શોક કરતા નથી.

## ૨—પાપના ફળ કોન ભોગવે છે?

(મહાભારત આદિ પર્વ અધ્યાય ૫૮૦ પાન ૧૨૭)

કરેલા પાપનું ફળ જો પોતાને નડે નહીં તો તે પુત્રોને અથવા તો પૌત્રોને પિતાના પાપનું ફળ ગમે તે રીતે ભોગવવું પડે છે.

જે મનુષ્ય ધર્મ અને અર્થનો અનાદર કરીને પાપ કર્મ કરવાપર મન રાખે છે તે મનુષ્ય પોતાના પાપી કર્મોના ફળોને અવશ્ય ભોગવે છે.

## ૩—કર્મ ભૂમી.

(મહાભારત અધ્યાય ૨૭ પાન ૧૦૮૯)

મનુષ્ય જે કાંઇ કર્મો કરે છે તે આ લોકમાંજ કરી શકે, છે, પરંતુ મરણ પછી પરલોકમાં કાંઈ પણ કાર્ય કરી શકાતું નથી.

## ૪—સુખ અને દુઃખ.

પ્રત્યેક પ્રાણીને સુખ વા દુઃખ પોતાની શક્તીથી પ્રાપ્ત થતું નથી. પરંતુ તે દૈવ આધીનથી પ્રાપ્ત થાય છે, માટે દૈવનેજ બળવાન્ માનીને, કોઈ પણ દહાડો હર્ષ અથવા શોક કરવો નહીં. દુઃખ આવી પડે તો સંતાપ કરવો નહીં, તેમ સુખ આવે તો રાજી થવું નહીં. ઘણું ધન પ્રાપ્ત થાય તો આનંદ પામવો નહીં, વેદાદિક ભણીને અહંકાર કરવો નહીં.

પારકા ધનની આશા કરવી તે અત્યંત નીચ મનુષ્યનું કામ છે. જે મનુષ્ય પોતે મેળવેલાં ધનથી સંતુષ્ઠ રહે છે તથા સ્વધર્મ ઉપર રૂચી રાખે છે તે સુખ પામે છે. પારકાના કામમાં હાથ ન ઘાલવો, અને પોતાનું કામ નિત્ય કર્યા કરવું, આ વૈભવનું લક્ષણ કહેવાય છે.

(મહાભારત સભાપર્વ ધૃતરાષ્ટ્ર ૪૦૯.)

"કોઇ પણ પુરૂષ અખંડ સુખ ભોગવતો નથી * * મનુષ્યે સુખ આવે તો તેને ગ્રહણ કરવું અને દુઃખ આવે તો તેને પણ ગ્રહણ કરવું. મનુષ્યને સુખની પાછળ દુઃખ અને દુઃખની પાછળ સુખ ભોગવવું પડેછે.

## ૫-ગમ-ક્રોધ ગાળો.

( મહાભારત આદિપર્વ શુક્ર દેવીયાની જેમ
અધ્યાય ૭૯મો પાન ૧૨૬ ).

જે પુરૂષ નિત્ય પરનિંદાને સહન કરે છે તેણેજ આ સર્વ જગતને જીત્યું છે. જે ઘોડાઓની લગામને લગાર પણ અડકયા વગર ઘોડાને વશ ગણે છે, તેને મોટા પુરૂષો સારથી કહે છે. જે માણસ ઉત્પન્ન થયેલા ક્રોધને શાંત રીતે ક્ષમાથી નિવારે છે, તેને આ સર્વને જીત્યું છે એમ જાણવું. સર્પ જેમ જુની કાંચળીનો ત્યાગ કરે છે તેમ જે માણસ ઉત્પન્ન થયલા ક્રોધનો ક્ષમા વડે ત્યાગ કરે છે તથા તપ્યા છતાં જે તપતો નથી, પુરૂષ ચારે પુરૂષાર્થનું આવશ્ય પાત્ર છે. જે માણસ દરેક માસે ૧૦૦ વર્ષ સુધી પરિશ્રમ વેઠીને, પિતૃ યજ્ઞ કરે છે તેના કરતાં પણ જે માણસ કોઇ દિવસ ક્રોધ કરતો નથી તે શ્રેષ્ટ છે. ખરા ખોટાનો વિચાર કરવામાં મંદ એવાં અજ્ઞાની બાળકો અને છોકરીઓ નિરંતર લઢી મરે છે, પરંતુ ડાહ્યા માણસોએ તેમનું અનુકરણ કરવું જોઇએ નહી.

કોઇ ગાળો ભાંડે તોપણ જે સહન કરી લે છે તે સહન કરનારનો ક્રોધજ ગાળો ભાંડનારનેજ બાળી નાંખે છે. અને સહન કરનાર તેના પુણ્યને મેળવે છે. બીજાને ગાળો ભાંડવી નહી, બીજાનું અપમાન કરવું નહી, મિત્રનો દ્રોહ કરવો નહીં, નીચની સેવા કરવી નહીં, અભિમાની થવું નહીં સદાચારમાંથી ભ્રષ્ટ થવું નહીં, અને તીક્ષણ તથા રોષવાળી વાત બોલવી નહીં.

પોતાની સાથે વાદ કરનારા સાથે જે વાદ કરે નહીં, બીજાને વાદ કરવા માટે ઉશકેરે નહીં, કોઈ મારી

જાય તોપણુ તેને સામો મારે નહીં, અથવા તો બીજાની પાસે મરાવે નહી, અને કોઈ પણ પાપીને મારવાની ઇચ્છા કરે નહીં, તે મનુષ્ય સ્વર્ગમાં જાય છે.

મૌન રહેવું તે ઉત્તમ છે (Silence is gold) તે કરતાં સત્ય બોલવું તે (વિશેષ) ઉત્તમ છે. તે કરતાં પ્રિય બોલવું તે (વિશેષ) ઉત્તમ છે આ સૌથી ધર્મસ્વરૂપ બોલવું તે વધારે ઉત્તમ છે.

## ૬—ક્ષમા.

ક્ષમા એજ ધર્મ છે.
એજ યજ્ઞ છે.
એજ વેદ છે, અને
એજ શાસ્ત્ર છે.
(વનપર્વ અધ્યાય પર૯ પાન ૪૯૯.)

## ૭—સંગત-સોબત.

પુરૂષ જેવાની સાથે બેસે છે અને જેવાની સંગત કરે છે તેવો તે થાય છે. A man is known by the Company he keeps. માટે પુરૂષ જેવો થવાની ઇચ્છા રાખે છે તેવો થાય છે.

જે માણુસને પોતાનું કલ્યાણુ કરવાની ઇચ્છા હોય તે માણુસે ઉત્તમ પુરૂષોની મૈત્રી કરવી, સમય ઉપર મધ્યમ પુરૂષોની પણુ સંગત કરવી, પણુ અધમ પુરૂષોની સોબત કદી કરવી નહીં.

(મહાભારત ઉદ્યોગપર્વ પાન ૧૧૧૬ અધ્યા ૫૩૬).

## ૮ તૃષ્ણા.

આ પૃથ્વી વિષે જે ધન, ધાન્ય, સુવર્ણુ, પશુઓ અને સ્ત્રીઓ છે તે સર્વ એકને પ્રાપ્ત થાય તો પણુ તેનું

મન તૃપ્ત થતું નથી માટે તૃષ્ણાનો ત્યાગ કરવો. દુષ્ટ-મતીવાળાઓ જેને તજી શકતા નથી; વળી મનુષ્ય ઘરડો થયા છતાં પણ જે ઘરડી થતી નથી, અને જે પ્રાણનો અંત આણે તેવો એક રોગ ગણાય છે તેવી તૃષ્ણાનો જે ત્યાગ કરે છે તેને સુખ મળે છે. (મહા ભારત આદિ પર્વ અધ્યાય ૮૫ પા. ૧૩૪

## ૯ ચિંતા–ચિતા. એક મીંડાની અદ્ભુત શક્તિ.

જેના મનમાં ચિંતાએ વાસ કર્યો છે તેને અમૃત હલાહલ સરખું છે. તેને કાન્તા સર્પસરખી છે. પુષ્પ બાણ સરખા છે. તેને ભોજનનો અને જાતનો અભાવ થાય છે. તેને વૈભવ વેરી છે. શૈયા ચિતા છે. જીવિતની અને લાજની ઉપેક્ષા થાય છે. ચિંતાથી નથી ચલાતું–નથી રમાતું–નથી ગવાતું–નથી ઉઠાતું–નથી બેસાતું–નથી ઉંઘાતું–નથી જગાતું–મહાસાગરમાં સ્વચ્છંદે રમતાં માછલાઓને જાળમાં પરોવી પારધી જેમ તેની સર્વ વૃત્તીઓ ખેંચી લે છે. તેમજ સંસાર સાગરમાં પુર્ણા-નંદમાં મ્હાલતા મનુષ્યોને પકડી લઈ આ ચિંતારૂપી પારધેણુ નાગણની પેઠે તેમનું રક્ત સુસી લે છે જેને ચિંતાના ઘરમાં પ્રવેશ કર્યો તેનું સર્વસ્વ ગયું. રાજાએ રાજ–વામા એ કાંતા–માતાએ પુત્ર સુજ્ઞ જનને બુદ્ધિ–અને વીરજનને વિર્યનો ત્યાગ કર્યો છે. તે એ ભૂંડી ચિતામાં ગરકાઈનેજ સર્વથા ચિંતા કોઈ અપૂર્વ મ્લેચ્છ શકિતજ છે.

ચિતા મુયેલાને બાળી ખાખ કરેછ પણ તે જ્યારે મીંઠાયુકત ચિંતા–નુ સ્વરૂપ ધારણ કરે છે ત્યારે તો તે જીવતાને બાળી તેના ખાખ કરી નાખે છે. ગજબ શકિત આ મીંડા (૦) ની જણાઈ છે!!!

"ચિંતાથી ચતુરાઇ ઘટે, રૂપગુણ જ્ઞાન,
ચિંતા બડી અભાગણી, ચિંતા ચિતા સમાન."

## ૧૦ સ્ત્રી-ભાર્યા.

જે સ્ત્રી ગૃહકાર્યમાં કુશળ હોય તેનેજ ભાર્યા જાણવી, જે પ્રજાવાળી. પોતાના પતિ ઉપર પ્રીતિવાળી અને પતિવ્રતા હોય તેનેજ ભાર્યા જાણવી; વળી સ્ત્રી પુરૂષનું અર્ધાંગ છે. સ્ત્રીજ મોટામાં મોટો મિત્ર છે; સ્ત્રી એજ ધર્મ, કામ અને અર્થનું મૂળ છે, અને મોક્ષ પામવા ઇચ્છનારને પણ સ્ત્રીજ મુખ્ય સાધન છે. જે માણસો સ્ત્રીવાળા છે તેજ ધર્મક્રિયાઓ કરી શકે છે અને તેજ ગૃહસ્થો કહેવાય છે. જેને સ્ત્રી છે તેજ આનંદમાં રહે છે અને તેજ લક્ષ્મીવંત હોય છે. મધુરભાષિણી સ્ત્રી, આપત્તી વખતે અંતઃકરણના મિત્રની ગરજ સારે છે. તે ધર્મકાર્યમાં પિતારૂપ છે અને દુઃખમાં માતા સમાન છે, ઘોર જંગલોમાં પાંથિનને પોતાની સ્ત્રી હોય તો એક વિશ્રામ છે. જે સ્ત્રીવાળા હોય છે તેમનોજ લોકો વિશ્વાસ કરે છે અને તેટલા માટેજ સ્ત્રી, પુરૂષનું સર્વસ્વ ગણાય છે (મહાભારત આદિ પર્વ અધ્યાય ૫૭૪ પા. ૧૧૫

ડાહ્યા પુરૂષે કહેલું છે કે, આત્મા એજ પોતે પુત્ર રૂપે સ્ત્રીમાં જન્મ પામે છે, અને તેટલા માટે દરેક પુરૂષે પુત્રવાળી સ્ત્રીને પોતાની માતાવત્ ગણવી જોઇએ. પોતાની સ્ત્રીને વિષે ઊત્પન્ન થયલા પુત્રનું મુખ જોઇ પુરૂષને પોતાનુંજ મુખ જેમ દર્પણમાં જોતા હોય તેમ આનંદ થાય છે. આધિથી અને મનોદુઃખથી પીડાયલા આતુર મનુષ્યો પોતાની સ્ત્રીના સહવાસથી શાંતિ

પામે છે. કોઈપણ માણસને કોપ ચઢયો હોય ત્યારે પણ પોતાની સ્ત્રીનું અપ્રિય કરવું નહીં, કારણ કે રતિ પ્રીતિ, અને ધર્મ એ ત્રણેનો આધાર સ્ત્રીના ઉપરજ રહેલો છે. સ્ત્રી છે તે એક મહા પવિત્ર સનાતન ક્ષેત્ર છે, જેને વિષે પુરૂષનો આત્મા પુત્રરૂપે જન્મ પામે છે. મોટા મોટા રૂષીઓ પણ સ્ત્રી વિના છોકરાં ઉત્પન્ન કરવાને શક્તીવાન નથી. જમીન ઉપર ચાલવાથી, ધુળવાળું જેનું શરીર છે એવો પુત્ર, જ્યારે પિતાના ખોળામાં ચઢી બેસીને તેને ભેટે છે, તે વખતે જે સુખ ઉત્પન્ન થાય છે તે સુખથી બીજું કયું સુખ વિશેષ છે? (મહાભારત આદિ પર્વ અધ્યાય ૫૭૪ પા. ૧૧૬)

કોઈપણ જાતનું દુઃખ પડે તે સમયે પુરૂષને સ્ત્રી સમાન એક પણ ઔષધ નથી. સ્ત્રી ધીરજ આપીને દુઃખમાં ઘટાડો કરે છે. (મહાભારત વનપર્વ અધ્યાય ૫૬૧ પા. ૫૫૦)

એક પતિનીજ સેવા કરનારી સ્ત્રીઓ ખરેખર માન આપવા યોગ્ય છે. (વનપર્વ અધ્યાય ૨૦૫ પા. ૭૮૭)

સ્ત્રીઓને યજ્ઞો, શ્રાધ્ધો, અને ઉપવાસો કોઈપણ કશું ફળ આપતાં નથી; પણ સ્ત્રીઓ તો પતિની સેવા કરવાથીજ સ્વર્ગનો વિજય કરે છે. (પા. ૭૮૮)

**શ્રીકૃષ્ણઃ**—હે કલ્યાણી સ્ત્રીઓ! નિષ્કપટપણે પતિનું તથા પતિઓના બંધુઓનું સેવન કરવું અને છોકરાંઓને ઉછેરવાં આ સ્ત્રીઓનો મુખ્ય ધર્મ છે. પરલોકની ઇચ્છાવાળી સ્ત્રીઓને દુષ્ટ સ્વભાવના, અભાગિઆ, ઘરડા, મૂર્ખ, રોગી અને નિર્ધન પતિનો પણ ત્યાગ કરવો જોઈએ નહી. કુલીન કાંતાઓને જાર પુરૂષનું સુખ,

સ્વર્ગનો અને યશનો નાશ કરનારૂ, તુચ્છ, દુખઃકારક ભયંકર અને સર્વત્ર નિંદિત છે.

**ગોપિઓ:**—હે ભગવાન્ ! પતિ, છોકરાંઓ અને સંબધીઓની સેવા કરવી એ સ્ત્રીઓનો મુખ્ય ધર્મ છે આમ ધર્મવેત્તા તમે કહ્યું તે સર્વ તમારી સેવાથી સિદ્ધ થશે, કારણ કે સર્વ ઉપદેશો ઇશ્વરની સેવાનેજ નિરૂપણ કરનારા છે અને સર્વ પ્રાણીઓના આત્મા હોવાથી તમે ઈશ્વર પ્રીય તથા બંધુ છો, અથવા તો જે તમો ધર્મનો ઉપદેશ કરો, અને હમો ધર્મજીજ્ઞાસા વાળી હોઇએ; તો તમે ધર્મવેત્તાએ જે વાત કહી તે યોગ્ય ગણાય; પરંતુ તમો ધર્મના ઉપદેશક નથી, પણ સર્વના આત્મા છો, અને હમો ધર્મની જીજ્ઞાસાવાળી નથી, પણ ધર્મના ફળનીરૂપ આપની સેવા કરવાને ઇચ્છીએ છીએ માટે તમારૂં કહેવું ઠીક નથી; અથવા તો તમે કહ્યું કે પતિ આદિકની સેવા કરવી તે ધર્મ છે, પણ તે ધર્મ તમારી સેવાથી સિદ્ધ થશે, કારણ કે પતિ પુત્રાદિકનું સર્વનું અધિષ્ઠાન આત્મા છે, અને તે આત્મા આપ ઈશ્વર છો; અધિષ્ઠાન રૂપ આપના વિના પતિ પુત્રાદિક કાંઈ પણ નથી માટે આપની સેવાથી તે સર્વની સેવા થશે.

(શ્રીમદ્ ભાગવત દશમસ્કંધ, પુર્વાદ્ધ અધ્યાય ૨૯)

## ૧૧ પૂત્ર.

પુરૂષ પોતેજ પોતાને સ્ત્રી યોનિમાં પ્રવેશ કરાવી, પુત્ર રૂપે જન્મ પામે છે, અને તેટલાંજ માટે સ્ત્રીઓને જાયા એટલે જન્મ આપનારી કહી છે. શાસ્ત્ર જાણુ-નારા પુરૂષને આ પ્રમાણે જે પુત્ર ઉત્પન્ન થાય છે તે

પુત્રદ્વારા પોતાના પુર્વજ પિતામહોને તારે છે. માટે સ્વયંભુએ પોતે તેને પુત્ર એવું નામ આપ્યું છે.

પિતાને પ્રતિકુળ હોય તે પુત્રજ કહેવાય નહીં, પણ તેજ પુત્ર કહેવાય છે કે જે માતા પીતાના વચનને પાળે છે, તેમના હિતમાં રહે છે, તેમને અનુકુળ રહે છે, અને માતા પીતાની સાથે પુત્રની પેઠે વર્તે છે.

જે પુત્ર ગુણ સંપન્ન હોય, માતા પિતાના હિતમાં સદા તત્પર રહેતો હોય, તે નાનો હોય તોપણ શ્રેષ્ટ ગણાય છે. અને સર્વે સુખકારક વસ્તુ ગ્રહણ કરવા યોગ્ય છે.

કલ્યાણની ઇચ્છા રાખનારા પુરૂષના માતા-પીતા અગ્નિ આત્મા અને ગુરૂ આ પાંચજ ગુરૂ કહેલા છે.

માતા પીતાની સેવા સીવાય બીજો કોઈપણ ઉતંમ ધર્મ નથી. ( મહાભારત આદિપર્વ અધ્યાય ૭૪ પાન ૧૧૫, અધ્યાય ૮૫ પાન ૧૩૫, વનપર્વ અધ્યાય ૨૧૪ પાન ૮૦૪.

## ૧૨ યયાતિનો પુત્ર પ્રત્યે બોધ—મધુરવાણી.

ક્રોધીઓથી અક્રોધી શ્રેષ્ટ છે—અવિદ્વાનથી વિદ્વાન શ્રેષ્ટ છે. કોઈ ગાળ દે તો તેને સામી ગાળ દેવી નહી, કારણ કે ક્રોધ કરનારનો ક્રોધજ ગાળ દેનારાને ક્રોધીને બાળી મુકે છે, અને એનું પુણ્ય હોય તે ક્ષમાશીળને પ્રાપ્ત થાય છે, કોપે કરીને પરના મર્મને પીડા ઉત્પન્ન કરવી નહીં, કઠોર વાણી બોલવી નહી, હીન કર્મથી એટલે મારણાદિક કર્મથી શત્રુને વશ કરવો નહીં, અને કદાપી પણ કોઈને ઉદ્વેગ ઉપજે એવી હિંસક તથા પાપી લોકને પમાડનારી ક્રુર વાણી ઉચ્ચારવી નહીં,

તીક્ષણ વાણી બોલીને મર્મમાં પીડા ઉપજાવનારા, તીક્ષણ વાણી રૂપી કંટકોથી મનુષ્યોને દુઃખ દેનાર તથા મુખમાં અકલ્યાણમય વાણીને ધરનાર પુરૂષને, મનુષ્યોની વચે મહાદરિદ્રતા આપનારો જાણવો. * *

મહાપુરૂષોના મંડળમાં વસી તેઓની પાસેથી માન મેળવવું અને દુર્જનોની નિંદા તો હમેશાંજ સહન કરવી. નઠારા મનુષ્યોના મુખમાંથી નીકળેલા નઠારાં વચનો રૂપી બાણો બહાર પડે તે, તેઓના આઘાતથી મનુષ્ય રાત અને દિવસ રડે છે, અને તે વચન બાણો મનુષ્યના મર્મમાં સીધાં પડે છે, માટે ડાહ્યો માણસ બીજાને તે વચનો કહીને, તેના મર્મને પીડા કરતો નથી. દેવને પ્રસન્ન કરવા માટે પ્રાણી ઉપર દયા, મૈત્રી, દાન, અને મધુર વચનના જેવું ઉતમ એકે વશીકરણ નથી. તેથી મધુર વાણી બોલવી પરંતુ કોઈ પણ દહાડો કઠોર વચન કહેવું નહીં. ( મહાભારત અધ્યાય ૮૭ પાન ૧૩૬ યયાતીનો પુત્ર પ્રત્યે બોધ.

## ૧૩ અંતકાલ સમયનું વર્ત્તન.

અંતકાળ આવે ત્યારે પુરૂષ ભયરહિત થઇ વૈરાગ્ય રૂપી શસ્ત્ર વતિ દૈહિક સુખની ઇચ્છાને, તથા તેની પાછળ રહેલાં સ્ત્રી પુરૂષાદિકના સ્નેહબંધનને કાપી નાખવું જોઇએ. (શ્રીમદભાગવત દ્વિતિય સ્કંધ અધ્યાય ૧ શ્લોક ૧૫

પ્રતિષ્ઠિત મનુષ્યનું પોતાના સંબંધીઓ તરફથી જ્યારે અપમાન થાય છે, ત્યારે તે અપમાન તુરત મરણકારક થઇ પડે છે. ( તેજ સ્કંધ અધ્યાય ૭ શ્લોક ૨૫ )

## ૨૨ ટુચકા.

( ૧ )

કરજ ઝાઝું કરીએ નહીં, ને વાદે ધન વાવરીએ નહીં
ફુલાવ્યા ફુલાઇએ નહીં, ને પોતાના ગુણ ગાઈએ નહીં

( ૨ )

વાંઢાના વિચાર, પરણ્યા પછી ફરી જાય;
અને જુવાનના વિચાર ઘરડા થયા પછી ફરે.

( ૩ )

दुर्जना यत्र तिष्ठंति नस्थेयं तत्र सूरिभीः ॥
कुतः पंच महापापं मर्दंति स्थायिनः कील ॥

જ્યાં જુગ દુરાચરણી લોક હોય ત્યાં પંડિત ડાહ્યા જનોએ ઉભા રહેવું ઘટતું નથી. કારણ કે તેથી પાંચ પાપ ભોગવવા પડે છે-પંચ પાપની વ્યકિત-બ્રહ્મહત્યા મદીરા પીવી. સોનું ચોરવું તથા ગુરૂસ્ત્રીનો સંગ કરવો

( ૪ )

शकटं पंच हस्तेन दस हस्तेन वाजिनं ॥
हस्ती हस्त सहस्रेण देशत्यागेन दुर्जनः ॥

ગાડાથી પાંચ હાથ દુર રહેવું-ને ઘોડાથી દસ હાથ. હાથીથી હજાર હાથ, અને જે દુર્જન છે તેનાથી દેશ અથવા તે જગ્યાનો ત્યાગ કરવો. આ માટે દરેક શહાણા જનોએ નઠારા માણસની સોબત કરવી નહી.

( ૫ )

कुसंगात्संग दोषेण साधुर्भवति पातकि ॥
दुर्योधन प्रसंगेण भीष्मो गोहरणेगत ॥

ખરાબ માણસના સંગદોષથી શ્રેષ્ટ માણસ પણ પાતકી ગણાય છે. દુષ્ટ દુર્યોધનના સહવાસથી ધર્માત્મા ભીષ્મ પિતામહ ગોહરણ વાસ્તે ગયા હતા.

( ૬ )

**दुष्टता दुष्ट संसर्गात् दुष्टमपी गच्छति ॥**
**सुराबिंदु निपातेन पंचगव्य घटीयथा ॥**

નીચના સંગથી શ્રેષ્ટ માણસને ખરાબપણું પ્રાપ્ત થાય છે જેમ પવિત્ર પાંચ ગવ્યના ઘડા ઉપર મદિરાનો એક છાંટો પડે છે તેથી તે અપવિત્ર થાય છે.

( ૭ )

**दुर्जनः परिहर्तव्यो विद्यालंकृतोऽपिसन् ॥**
**मणीना भुषितस्सर्पो किमसौन भयंकर ॥**

વિદ્યાથી અલંકૃત માણસ હોય પણ તે દુર્જન હોય તો તે ત્યાગ કરવા લાયક છે. જેમકે સર્પને માથે મણી છે તો પણ શું તે ભયંકર નથી? તે ભયંકર છેજ.

( ૮ )

**पश्यलक्ष्मण पंपायांबकः परमधार्मिकः ॥**
**शनैः शनैः पदंधत्ते जीवानामनुकम्पया ॥**

રામે કહ્યું કે હે લક્ષ્મણ, આ પંપા સરોવર પર આ બગલો કેવો ધર્માત્મા છે કે બીજા જીવોને દુઃખ ન થાય એવી દયાથી ધીમે ધીમે પગ દઇને ચાલે છે આ સાંભળીને સરોવરની એક માછલી બોલી કે–

( ૯ )

**पथिकानैव जानन्ति सहवासेनः ॥**
**अनेनधूर्त वृत्तेन मत्कुलं निष्कुली कृतं ॥**

હે રામ, વટેમાર્ગું જાણતા નથી–પણ સાથે વસનારાને માલમ છે કે આ ધુર્ત બગલે મારા આખા કુલનો નાશ કર્યો છે, એટલે માછલાનો સત્વર નાશ

કર્યો છે. તે ધીમે ધીમે ચાલે છે તે માત્ર માછલાને છાની રીતે પકડવા માટે છે તેજ પ્રમાણે દુષ્ટ માણસો સાથે પૂરો સહવાસ પડયા વગર ઓળખાય નહીં ને કદી બગલાની પેઠે ઉપર દયાવાન અને સારો લાગતો હોય તોપણ અંતરમાં તેના જેવો ધુર્ત અને દુષ્ટ હોય છે માટે માણસને પ્રથમ ઓળખવો, ને તે સારો હોય તો તેનો સંગ કરવો. નહી તો તરત ત્યાગ કરવો.

( ૧૦ )

**नारिकेल समाकारा दृष्यन्ते पिहि सज्जनाः ॥**
**अन्ये बदरिकाकारा बहिरंय मनोहराः ॥**

શ્રેષ્ટ માણસને નાળીએરની ઉપમા ઘટે છે ને નીચ માણસને બોરની ઉપમા ઘટે છે. કારણ કે શ્રેષ્ટ માણસ કદી ઉપરથી નાળીએર માફક સારો દેખાતો નહોય તો પણ અંદરથી સારો દેખાય છે. અને દુર્જ્જન માણસ ઉપરથી બોર પેઠે રૂપાળો લાગતો હોય પણ અંદરથી બોરને જેમ ઠળીઓ નીકળે છે તેમ ખરાબ નીકળે છે.

( ૧૧ )

**वाचिकैः पक्षि मृगतां, मानसैरंत्य जातितां ॥**
**शारिरजैः कर्मदोषैः यांति स्थावरतां नरः ॥**

જે કોઈ વાણી વડે કરી જેટલાં પાપ કરે છે તેને પક્ષી તથા જનાવરનો દેહ તેને ભોગવવો પડે છે. અને શરીર તથા હાથ પગ વડે જે કુકર્મ કરે છે તેને ઝાડ પથર વિગેરે દેહ ભોગવવો પડે છે અને મનવડે કરીને જે પાપ કરે છે તેને ચાંડાળનો દેહ ભોગવવો પડે છે.

( ૧૨ )

**शयनेशंकरश्चैव मुचुकंदो महामुनिः ॥**
**अगस्तयो माधवश्चैव पंचैते सुखदायकाः ॥ १ ॥**

**मुचुकंदं नलंरामं युधिष्ठिरम् बिभीषणं ॥**

**यःस्मरेत् प्रातरुत्थाय तस्यविघ्नंविनश्यति ॥ २ ॥**

રાત્રે સુઈ જતી વખતે મહાદેવ મુચકંદ અગસ્ત અને વીષ્ણુ વીગેરેના નામ દેવાથી સુખ થાય છે અને સવારમાં મુચકંદ–નળ–રામ–યુધીષ્ટિર–વીભીષણ વીગેરેના નામ દેવાથી સર્વ દુઃખનો નાશ થાય છે ને આખો દીવસ એવા મહાન પુરૂષના સ્મરણથી આનંદમાં જાય છે.

( ૧૩ )

**धनानिभूमौ पशवश्च गोष्टे, भार्या गृहद्वारी सूहृत स्मशाने ॥**

**देहश्चितायां परलोक मार्गे, कर्मानुगोगच्छति जीवएक ॥**

ધર્મરાજાએ પુછ્યું કે તારૂં ધન ક્યાં છે? તો કહે મહાગજ ભોંયરામાં રહ્યું. તારા પશુ ક્યાં છે?–ગોદરે રહ્યા–તારી સ્ત્રી ક્યાં છે? મહારાજ તે ઘેર રહી તારા મીત્રો ક્યાં છે? તે સ્મશાન શુધી આવ્યા હતા તારા દેહનો જે તું અભિમાન કરતો હતો તે ક્યાં છે? ચીતામાં બળી ગયો. ત્યારે અહીં તારી સાથે કોણ આવ્યું? જીવ અને સારા નઠારા કર્મ એ સાથે આવ્યું. ત્યારે આપણે પારકા સારૂ શામાટે જુઠું બોલવું? કદી નજ બોલવું જોઇએ.

"સગા સંબંધીઓમાં ઘણી જાતના કલેશો થાય છે ને એક બીજા પરસ્પર જુદાં પણ પડે છે સંબંધીયોને વિષે વૈર તો લાગેલું છે; પરંતુ તે વૈરને લીધે કુળ ધર્મનો ( ફરજ ) નાશ પામે છે, જ્યારે કોઈ પણ બહારનો પુરૂષ પોતાના કુળનું અપમાન કરવા નીકળે છે, ત્યારે સત્‌પુરૂષો બીજાઓએ કહેલાં કુળ અપમાનને સહન કરતા નથી."

આવા ધર્મરાજાએ ભીમને વચનો વનપર્વના અધ્યાય ૨૪૩માં કહ્યાં છે.

( ૧૪ )

**अप्रदाता पिता वाच्यो, वाच्यश्चानु पयन पति ।**
**मृतेभर्तरि पुत्रश्च वाच्यो, मातुरक्षिता ॥**

"કન્યાના લગ્ન સમય થયા છતાં પિતા તેને પરણાવતો નહોય તો તે દોષને પાત્ર ઠરે છે, ૠતુકાળમાં પતિ સ્રીનો સમાગમ ન કરતો હોય તો તે દોષને પાત્ર ઠરે છે, અને પતિ મરણ પામ્યા પછી પુત્ર માતાનું રક્ષણ ન કરતો હોય તો તે પણ દોષને પાત્ર ઠરે છે.
( ધર્મશાસ્રનો ઉતારો, મહાભારત વનપર્વ અધ્યાય ૨૯૩ )

( ૧૫ )

**सकृदंशो निपतति सकृत्कन्या प्रदियते ॥**
**सकृदाह ददामीति त्रीण्येतानि सकृत्सकृत् ॥**

"પિતા વગેરેના ધનના ભાગ સંબંધી નિર્ણય કરતી વખતે નાખવામાં આવતો પાસો એકજ વાર પાડવામાં આવે છે. કન્યાદાન પણ એકજ વાર કરવામાં આવે છે અને "અને હું આપું છું" આમ પણ એકજ વાર કહેવામાં આવે છે. આ ત્રણે વિષયો એકજ વાર કહેવામાં આવે છે.

( મહાભારત વનપર્વ અધ્યાય ૨૯૪ )

( ૧૬ )

**कीर्तिर्हि पुरुषं संजीवयति मातृवत् ।**
**अकीर्तिर्जीवितं जीवनाऽपी शरीरिणः ॥**

કિર્તિ માતાની પેઠે જગતમાં મનુષ્યનું પોષણ કરે છે તેને જીવતો રાખે છે, અને અકીર્તિ જીવતાં મનુષ્યનાં જીવનનો પણ નાશ કરે છે."

## ૨૩ શ્રીકૃષ્ણે વૃંદાવનમાં કરેલી રાસક્રીડા.

આ વિષય શ્રીમદ્ભાગવતના દશમસ્કંધના પુર્વાર્દ્ધના અધ્યાય ૨૯ થી ૩૨ સુધી આપવામાં આવેલો છે.

આ રાસમાં ૧૬ ગોપી અને બબેની વચે શ્રી કૃષ્ણનું સ્વરૂપ મળી શ્રી આચારજી મહાપ્રભુજીએ કહેલા અષ્ટ કૃષ્ણ તે આ રાસમંડળના સમજવાના છે. પોતે અવતારી છે એટલે જેમાંથી આઠ સ્વરૂપો ઉત્પન્ન થયા છે તે આ આઠ સ્વરૂપો કયા તે આપણે અગાઉ જણાવી ગયા છીએ.

આ રાસક્રીડાને પશ્ચીમાત્ય કેળવણીવાળા આત્મ જ્ઞાન રહીત અલૌક શું છે તે નહીં જાણનારા લૌકીક માની ખોટા કર્તુકો ચલાવી આ સંપ્રદાય ઉપર–તેમના નેતા ઉપર ઘણા નીચ આક્ષેપો મુકે છે, અને મહારાજ લાયબલ કેસમાં તે વિરૂદ્ધ દલીલો કરી ન્યાયાધિશોના અંગીત મતો મેળવી તેને આ સંપ્રદાયના વિરૂદ્ધીઓ મશાલ લઈ ફરે છે.

આપણા શાસ્ત્રોમાં કેટલાક વિષયો એવા છે કે, ખરા ગુરૂ વિના તેનું જ્ઞાન થતું નથી. પોતાની મેળે લૌકીક દૃષ્ટીથી એ વિષયોની તુલના કોઈ કરે તો પરીણામ બહુ દુઃખદાઈ આવે. આટલા માટેજ ખરા ગુરૂની જરૂર છે અને ગોવિંદના ખજાનાની ચાવી ગુરૂ પાસે રહેવાથી તેનો ખજાનો દેખાડનાર તેજ છે. આટલા માટે પાન ૨૪ ઉપરનો દુહો રચાયલો છે.

જનવાયકા એવી છે કે આ વીસમી સદીમાં જે શોધખોળના ફળો આ ચાલુ થયલી લડાઈમાં જોવામાં

આવે છે તે આપણા પ્રાચીન ગ્રંથોના અથંગ—અભ્યાસ અધ્યયન અને મનનનું પરિણામ છે. હમો એક વખત એમ માનતા હતા કે સુતક—સ્નાન—વીમાન ધનુરવીદ્યા મંત્ર—વિગેરે વિગેરે કેવળ નવરા રૂષીઓના ગપાટા છે પણ આથી જે હમો અનુભવીએ છીએ તે એમ હમોને સુચવે છે કે ખાખરની ખીસકોલી સાકરનો શું સ્વાદ જાણે ! હીંદુસ્તાનમાંથી કાચી વસ્તુ યુરોપ જઈ રૂપાંતર થઈ આવે ત્યારે તે દીલચમન થાય તેજ પ્રમાણે ધર્મની બાબતમાં ધર્મનેતાઓ, સાધુ સંતો ગમે તેટલા બુમ બરાડા, યુકિત પરિયુકિતથી શાસ્ત્રની વાતો કરે તે ઉપર શ્રદ્ધા કવચિતજ બેસે, પણ જો તેજ વિચારો પશ્ચિમ દેશની જાત્રા કરી ત્યાંના પંડિતોની સરટીફીકેટ લઈ આવે તો તે ઉપર કાંઈ શ્રદ્ધા ચોંટે. આવો જમાનો આપણા દેશી ભાઇઓને આવી લાગ્યો છે. જ્યારે પ્લેગ શરૂ થઈ અને સરકાર માબાપ, આપણા રૂષીઓએ ફરમાવેલા સુતકના દિવસોની માફક પ્લેગવાળા ભાગમાંથી આવનારને કવારંટાઈનમાં બરાબર સ્નાન કરાવી, લુગડાં બોળાવી દસ દીવસ રાખવા લાગ્યા, ત્યારે હમોને ભાન આવ્યું કે રૂષીઓના તે બાબત નકકી કરેલા નિયમો ખરા હોવા જોઈએ. ચાલુ લડાઈમાં ઝેપેલીનથી લડાઇ થતી વાંચવા લાગ્યા ત્યારે ખ્યાલ આવવા લાગ્યો કે અગાઉ જે વિમાનોમાં હીલચાલ થતી હતી તે વાત ખરી છે. જ્યારે દોરડા વગરના તારોની શોધ થઇ ત્યારે ભાન આવવા લાગ્યું કે અગાઉના લોકો ઘણે દૂર છતાં એક બીજાના વિચારોનો મોં બદલો કરી શકતા. જ્યારે કુંતીએ કુંવારી સ્થીતીમાં કરણને જન્મ આપ્યો તે વાંચી આશ્ચર્ય થતું કે એમ કેમ બન્યું હશે ? એ બાબતમાં

પાદરીઓ આ કુંતાજી માટે હલકા વિચારો જણાવતા ત્યારે હમોને તેમનું બોલવું ઠીક લાગતું. પણ જ્યારે મીલ્ટન વાંચીને જાણ્યું કે મેરીને કુંવારી સ્થાતીમાં ઈસુ ક્રીસ્ટનું એમના પેટેથી પ્રાકટય થયું તે બાબત હમોએ હમારા ઇંગ્રેજી પ્રોફેસરને સવાલ કર્યો કે કુંવારી સ્થીતીમાં ક્રાઈસ્ટનો જન્મ મેરીને કેવી રીતે થઇ શકે ? ત્યારે જવાબ એ મલ્યો કે એ તો Miracle અદભુત લીલા સમજવાની છે. એમ જો હોય તો કુંતીની બાબતમાં અદભુત લીલા કેમ નહીં માનવી ? શ્રી પુર્ણપુરૂષોત્તમની અદભુત લીલા કેમ ન માનવી ? આ અદભુત લીલા જેને ઈંગ્રેજીમાં Miracle (મીરેકલ) કહેવામાં આવે છે તેને આપણા શાસ્ત્રકારો અલૌકીક લીલા કહે છે.

કર્નલ ટોડે પોતાના રાજસ્થાનમાં આ રાસ-મંડળની ખાસ નોંધ મેવાડમાં ઉજવાતા ધર્મ સંબંધી ઉત્સવોની બાબતના પ્રકરણમાં કરી છે. તે લખે છે- In the mystic dance, the Ras-Mandal He that is Heri is represented with a radiant Crown in a dancing attitude playing on the flute to the nymphs encircling him, each holding a musical instrument-અદભુત લીલાવાળા નાચમાં શ્રી હરી ઉજ્જવલ મુગટથી શોભાયમાન-મુરલી વગાડતા-વનદેવીઓ-બાળાઓ જેના પ્રત્યેકના હાથમાં વાજીંત્ર છે-તેઓ તેની આસપાસ ગોળ કુંડાળામાં નૃત્ય કરતા હોય તેવો ચીતાર છે.

એને લગતીજ કલ્પના કવિ મીલ્ટને પોતાના 'પેરેડાઇસ લોસ્ટ' 'ગુમાવેલા સ્વર્ગ'ના પાંચમાં ગ્રંથમાંથી

૧૫૬મી લીટીથી જે લખ્યું છે તેનો ઉતારો લીધો તે નીચે પ્રમાણે છે.

"In song and dance about the sacred hill
mystical dance, which yonder starry sphere
Of planets, and of fixed, in all wheels
Resembles nearest, Mazes intricate
Eccentric, intervolved, yet regular
Then most, when most irregular they seem !!!
And in their motion, harmony divine
So smooths her charming tone that God's own ear
Listens delited

"પેલી પવીત્ર ટેકરી પાસે અદ્દભુત-અલૌકીક નાચ-આ ભુતળ ઉપર-રાગ-રાગણી-ગાન તાનથી ભરપુર થતો તે ગ્રહો અને તારામંડળમાં થતા નાચને લગભગ મળતો આવે છે. તેમાં આડા અવળા-વિચીત્ર આંટીગુટીથી ભરપુર વિપયા આલાપ લેવાતા જણાય છે. દેખાવમાં ઘણાજ અનિયમીત પણ ખરી રીતે સંપૂર્ણ તાલસુરમાં, સુરો એટલા બધા તો દૈવી અને મધુર-કે જાણે ઈશ્વર ખુદ તે રાસ આનંદથી એકાગ્ર ચીતથી શ્રવણ કરતા હોય ને ! ! !

રાસ મંડળનો ચીતાર યદુવંશના બારોટ જયદેવે સુમારે ૩૦૦૦ ત્રણ હજાર વર્ષ ઉપર ગીતગોવિંદમાં આપ્યો હતો તેમાંથી તો મીલ્ટને ઉપરનો ચીતાર તો લીધો નથી ને? કલ્પના કોઇ રીતે જુદી નથી.

આ વનદેવીઓ—અથવા બાળાને—અથવા પરીઓને કરનલ ટોડ નવ રાગણી અથવા નવરસ માને છે આ કારણથી રખેને ૯ નવનો આંકડો જે પુર્ણ અને પવીત્ર માનવામાં આવ્યો છે તેનું મુળ આ રાસમંડળજ કેમ નહી હોય?

આ વનદેવીઓ—બાળાઓમાં રાધાજી મુખ્ય છે અને તેની સખીઓમાં લલીતા જે કાવ્ય ગાયન ને ચીત્રકળાની મુખ્ય દેવી છે તેઓએ મળી આ રાસક્રીડા શ્રીકૃષ્ણની સાથે કરી છે. આ રાધા શ્રીકૃષ્ણનુંજ પ્રતિબીંબ છે. સ્વચ્છમાં સ્વચ્છ અને સુંદરમાં સુંદર કુદરતી પ્રેમનું સ્વરૂપ છે.

આ સ્થળે જણાવવું જોઇએ કે નવના આંકને કેમ પવીત્ર માનવામાં આવ્યો છે? તે માટે જુવો પા. ૨૨ "સાત સ્વરૂપની કહાતી ભેટ તથા મનોરથ ભેટની વ્યવસ્થા બાબત સપ્રમાણ વિવેચન."

"નવને ગમે તે રકમથી ગુણીએ તો છેવટનો સરવાળો નવજ આવે છે... એમાં વૃદ્ધિ કે ક્ષય થતોજ નથી.

આ કારણથી પુર્વજોએ યોજના ઘડી છે કે—

(૧) નિધિ ૯
(૨) ભક્તિ ૯
(૩) ગ્રહ ૯
(૪) યોગેશ્વર ૯
(૫) વિલાસ ૯
(૬) મીઠા ૯

(૭) નંદાત્મજ શ્રીકૃષ્ણ અને તત્સ્વરૂપી શ્રી ગુશાંઇજી એ બેઉની પ્રાગટ્ય તિથિ પણ ૯મી અને

(૮) તેમના રમણ સહાયક અને માર્ગ પ્રદર્શક આઠ સખા અને નવમા શ્રી દામોદરદાસજી એમ નવ વૈષ્ણવ, અને

(૯) એ નવના અંકનેજ પુર્ણપણામાં અનુમોદન આપીને શ્રી નાથજી, શ્રી નવનીતપ્રીયાજી અને સાત નિધિ સ્વરૂપ મળી નવ પુષ્ટિપ્રભુની સેવા પ્રગટાવી શ્રી મહાપ્રભુજીએ ભક્તિમાર્ગ પ્રવર્તાવ્યો છે.

રાસલીલામાં પરમાત્મા શ્રીકૃષ્ણે કહ્યું છે કે Those who serve me for reward do not serve *me* but themselves. I serve as I am served i. e. if a man performs a good work for reward, he gets his reward from God, and loses further claims upon Him. In the same manner, the man who passes his life in the wilderness, engaged in Yog. and the performance of different kinds of austerities, doubtless seems there-by to purify his soul and develope its inherent powers, but having never sought God, he can never attain to His Lotus feet.

I serve as I am served, seek me and I shall seek you. If you feel an

attraction for me, I shall feel an attraction for you. The only way to attain to His Lotus feet is therefore Prem and Bhakti.

"કાંઈ લેવાની ઇચ્છાથી મને જે સેવે છે તેઓ મને સેવતા નથી, પણ તેઓ પોતાની સેવા કરે છે. જેવી તમારી મારા તરફ સેવા તેવી મારી તમારા તરફ સેવા સમજી લેવી; એટલે જો કોઇ માણસ ફળની આશાથી સારૂં કાર્ય કરે છે તેને ઇશ્વર આગળથી ફળ મળે છે પણ એ ફળ ઉપરાંત વધુ માગવાનો કોઇપણ પ્રકારનો હક ઇશ્વર ઉપર રહેતો નથી. તેજ પ્રમાણે જે કોઇ જંગલમાં જઈ યોગ સાધના કરે, જુદી જુદી તપશ્ચર્યા કરે તો બેશક તે પોતાના આત્માને શુદ્ધ કરવા અને તેની અંદર રહેલા બળની વૃદ્ધિ કરવા સા સેવા કરે છે પણ ઈશ્વરને પ્રાપ્ત કરવા માટે સેવા કરતો નથી તેથી તેમને ઈશ્વરના ચરણકમળનો લાભ મળતો નથી."

જેવી જેની સેવા તેવી હું તેની સેવા કરૂં છું. તમે મને શોધશો તો હું તમોને શોધીશ. તમોને મારા તરફ આકર્ષણ થશે તો મારૂં તમારા તરફ આકર્ષણ થશે. ચરણકમલનો લાભ લેવા સારૂ એકજ માર્ગ પ્રેમ અને **ભક્તિ**જ છે.

( શ્રીમદ્ ભગવતગીતા અધ્યાય ૧૨ શ્લોક ૭–૮ )

દ્વારકાના શ્રીકૃષ્ણ સંસારનાસુખ આપે છે. દરિદ્રતા દૂર કરે છે--સાજા કરે છે–વીગેરે વીગેરે. મથુરાના શ્રીકૃષ્ણ અદભુત શકિત આપે છે: વૃંદાવનના શ્રીકૃષ્ણનો તો પ્રેમજ છે અને તે પ્રેમથીજ પ્રાપ્ત થાય છે. બીજા

વર્ગના ભકતો માટે શ્રીકૃષ્ણનું નીશાન ચીન્હ છે. પહેલા વર્ગના ભકતો માટે તે સાક્ષાત શ્રીકૃષ્ણ પોતે છે.

આ પ્રમાણે રાસ મંડળનો અલૌકીક નાચ પશ્ચીમ દેશની પ્રજાને લાગ્યો છે તો આપણા સુધારાવાળાની નજરે હલકો અને અનિતી ભરેલો લાગ્યો છે. બલીહારી! બલીહારી! બલીહારી! ફકત આસુરી પ્રકૃતીનુંજ લક્ષણ સમજવું. (શ્રીમદ્ ભગવત ગીતા અધ્યાય ૧૬ શ્લોક ૧૭–૧૮)

## ૨૪ મહારાજ લાયબલ કેસ.

( આ કેસ માટે આ ટીપણના પાન ૨૯ થી ૩૦ જોવા. )

આ કેસમાં વાદી સુરતવાળા શ્રી જદુનાથજી મહારાજ (૧૮૮૩ અષાડ વદ ૮) હતા. પ્રતિવાદી સુધારાવાળાના વાજીંત્ર કપોળ જ્ઞાતીના કરસનદાસ મુળજી હતા. તેમના ઉપર બદનકશી કર્યાનો આક્ષેપ હતો અને તેની રૂએ નુકસાનીની રકમ માંગેલી તે બદલ રૂ. પાંચનું હુકમનામું વાદીના લાભમાં કરી આપેલું. કાયદાની નજરમાં મહારાજ જીત્યા, પણ સુધારાવાળા મનમાં મલકાયા અને પોતાના ઢોલ વગાડનારા દ્વારા પોતા તરફથી લેવાયલી દલીલો અને તે સંબંધી ઇંગ્રેજી કેળવણીવાળા અને જાતના ઇંગ્રેજો તેમના જે અભિપ્રાયો અપાયા તેના ઢોલ તાંસા વગડાવ્યા.

હમારે જણાવવું જોઈએ કે ધર્મની બાબતમાં ન્યાયની કોર્ટે તો શું, પણ સરકારે પણ વચમાં પડવાનું નથી અને કોઈની પણ તેવા સબબથી લાગણી દુઃખાય તેવું કૃત્ય પણ કરવાની પીનલ કોડની કલમ ૨૯૮ થી મના કરી છે. એ તો હીંદુભાઈઓના ખેતર એટલે

એમની લુટ ચલાવવા જરા પણ કોઈ આંચકો ખાતા નથી, પણ મુસલમાનના ખેતરોને માટે એક "બ્ર" પણ ઉચારવાની કોઇની હીંમત છે કે? આપણી મુંબઇની હાઇ કોર્ટમાંજ એક જડજની સામે આગાખાનના કુટું-બની એક હાજી બીબીએ દીવાની દાવો કર્યો હતો, તેમાં હાલના આગાખાનની સાક્ષી લેવાતી હતી, તે વખતે કુરાન વિરૂધ્ધ આગાખાને કાંઇ હકીકત કહેવાથી મુસ-લમાન કોમમાં મોટો ખળભળાટ થઇ રહ્યો હતો તેની ચળવળની ખબર પડતાંજ એક "પોલીસી" "Policy" ને ખાતર આગાખાનની જુબાની આગળ લેવાનું કામ બંધ પાડવામાં આવ્યું હતું જેમ કર્યાથી ગંભીર ખળ-ભળાટનું જોર કમી થવા પામ્યું હતું. હીંદુઓના દેવોને નાટકના તકતા ઉપર લાવી તેનો નાટક ભજવવામાં આવે છે તેમ આજ દીન સુધી મુસલમાની પીરોનો તથા કોરાનના એક પણ પાત્રનો નાટક થતો કોઇએ જોયો છે ! હમારી સમજણ અને જાણ પ્રમાણે તો નહીંજ, કારણ શું ? પોતાના ધર્મનું ખરૂં અભિમાન. તેવું અભીમાન હીંદુભાઈઓમાં કવચીતજ જોવામાં આવે છે. ઉલટું અનુભવ એમ દર્સાવે છે કે એકમતવાળાનું માથું હાથ આવે, તો બીજા કોઈપણ ભાગની દરકાર કરે નહીં એવી હીંદુઓમાં ઈર્ષાની લાગણીઓ અને ધર્મગુરૂઓમાંના કેટલાક એવા નાટકોને ઉત્તેજન આપતા નજરે પડે છે.

આ હાજી બીબીના કેસમાં આગાખાન એવું ધર્મ વિરૂધ્ધ હાઈકોર્ટમાં શું બોલ્યા હતા કે ચાલુ તપાસ એકદમ બંધ કરવી પડી હતી? આ ડી. લક્ષ્મીદાસ બુક સેલરની કુંપનીએ જાણુવાની અને તે પ્રકરણ મહારાજ લાયબલ કેસ અને મહારાજ બેંગી કેસ માફક પ્રગટ

કરવાની જેવી કાળજી રાખી છે તેવી રાખી છે કે? અમેરીકામાં ન્યુયોર્કમાં પાદરીઓના કાળા કૃત્યો જે મહારાજ લાયબલ કેસમાં જણાવવામાં આવ્યા છે તેને પણ ટપી જાય તેવા છે, જે વાંચતાં આપણા રોમાંચ ઉભા કરે તેવા મરાયામંક સ્ત્રીએ જાતી અનુભવ પુસ્તકદ્વારે પ્રગટ કર્યા છે. તે પુસ્તક મુંબઈ નગરીમાં આવેલું છતાં તેનું ભાષાંતર કરાવીને પ્રગટ કરવા આ ડી. લક્ષ્મીદાસની કુંપનીએ કદીપણ હીંમત કરી છે? જો તેમ કર્યું હોત તો હમો તેમના જન સેવા માટે તેમજ તેમની હીંમત માટે ધન્યવાદ આપ્યા વિના રહેતે નહીં, પણ આપણે જણાવી ગયા છીએ કે આપણે ઘરમાંજ શુરા છીએ, તેમ આ બુકસેલર હોવા જોઇએ.

અપાણો માયાળુ સરકારે હરેક ધર્મના સંપ્રદાય માટે જોઈએ તેટલા રક્ષણના બંદોબસ્તો કર્યા છે પણ તે તોડવા સારૂ આપણેજ તેને આગ્રહ કરીએ છીએ આ કેટલી બધી મુર્ખાઈ અને નાદાની સમજવી!

ન્યાય કોર્ટોમાં અપાતા ચુકાદા, ભુલને પાત્ર નથી એમ કહી શકાય નહી. કેટલી ફેરી આપણે જોયું છે અને વાંચ્યું પણ છે કે સારા સારા વિદ્વાન બે જડજોના અભિપ્રાયો ભુલ ભરેલા ઉપલી કોર્ટોને જણાયા છે અને જેઓ ઉપલી કોર્ટોના અભિપ્રાયોનો લાભ લેવા ભાગ્યશાળી થયા છે તેઓ તેવા ભુલભરેલા ચુકાદાથી મુકત થયા છે, અને બીજાઓને તેવું ભાગ્ય ન હોવાથી તેના ભોગ થવું પડયું છે? આ બાબતનો દાખલો મુંબઇવાસીઓને જોતો હોય તો સર જસ્ટીસ દાવરે સેશન કોર્ટમાં મી. સ્લેટર પછીના કાયમની જગાએ આવેલા બારીસ્ટર માજીસ્ટ્રેટ સાહેબે સારા આબરૂદાર ગ્રહસ્થોને કમીટ કરેલા. તે બાબતમાં તેની

સામે જાહેર રીતે સખ્તમાં સખ્ત શબ્દોમાં કરવામાં આવેલી ટીકાઓ વર્તમાન પત્રમાં પ્રગટ થયલી ખાસ ધ્યાન દઈ વાંચવી જોઇએ. આની સાથે પ્રખ્યાત વડા ન્યાયાધીશ સર જેન્કીન્સના મેસીડોનીઆ પેંફલેટ કેસમાં આપેલા ચુકાદા બાબત આપણા હાલના વાઈસરોયનો ઉપર જણાવેલી બાબતમાં આપવામાં આવેલો અભિપ્રાય વાંચવો પણ જોઇએ. તેજ સાહેબ મજકુર ઠેકાણે જણાવે છે કે " Courts of law can only move on defined lines and act on information brought before them underlimited Conditions " ન્યાયની કોર્ટોને નક્કી કરેલી લાઈન ઉપરજ ચાલવાનું છે તેવા સંકોચીત ધોરણની રૂએ તેની આગળ રજુ થઈ શકે તેવીજ ખબર ઉપર આધાર રાખવાનો છે– આવી રીતે ન્યાયકોર્ટના ન્યાયનું ધોરણ સંકોચીત છે તો એવાઓની ટીકા અથવા મતો ઉપરજ આધાર રાખી કેમ બેસી શકાય? સારાંશ એ કે તેમાં રજુ થયલી બીના શીવાય બીજી ઘણી બીના હોય છે જેને ઉપરની બીના સાથે મેળવતા રજુ થયલી બીના ઉપર આધાર રાખી જે અભિપ્રાય આપવામાં આવ્યા હોય, તેમાં ફેરફાર થતો જોઇએ છીએ. આ બાબતમાં હમારો એક વકીલ તરીકે એક ફોઝદારી કેસમાં શહેનશાહ વિ૰ મુળુભા ધંધુકા તાલુકામાં પ્રખ્યાત થયલા નાવડા ખુન કેસનો અનુભવી દાખલો ટાંકીશું.

હમોને તે કામમાં ફીરીયાદી તરફથી એક વિદ્વાન બારીસ્ટર હાલ બેહેસ્તવાસી મી. વાડીઆ સાથે રોકવામાં આવ્યા હતા. તે કેસના આરોપી ઉપર સને ૧૮૯૩ ના જાન્યુઆરીની ૧૩ મીની રાત્રીએ નાવડા ગામમાં

જઇ એક વણીક જાગીરદાર નથુ સંઘવીનું ખુન કર્યાનો આરોપ હતો. બન્ને આરોપીને હાઈકોર્ટે નીચલી કોર્ટમાં ચાલેલા કામના કાગળીઆ વાંચી અને બે પક્ષની તકરારો સાંભળી ફાંસીની સજા ફરમાવી હતી. સરકારે દેશનિકાલની સજા ફરમાવી હતી. પાછળથી સરકારને કાને કારોબારી અધિકારીઓદ્વારા જે હકીકતો પહોંચી તે ઉપરથી ખાનગીમાં તપાસ કરીને આ ગુન્હેગાર છે કે કેમ તેની શંકા થઈ. પરિણામ એ આવ્યું કે આ બન્નેને શીક્ષામાંથી મુકત કર્યા એકજ સરકારના એક ખાતાના અમલદારો એકજ બાબત માટે દેહાંતની શીક્ષા કરે અને બીજા ખાતાના અમલદારોને તે માટે શંકા ઉત્પન્ન થાય ને છોડી મુકે, તો એમાં કયો અમલદાર ખરો અને કયો ખોટો એમ કોણ કહી શકશે? માટેજ આપણા હાલના વાઈસરોયનો મત ઘણો વજનદાર છે તેપ્રમાણે કહી ન શકાય કે મહારાજ લાયબલ કેસમાં આવેલી હકીકતોજ ખરી છે અને તે શીવાય જે બીજી હકીકતો હોય, અને તે કોર્ટમાં આવી ન હોય તો તે માનવા લાયક નથી એમ કહેવું ભુલ ભરેલું છે. આ કારણથી પણ મહારાજ લાયબલ કેસમાં ઇંગ્રેજ જડ્જોના મતો આખા સંપ્રદાયના અનુયાયીઓ તેમાં પક્ષકાર ન હતા તે વાત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. વલ્લભી મત માટે પ્રમાણભુત ગણાય નહીં.

હિંદુસ્તાનની પ્રજાના ધર્મમાં વચમાં ન આવવું તેથી તે કોઈ કોર્ટને પણ આવા ધર્મના સવાલો સાંભળવાનો અધિકાર નથી, જો કે મહારાજ લાયબલ કેસના ચુકવનારાઓએ નિતીનો સવાલ ગણી આ સંપ્રદાય ખરો

છે કે ખોટો તેમ ઠરાવવામાં માથુ માર્યું છે. પણ આ તો પશ્ચીમ કેળવણીની એક સફાઈ અને તાગડધીની કહેવાય.

વિષય પુરો કરતાં પહેલા જણાવવું જોઇએ કે ડી. લક્ષ્મીદાસની કુંપની તરફથી પ્રગટ થતું મહારાજ લાયબલ કેસનું પુસ્તક સરકાર તરફથી બહાર પડતા મુંબઈ હાઇકોર્ટના રીપોર્ટો જેવું આધારરૂપ ગણાય નહી. એ કેસનો રીપોર્ટ તેવા મુંબઇ હાઇકોર્ટના રીપોર્ટોના બાર વૌલ્યુમમાંથી એકમાં પણ છે નહી. મહારાજ લાયબલ કેસનો હેવાલ વર્તમાનદ્વારે પ્રતીવાદી કરસનદાસ મુલજીએ પોતા તરફથી અથવા તેમની પાછળ દોરી સંચો ચલાવનારા તરફથી પ્રગટ થએલો હોય એમ જણાય છે. તેથી મુંબઈ હાઇકોર્ટ જેવો તે રીપોર્ટ પ્રમાણભુત ગણાય નહીં.

ન્યાય કરનારાઓનો વાંક નથી, તેઓને ચક્ષુ હોતા નથી. તેઓના મન સફેત—ઉજળા—કોરા કાગળો છે તેવી રીતે ન્યાયાસન પર બીરાજવું, એવું ન્યાયશાસ્ત્રનું ફરમાન છે. એ કોરા કાગળ ઉપર લખનારા સંસાર સુધારાના જીજ્ઞાસુઓ હતા. વાંચવા સારૂ ચક્ષુ પણ તેમનાજ હતા. માટે એમના અભિપ્રાયો વેદ શ્રુતી—સ્મૃતી—કે ઇતિહાસના પ્રમાણો લેખાય નહી. સંસાર સુધારાની લડત ચુકાદામાં લેવાની નથી—ચુકાદામાં તેને માટે અનુકુળ સ્થાન નથી. આવો મત અલાહાબાદના હાઇકોર્ટના જડ્જોનો સાંજ વર્તમાનમાં તા. ૨૨—૧—૧૪ ના અંકમાં પ્રકટ થયો હતો.

હીંદુઓનો ધર્મ અને સંસાર સુધારો એ બન્ને એટલા બધા નિકટ સબંધથી ચીકટાયલા છે કે તે ઉખેડવા જતાં બન્ને ચીંથરેહાલ થઈ જાય છે. પુર્વ અને પશ્ચીમના

વિચારો ઉત્તર અને દક્ષીણના ધ્રુવના તારા જેટલા અંતરના છે. પશ્ચીમમાં પ્રકૃતી (materialism) નું જોર વિશેષ છે; પુર્વમાં પુરૂષ (spiritualism) તત્વનું જોર વધારે છે. પશ્ચિમમાં આર્થીક પુરૂષાર્થને પ્રધાન પણું—અને પુર્વમાં ધર્મ પુરૂષાર્થને પ્રધાનપણુ આપવામાં આવે છે. પશ્ચિમના વિચારોમાં મનુષના લૌકીક સુખ તરફજ ફક્ત જોવાનું છે, જ્યારે પુર્વમાં મનુષના અલૌકીક સુખ તરફજ જોવાનું છે. એતો પશ્ચિમ દેશનીજ મનોવૃત્તી ફરી જઈ એક ફેરી ધર્મના નીમીતે દેવાલયમાં અર્પણ કરેલો ઘંટો મનુષ્યોના કામ સારૂ ચાલુ લડાઇમાં લઈ લેવાની પ્રેરણા કરે એટલુંજ નહી પણ લઇને તેનો તે માટે ઉપયોગ કરે. આ દેશમાં થયેલા યુદ્ધોમાં એકપણ એવો દાખલો પ્રાચીન ઇતીહાસોમાંથી શ્રધાળુ ધર્મીષ્ટ મનુષ્યોનો દેખાડવામાં આવશે કે દેવને ધર્માદા નિમીતે અર્પણ કરેલી વસ્તુઓ પોતાના આર્થીક કામ સારૂ આપ્ત કાલના સમયે પણ પાછી લઇને ઉપયોગ કરેલો છે ? હમો નથી ધારતા કે તેવું બનેલું છે. ધર્મને ખાતર હરીશચંદ્ર રાજાએ રાજપાટ તજી છેવટે ચાંડાલની નોકરી પત કરી છે: યુધિષ્ટર મહારાજે ધર્મ પાશથી બંધાઈ રાજપાટ છોડયા છે અને ન સહન થઇ શકયા તેવા સંકટો પણ સહન કર્યા છે. મહાભારતનું યુદ્ધ પણ જેવું તેવું થયું નહતું. હાલના જમાનાના લોક હાલ ચાલુ યુદ્ધ આગળ તે યુદ્ધ કાંઇ નથી એમ બોલતા જણાય છે પણ હમોને તેવું બોલવું ભુલ ભરેલું જણાય છે. તે યુદ્ધમાં નિતી સમાયલી હતી તેને ધર્મયુદ્ધ કહેતા હતા. હાલના યુદ્ધમાં એક બીજા નિતીને બાજુ મુકી જેમ યુદ્ધ કરે છે તેમ તેઓ કરતા

નહતા. ( જુ. મહાભારત ભીષ્મ પર્વ અધ્યાય ૧ શ્લોકો ૨૭ થી ૩૨. તે સાથે સરખાવો જર્મનોનું ચાંચીઆપણું ) લડવૈયાની સંખ્યા પણ જેવી તેવી નહતી મહારથીઓ હતા, મહારથી કોણ કહેવાતા હતા તેનું વર્ણન પણ આપવામાં આવ્યું છે. આ લડાઈમાં જેઓને લડાઇનું જરા ભાન નથી–સુરાતન નથી–નાનપણથી તે બાબતની કવાયત નથી–રણસંગ્રામ સ્વપ્નામાં પણ જોયું નથી તેવાઓને લડાઈમાં ઉભા કરી સંખ્યા મોટી ગણાવવામાં આવે છે. તેવું મહાભારતના યુદ્ધમાં બન્યું નહી હતું. એનું પરીણામ તાત્કાળીક એ આવ્યું હતું કે ૧૮ દીવસમાં તે યુદ્ધ સમાપ્ત થયું હતું, જ્યારે આપણા ચાલુ યુદ્ધની સમાપ્તીના સ્વપ્ના પણ આવતા નથી. માટે જ્યાં નિતિમાં ફેર–રીતીમાં ફેર–વિધીમાં ફેર કૌવતમાં ફેર ત્યાં બે યુદ્ધની સરખામણી કેમ કરી શકાય? કપટ ત્યાં ધુળજ સમજવું. આ પ્રમાણે બે દેશોના લોકોની રીતભાતમાં રહેણી કહેણીમાં–અને ધર્મ સંબંધી વિચારોમાં જમીન આસમાન કરતાં પણ વધારે અંતર, તેઓ એકમેકના ધર્મના ડાહાપણની શું તુલના કરી શકે વારૂ? કરે તો જુના પેટમાંથી શું નીકળે વારૂં? લીખ જ. શ્રીવલ્લભી મત સંબંધી મહારાજ લાયબલ કેસમાં પ્રતીવાદીના વિચારો અને તે સ્વીકારનારા ઈંગ્રેજોના વિચારો મહાન પુરૂષોના વીચારોના સામર્થ આગળ કેવળ નપુસકના જેવા સમજવાના છે. તેઓના અભિપ્રાયો ધર્મની બાબતમાં એક કરતાં વધારે કારણોને લીધે બીલકુલ માન્ય થઇ શકે નહી. *cobbler must stick to his last* દરેકે પોતપોતાનું ધર્મની બાબતમાં સંભાળવાનું છે.

આવા વિચારો ધરાવનારામાંનો એક પણ એવો દેખાડી આપશો કે તે શ્રી આચાર્યજી મહાપ્રભુજીની માફક ચાર માસમાં ચાર વેદ અને છ શાસ્ત્રો ૭ વર્ષની ઉમરમાં શીખી રહ્યા હતો? તેવા મહાત્માના વિચારો દુષ્ટ અને અનિતીને માર્ગે દોરવનારા છે એવું કહેનારાઓની જીભમાં કાંઈ હાડકું હોય છે? નહીંજ. આ વલ્લભી મત માટે તેમજ શ્રીવલ્લભાચાર્ય માટે ન્યાયાસનપર બીરાજનારાઓએ જે મત આપ્યો છે તે કુદરતી નિયમો વિરૂદ્ધ છે. શ્રીવલ્લભી મત ફક્ત વાદીનો એકલાનો નહતો તે શીવાય ઘણા તે મતને માનનારા છે. શ્રીવલ્લભાચાર્ય અથવા તેમના પ્રતિનીધી શ્રીજદુનાથજી નહતાં. જેઓ પક્ષકાર નહીં તેમની વિરૂદ્ધ મત કેમ આપી શકાય? *Audi atteram partem* બીજા પક્ષને સાંભળ્યો છે, એમ આ કેસમાં કેમ કહી શકાય? ગોલોકવાસી વિરૂદ્ધ બોલવું એ પણ નિતી વિરૂદ્ધ છે. *never to speak ill of the dead* સ્વર્ગવાસ થયલાનું કદી પણ ભુડું બોલવું નહીં. આ પણ નિયમનો આ કેસમાં અંગત વિકારોથી દોરાઈને ભંગ કરેલો ખુલ્લો દેખાય છે.

## ૨૫ મહારાજ બેંગી કેસ.

એ કેસ સંવત ૧૯૩૭ માં જામનગરના ફર્સ્ટક્લાસ સ્ટેટમાં બન્યો હતો, તેમાં તહોમતદારોમાં આ સંપ્રદાયના ગો૦ શ્રીબ્રજેશલાલજી મહારાજ ( જેનો ઉત્સવ સંવત ૧૯૧૧ શ્રાવણ વદ ૯ નો પલાય છે ) એઓશ્રી હતા. આ મહારાજને વાર્ષિક ઉપજ રૂ. ૪૦૦૦૦) ચાલીશ હજારની હતી, અને જામસાહેબ જેવા તેમના

સેવક હતા. સુધારાવાળાઓના મત પ્રમાણે તેમના ચરણમાં લક્ષ્મી રોળાતી અને ચાહે તેટલું ધન આ સંપ્રદાયના મહારાજો પોતાના શ્રધાળુ સેવકોમાંથી એકઠું કરી શકે તેવા છે. આવી પૈસા સંબંધી સ્થીતીવાળા—જેના જામનગર રાજના ધણી જામસાહેબ જેવા સેવક—જેના ચરણમાં લક્ષ્મી રેલમછેલ થતી હતી—જે પોતાના સેવક વર્ગમાંથી ચાહે તેટલી રકમ અથવા દર દાગીના પ્રાપ્ત કરવા શકતીવાન હતા તેમના ઉપર એક ત્રણથી ચાર હજાર રૂપડીની કોઈ બીજાના નામની આવેલી એંગી કાડીને ચોરી કરી માલ ઉચાપત કરી ગયાનો આક્ષેપ મુકવામાં આવ્યો હતો અને જામસાહેબ તેમના સેવક હોવાથી ન્યાય નહી કરી શકે એવું બહાનું કાઢી ફરીયાદીએ કેસની તપાસ રાજકોટ મુકામે પોલીટીકલ એજન્ટના મદદગાર હસ્તક કરાવી હતી. એ તપાસ વખતે આ મહારાજના સેવક મુળજી જેઠાની કુંપની—કાપડ મારકીટવાળાએ રૂ. ૫૦૦૦૦) પચાસ હજાર વાપર્યા હતાં. ! ! ! આ કામમાં જે ઇનસાફ આપવામાં આવ્યો છે તે ખરેખર કાજીજીના ઇનસાફ જેવો થયલો જણાય છે. ફોઝદારી ગુન્હાની તપાસમાં કોર્ટે પોતાની ખાત્રી કરવાની છે કે જે હકીકતો તેની સાથે રજુ થઇ છે તે ઉપરથી ગુન્હા શીવાય નિર્દોષપણાનું એક પણ અનુમાન નીકળી ન શકે તોજ શીક્ષા ફરમાવવામાં આવે, નહી તો શકનો લાભ આરોપીને આપી છોડી દેવામાં આવે એવો નિયમ છે. આરોપીની કબુલાત હોય તે છતાં પણ તેમ કરવામાં શું તેનો હેતુ હશે એ ખાસ જોવું જોઇએ છીએ, તેમાં જો કાંઈ શક

પડતી વાત જણાય તો તેનો લાભ આરોપીને આપી મુક્ત કરવો જોઈએ.

ફોજદારી કેસમાં ઈન્ટેનશન ઈરાદો અને ઉદ્દેશ એ ખાસ કરીને કોર્ટે નક્કી કરવાના છે તો બેગી ચોરવાનો ઉદ્દેશ *motive* અને ઈરાદો આ મહારાજના શું હોવો જોઈએ ? પૈસાને કે દાગીનાને ખાતર આવું કૃત્ય કરે એ બીલકુલ બનવા જેવું નથી એ વાત તો ચોકસ છે. જો કોઈ એમ કહે કે પૈસાને ખાતર કે દાગીના ખાતર બેગી ફોડી અને તેમાંનો માલ ઉચાપત કર્યો, તો તે હકીકત કુત્રા ખડ ખાય તેવી ગણાય. એમાં તો કહેતાએ દીવાના અને સુણતાએ દીવાના ઠરે. એ તો ગીતાને બદલે ઘેંટા લાવવા જેવું બને. બેલ *Bail* જામીનને બદલ બળદ ખડો કરવા જેવો ઘાટ ઘડાયો ગણાય. એ હેતુ જો ન હોય તો બીજો શું હેતુ હોવો જોઈએ ?

આનો જવાબ દેવા માટે હમોએ તે વખતના બીરાજતા મહારાજો જે હાલ બીરાજમાન છે તેમના અને તેમના સગા સંબંધીઓના નીકટ સહવાસમાં આવી કેટલીક કોર્ટમાં ધર્મ સંકટને લીધે લાવી ન શકાય એવી હકીકતો જાણવા શકતીવાન થયા છીએ. ખરેખરો ગુન્હેગાર કોણ તે પણ જોવામાં આવ્યો છે. તે મુંબઈમાં એક ગોસ્વામી મહારાજની હવેલીમાં નોકરી કરતો જણાય છે. જાતે સાચોરો બ્રાહ્મણ છે, મીથુન રાશી ઉપર તેનું નામ છે, તે શ્રી વૃજરાયજી મહારાજનો એક વખતે મુછનો બાલ હતો. નિર્ધન સ્થીતી તે બ્રાહ્મણની નજરમાં ઘણી બુરી લાગી હતી. ધણીની માનીતી સો ગામ ઉજડ કરે તેમાંનો આ એક હતો. બેગી

કોઈના નામની મહારાજની હવેલીની દેવડીએ પોસ્ટમેન ભુલથી આપી ગયો. મહારાજને એ વાતની બીલકુલ ખબર નહીં અને હોઈ શકે પણ નહીં. દેવડીના માણસો અંદર અંદર ગુચપુચ વાતો આ બેંગીની બાબતમાં કરતા હતા તેટલામાં આ સાચોરો બ્રાહ્મણ ત્યાં જઈ ચડયો, લાગ સારો છે તેમ ધારી એક પારસી પોસ્ટ માસ્તરની સલાહ લઈ બેંગી હાથ કરી-સહી કરાવી છેવટે બદમાસી કરી, બેંગી ફોડી માલ હઝમ કરી ગયો. આ પારસી પોસ્ટ માસ્તર પોતાની મીઠી જબાનથી અને તેમની જાતની રીતભાત પ્રમાણે લટુડા પટુડા કરી આ મહારાજનો કૃપાપાત્ર થયો હતો. બેંગીના ખરા માલીક તરફથી તપાસ ચાલતાં તેનો પતો લાગ્યો.

ગુમ તે આ મંદીરમાં થઈ છે તેવો શક ગયો તે વાતની તપાસની ખબર પડતાં બ્રાહ્મણ મહારાજશ્રી પાસે દોડી ગયો અને કહ્યું કે હું આપની ગાઈ છું. મારો કે જીવાડો. આપશ્રીને હાથ છું મારશો તો ગૌ અને બ્રાહ્મણ બેઉ હત્યાના પાતક આપને શીર છે. એમ સમજીને મારો કોઈ રીતે બચાવ કરો. પોતાનો ગુન્હો કબુલ કર્યો. જો નહી બચાવો તો આપશ્રીની સામેજ દેહનો ત્યાગ કરીશ. આર્યનો જન્મથીજ ગાયની અને બ્રાહ્મણની રક્ષા કરનારા હોય છે. તેઓમાં નાનપણથીજ એવી લાગણી હોય છે. તેનો દાખલો તેમની નાનપણમાં રમાતી રમતો જોવી. તેમાં એક એવી રમત રમાય છે કે ઘણા છોકરાઓમાં એક છોકરો છુટો પડી તેની પાછળ થનારા છોકરાઓના મારની બીકથી તે કોઇ બીજા છોકરાની ગાય બને, ને જેની તે ગાય બની હોય તે છોકરો પોતાની ગાઇને કોઇને મારવા દેતો નથી. જો કોઇ તેને માર

તો તેની સાથે બાથમ બાથ કરવા તૈયાર રહે છે. બ્રહ્મહત્યા અને ગૌહત્યા સમાન બીજું ભયંકર એક પણ પાતક હીંદુ શાસ્ત્રમાં કલ્પેલું નથી. તેની કથા જોઇએ તેટલી શાસ્ત્રો અને ઇતિહાસોમાં નજરે પડે છે. આવી રીતે બનેલાં ગાયનો અને તેની સાથે બ્રાહ્મણનું રક્ષણ ગમે તે જોખમે કરવું અને કોર્ટ દરબારે તેનું નામ બહાર ન આવે તેવો દૃઢ નિશ્ચય કરી મન સાથે નક્કી કર્યું કે હમોએ જાતે બેંગી ફોડી છે અને તેમાંનો માલ હમોએ ઉડાવ્યો છે તેવું કહેવું, તેમ ઠેઠ સુધી કહ્યું. દેશ અને કાળનો લેશમાત્ર વિચાર ન કર્યો, અને ધર્મ સંકટ વ્હોર્યું, અને બ્રાહ્મણને માગ્યા પ્રમાણે અભયવચન આપ્યું. જામસાહેબ તેમના સેવક હતા માટે તપાસ ત્યાં ચલાવવામાં આવી નહીં. છેવટનું પરીણામ બેંગી કેસમાં જણાવેલું છે. ફક્ત પોતાનું આપેલું વચન કોઈપણ રીતે ફોક નજ કરવું એ તેમનો રાજા હરીશ્ચંદ્ર જેવો દૃઢ નિશ્ચય હોવાથી ખરો ગુન્હેગાર કોણ છે તેનું નામ નહી આપતા તે ગુન્હાની નામોશી પોતે સહન કરી આવા દૃઢ વિચારને લીધે કોર્ટમાં ચાલેલી તપાસમાં તે વાત લાવ્યા નહી, લાવવા દીધી નહી. આ બનાવની હાલ આપણા વાઈસરોયના વિચારો યાદ આપે છે. " The Government may be in possession of information, which it would be impossible to disclose in a Court of Law. ** Its action can be prompted by information derived from sources not open to the court and based on cosiderations fobidden to them. કારોબારી સરકાર આગળ એવી બાતમી

હોય કે તે ન્યાયની કોર્ટમાં ખુલી કરી ન શકાય. ન્યાય કોર્ટને પ્રાપ્ત કરવાના સાધનોની જે મનાઇ હોય તેવા સાધનોથી તે પ્રાપ્ત થાય છે. આ નિયમાનુસાર હમોને નાવડા ખુન કેસમાં જેવી ખરી ખબર મળી કે, તરતજ સરકારના ઉપર જણાવેલા કારોબારી મંડળના અધિકારીને ખબર આપી. તરતજ તે વાતની તપાસ થઇ. દેશ નીકાલની સજા પામેલા ગુન્હેગારોને છોડી દેવામાં આવેલા. તે પ્રમાણે જો ઉપરની વાત કારોબારી મંડળના કોઈ અધિકારીને કાન ઉપર વાત આવી હતે તો કદાચ પરિણામ તદન જુદું આવતે.

કોઈ એમ પણ સવાલ કરે કે શું કોર્ટમાં બીરાજતા જડજને આરોપીની પૈસા સંબંધી સ્થિતિનો, તેમજ તેના ઉપર મુકાયલા ગુન્હો કરવાનો શું હેતુ હોવો જોઇએ તેનો કાંઇ પણ ખ્યાલ આવ્યો નહીં હોય? સવાલ વાજબી છે, પણ મુંબઇ જેવા શહેરમાં ઇંગ્રેજ જાતના બારીસ્ટર ચીફ પ્રેસીડંસી માજીસ્ટ્રેટના ફાંટાથી કોઇ અજાણ્યું છે? છીંકવા માટે મી. નરીમાન સોલીસીટરને દંડની શિક્ષા ફરમાવવામાં આવી ન હતી? અપીલમાં તેને માટે શું વિચારો જણાવવામાં આવ્યા હતા? બરનેટ વી ઘોડી કેસમાં એજ માજીસ્ટ્રેટે શું ફેંસલો કરેલો? ફરીયાદીએ ગાળો ખાધી. મારની ધમકીને પાત્ર થયો. ફરીયાદ કરવા માટે ઇંગ્રેજ આરોપીનું નામ માંગ્યું. નામ આપવામાં ન આવ્યું. તે પછી ફરીયાદ કરી તો આરોપીએ કરેલું કૃત્ય વાજબી હતું. નામ માંગવાનો શું હક હતો તેવો માજીસ્ટ્રેટે સવાલ કરેલો અને છેવટે ફરીયાદ ખોટી ગણી કાઢી નાંખી અને સામો રૂ ૪૦)નો ચાંદલો ફરીયાદીએ આરોપીને આપવો એવો ઠરાવ કર્યો. જે ઠરાવ

હાઈ કોર્ટમાં ફરી ગયો હતો. સારા ભાગ્યે હાઇ કોર્ટ કાયદાની બારીકીથી તે ઠરાવ રદ કરવા શકતીવાન થઈ હતી. સર દીનશાહ દાવરે સેશન્સ કોર્ટમાં તેજ માજીસ્ટ્રેટે પોતાના ફાંટામાં જઇ સારા સારા આબરૂદારોની સ્વતંત્રતા ઉપર ત્રાપ મારી હતી તે માટે શું અભિપ્રાયો આપેલા છે ? જ્યારે મુંબઇ જેવા શહેરમાં આવા અધિકારીઓ અને તે પણ જોખમી ઓદ્દા ઉપર રહી આવા ઇનસાફો કરે છે તો બહારગામમાં વસ્તા અધિકારીઓની જુહાકી અને તુમાખી તો ઓર પ્રકારનીજ હોવી જોઇએ. તેમના હાથથી થતા ગેરઈનસાફોની દાદ ફક્ત પરમેશ્વરને ત્યાંજ મળવાની આશા રાખવી. ઘણા કામોમાં અપીલ ન હોવાથી થતા ગેરઈન્સાફોના ભોગ જસ્ટીસ દાવરના અભિપ્રાય પ્રમાણે ઘણા થતા હશે.

આ પ્રમાણે આ બેંગી કેસમાં કેમ બન્યું નહીં હોય ? ગમે તે હો પણ આટલી વાત નક્કી છે કે બેંગી કેસના મહારાજે પૈસા કીંવા દાગીનાના લોભથી ગુન્હો કરેલો નહીં હોવો જોઈએ.

એ ધારણા અને હેતુની ગેરહાજરીમાં બીજી શી ધારણા અને હેતુ હોવા જોઇએ ? હમોને લાગે છે કે ધર્મસંકટ વ્હોર્યા પ્રમાણે એક ગૌ અને બ્રહ્મહત્યાનું પાતક ટાળવા સારૂ ઉપર જણાવ્યા પ્રમાણે પોતાને શીર સઘળી જવાબદારી લીધી હોવી જોઈએ.

કદાચ એમ પણ બનવા જોગ છે કે પારસી પોસ્ટમેન તેઓશ્રી પાસે આવજા કરતો હતો. અને જે ઉપર જણાવી ગયા પ્રમાણે તેમની કૃપાપાત્ર હતો. તેને ગુન્હો કરવાના કામમાં સહાય કરી તેવો જો આક્ષેપ હોય તો મદદગાર

અને મુળ ગુન્હેગારને શીક્ષા એકસરખી થાય છે તે પ્રમાણે જો મહારાજને મદદ કર્યા માટે શિક્ષા થઇ હોય તો હમો આ સ્થળે હમારા ટુચકામાંના ટુચકા ૫ થી ૬ ની યાદ કરાવીએ છીએ.

"ખરાબ માણસના સંગ દોષથી શ્રેષ્ટ માણસ પણ પાતકી ગણાય છે. દુષ્ટ દુર્યોધનના સહવાસથી ધર્માત્મા ભીષ્મપિતામહ ગૌહરણ વાસ્તે ગયા હતા.''—ટુચકો—૫.

"નીચના સંગથી શ્રેષ્ટ માણસને ખરાબપણું પ્રાપ્ત થાય છે, જેમ પવિત્ર પાંચગવ્યના ઘડા ઉપર મદિરાનો એક છાંટો પડે છે તેથી તે અપવિત્ર થાય છે."

આમ જો હોય તો આ સંપ્રદાયને દોષ કેમ દઈ શકશો? દોષ પેલા પારસીની સંગતનો કે જેને ઉંચા સંપ્રદાયના આચાર્યને અપવિત્ર કર્યા.

આ હકીકતથી પણ બેંગી કેસ જે મતલબથી આગળ કંરવામાં આવે છે તે મતલબ માટે તે ખરી હકીકતથી ઘણો દુર છે.

## ૨૬ " મહારાજાઓ બીજા સાધુસંત અને આચાર્યો માફક પોતાના સંપ્રદાયના ફેલાવા માટે જાહેર વ્યાખ્યાન કરી બોધ કેમ કરતા નથી?

શીશીરકુમાર ઘોઝના ચૈતન્યસ્વામીના ગ્રંથ ૧ ના પાન ૨૨૩ ઉપર લખ્યું છે.

Preaching is not one of the ways adopted by Vaishnavas for the spread of their religion. * * The Vaishnavas

secure converts by the beauty of their tenets, of the Leelas of their Lord, and of their own character. Mere companionship with a true Vaishnava is often times enough for the conversion of a half-hearted sinner. The Vaishnava has his fire, but does not display it by eloquence and fine thoughts as preachers do. The fire in the heart of Vaishnavas melts him and others who come in contact with him are melted by sympathy. "Preaching is almost impossible for a Vaishnava who is required to be meaner than grass. To preach is to arrogate Superiority."

**અર્થ:**—પોતાના ધર્મનો ફેલાવો કરવા સારૂ જાહેર ભાષણો કરી વક્તા તરીકે બોધ કરવો એવો માર્ગ વૈષ્ણવોએ લેવાનો નથી. તેઓ તો પોતાના સિદ્ધાંતોની ખુબીથી, પોતાના સ્વામીની લીલાથી, અને પોતાની રીતભાતથી પોતાના સંપ્રદાય તરફ બીજાઓને આકર્ષે છે. ઘણી વખતે ખરા વૈષ્ણવનો સત્સંગ કઠણ હૈયાના પાપીને પણ પીગળાવી વૈષ્ણવ બનાવવા માટે બસ છે. વૈષ્ણવોને પોતાનો સ્વયંમ પ્રકાશ હોય છે. જાહેરમાં બોધ કરનારા વક્તાઓની માફક સુભાષિત ભાષણોથી અને સુંદર વિચારોથી પોતાનું પાણી દેખાડવાનું નથી. વૈષ્ણવોના હૃદયમાં જે રોષણી હોય છે તેજ બીજાને

પીગળાવે છે. બીજા જેઓ તેના સહેવાસમાં આવે છે તેઓ પોતાની મેળેજ પીગળવા માંડે છે. વૈષ્ણવ જે પોતાને એક તણખલાથી પણ હલકો માને છે, તેણે જાહેરમાં વક્તા થઈ બોધ દેવો એ બનવું અશક્ય છે. કારણ કે કોઇને તેવી રીતે બોધ કરવો તેથી તે બીજા કરતાં ચઢીઆતો છે એવું તેનામાં અભિમાન આવે છે તેવું અભિમાન વૈષ્ણવે રાખવાનું નથી.

આ કારણથી વૈષ્ણવ સંપ્રદાયના આચાર્યો જાહેર રસ્તામાં–જાહેર જગામાં–ઘરે ઘરે ભટકી ધર્મનો બોધ જાહેર ભાષણોથી વક્તા તરીકે કરતા નથી, અને તેમ નજ કરવું એમાં સંપ્રદાયના નિયમાનુસાર વર્તન કરેલું ગણાશે, પણ આજકાલ સનાતન ધર્મની લાઈન ઉપર ચાલવાનો વાયરો વાવા લાગ્યો છે અને તે ધર્મ આગળ આ સંપ્રદાયને ગૌણ માનતા હોય તેવી આજ કાલની હીલચાલ ઉપરથી કેટલાકને માનવાનું કારણ મળે છે. જેવી પ્રભુની ઈચ્છા!

## ૨૭ વ્રત-વ્રતનો કાળ-વ્રતના અધિકારી-વ્રતમાં વપરાતી વસ્તુ વિગેરે.

### ૧ વ્રત.

આર્યલોકમાં અને મુખ્યત્વે કરીને ગુજરાતીઓમાં અનેક દેવ દેવીઓની ઉપાસના હોવાથી પ્રત્યેકને પોતાના ઈષ્ટ દેવની સેવા કરવાની કુદરતી ઇચ્છા થાય છે. તે માટે ચોકસ વ્રતો કરવામાં આવે છે. પુરૂષ કરતાં સ્ત્રી વધારે શ્રદ્ધાથી વ્રત કરતી જણાય છે, પણ ઘણી વખતે તે વ્રત કયારે અને કેવી રીતે કરવા તેની જોઇએ તેવી

ખબર હોતી નથી. "વ્રતરાજ" "વ્રતપ્રકાશ" નામનો સઘળાં વ્રતોના સંગ્રહનો ગ્રંથ દૈવજ્ઞશર્માનો બનાવેલો છે પણ તે વાંચવાની મહેનત બહુજ થોડાં લેતાં હોય એમ નજરે પડે છે. આશો વદ ૧ પછી તે પડવા સુધીના દિવસોનો મોટો ભાગ વ્રતોથી ભરપુર છે. આ માસના છેલા ૫ કે ૬ દિવસો હીંદુભાઇઓ માટે ખરેખરા આનંદ અને ઉત્સાહના છે—અને બૈરાઓ માટે ખાસ વ્રતના દીવસો છે.

## ૨ વ્રતકાળ તેમાં નિષિધકાળ.

નીચેનો કાળ નિષિધ ગણાય છેઃ—

૧ ગુરૂ અથવા શુક્ર,

(૧) અસ્તનો હોય તે.

(૨) બાલ હોય (એટલે થોડા વખત થયા જે ગ્રહનો ઉદય થયો હોય તે)

(૩) વૃદ્ધ હોય (એટલે અસ્તને થોડા દીવસ બાકી હોય તે)

૨ મલ માસ (પુરૂષોત્તમ માસ) માં વ્રતનું ઉદ્યાપન અથવા આરંભ કરવો નહી.

૩ ગુરૂ તથા શુક્ર સિંહરાશીમાં હોય તો કોઇપણ કાર્યનો આરંભ કરવો નહીં. તેમાં આરંભેલું કાર્ય સીદ્ધ થતું નથી મહા ભય આપનાર થાય છે અને પુત્ર-મીત્ર તથા સ્ત્રીનો તત્કાલ નાશ કરે છે એમાં સંશય નથી—દેવીપુરાણ.

## વ્રતનો સમય.

" જે તિથિ સૂર્યોદયમાં હોય અને મધ્યાન્હ સમયે ન હોય તો તે ખંડતિથિ કહેવાય છે. તે ખંડતિથિમાં

વ્રતનો આરંભ કે સમાપ્તિ કરવી નહીં. ખંડતિથિથી વ્યતિરિક્ત અખંડ તિથિનાં વ્રતનો પ્રારંભ કરવો. જે તિથિમાં અખંડવ્યાપી સૂર્ય હોય તે તિથિ અખંડા કહેવાય છે. તે અખંડ તિથિમાં જો ગુરૂ કે શુક્રનો અસ્ત ન હોય તો વ્રતનો આરંભ કરવો "

રત્નમાળામાં કહ્યું છે કે સોમવાર–બુધવાર–ગુરૂવાર અને શુક્રવાર સર્વ કાર્યમાં સિદ્ધિ આપનાર છે પણ તેમાં સોમવારને ક્ષયના કારણથી પૂર્ણ ફળ આપી શકતો નથી. રવિ, મંગળ તથા શનિવારને વિષે કહેલુંજ કર્મ સિદ્ધ થાય છે.

## ૩ વ્રતના અધિકારી.

" શ્રદ્ધાવાન, પાપથી ડરતો હોય, મદ તથા દંભથી રહીત, પ્રથમ નિશ્ચય કરી યથાયોગ્ય કર્મ કરનાર વેદની નિંદા ન કરતો હોય અને બુદ્ધિમાન જે પુરૂષ હોય તે વ્રતાદિકમાં અધિકારી કહેવાય છે "–સ્કંદપુરાણ

" વ્રત, ઉપવાસ, નિયમ અને તપ વગેરેથી શરીરના કષ્ટે કરી સર્વવર્ણો પાપથી મુક્ત થાય છે એમાં સંશય નથી "– દેવળ મુની.

" હે અર્જુન ! જે પાપી હોય–સ્ત્રી હોય–વૈશ્ય હોય અથવા શુદ્ર હોય તો તેપણ મારે શરણે આવી પરમ ગતીને પામે છે."—ભારત.

" સુવાસિની સ્ત્રીઓને પતિ વગેરેની આજ્ઞા વીના વ્રત કરવાનો અધિકાર નથી."—દેવીપુરાણ.

" પતિની–પિતાની–અગર–પુત્રની આજ્ઞા વિના જો સ્ત્રી વ્રતાદી કરે તો તે નિષ્ફળ થાય છે પતિની આજ્ઞાથી સર્વ વ્રતમાં અધિકાર છે, કારણ કે ' સ્ત્રી, પતિની

અનુમતીથી વ્રત વગેરે સર્વદા કરે, એમ કાત્યાયનનું કહેવું છે. "જે સ્ત્રી પતિ જીવતાં છતાં ઉપવાસ વ્રત કરે તે સ્ત્રી પતિનું આયુષ હરે છે. અને પોતે નરકમાં પડે છે—આ પ્રકારે વિષ્ણુનું વચન છે; તે તો જે સ્ત્રી પતિની આજ્ઞા વીના વ્રત કરે તેને માટે છે. કોઇપિણ સ્ત્રીઓને માટે જુદો યજ્ઞ નથી—વ્રત નથી અને ઉપવાસ નથી પણ પતિની સેવાથીજ સ્ત્રીઓ, પ્રીય પરલોકને પામે છે."

"પતિની આજ્ઞાથી સ્ત્રી વ્રતાદીકમાં બરાબર અધિકારીણી થાય છે."—વ્યાસ.

"પતિ—પિતા—તથા પુત્રની આજ્ઞા વિના જે સ્ત્રી વ્રતાદીક જે કરે તે વ્યર્થ થાય છે.—માર્કંડેય.

આ વચનોથી વિધવાને પિતા વીગેરેની આજ્ઞાથી અધિકાર છે.

"સતી સ્ત્રી પ્રાતઃકાળમાં ઉઠી પતિને વિદિત કરે, પછી માથું ભીંજવી સ્નાન કરે, તો તેને ફળ થાય છે."—હેમાદ્રી અને હરીવંશ.

"પતિનું વ્રત સ્ત્રી કરે અને સ્ત્રીનું વ્રત પતિ કરે અને તેમ કરવામાં અસમર્થ હોય તો તે પુત્રાદીક કરે, પણ વ્રતનો ભંગ થવો ન જોઇએ."—મદન રત્નમાંજ પૈઠીનસિનું વચન.

"જો સ્ત્રી પતિ માટે એકાદશીનો ઉપવાસ કરે તો તેને સોગણું પુણ્ય કહેલું છે."—ગાલવ મુની.

## ૪ વ્રતાદિકમાં ઉપયોગી વસ્તુ.

**પંચ રત્ન:**—આદિત્ય પુરાણ પ્રમાણે.

| | | |
|---|---|---|
| ૧ સુવર્ણ | ૩ મોતી | ૫ પરવાળાં |
| ૨ રૂપું | ૪ રાજાવર્ત | |

**રત્ન શાસ્ત્ર પ્રમાણે.**

| | | |
|---|---|---|
| ૧ સોનું | ૩ લીલમ | ૫ મોતી |
| ૨ હીરા | ૪ માણેક | |

જો પાંચ રત્નને। અભાવ હોય તો સર્વ જગાએ સુવર્ણને। ઉપયોગ કરવો.

**નવ મહારત્ન:**–વિષ્ણુ ધર્મોન્તરના વચન પ્રમાણે.

| | | |
|---|---|---|
| ૧ મોતી | ૪ મણિ | ૭ લીલમ |
| ૨ સોનું | ૫ પોખરાજ | ૮ ગારૂત્મત |
| ૩ વૈદુર્ય | ૬ ગોમેદ | ૯ પરવાળાં |

**પંચ પલ્લવઃ**—હેમાદ્રીમાં બ્રહ્મપુરાણ પ્રમાણે.

| | | |
|---|---|---|
| ૧ પીપળો | ૩ પીપળ | ૫ વડ |
| ૨ ઊંબરો | ૪ આંબો | |

આ પાંચનાં પાત્રાં પંચપલ્લવ કહેવાય છે એ સર્વ કર્મમાં શુભકારક છે.

**પંચગવ્યઃ**—હેમાદ્રીમાં સ્કંદપુરાણ પ્રમાણે.

| | | |
|---|---|---|
| ૧ ગોમુત્ર | ૩ દુધ | ૫ ઘી |
| ૨ છાણુ | ૪ દહીં | |

વિષ્ણુ ધર્મના વચન પ્રમાણે.

૧ ગોમુત્રને। અડધો ભાગ.

૨ દુધના ત્રણ ભાગ

૩ દહીના બે ભાગ

૪ ઘીને। એક ભાગ

૫ દર્ભના જળને। એક ભાગ

**પંચામૃત:**—હેમાદ્રીમાં શિવધર્મનું વચન.

| | | |
|---|---|---|
| ૧ દહીં | ૩ સાકર | ૫ ઘી |
| ૨ દુધ | ૪ મધ | |

**મધુરત્રય:**—કાત્યાયન પ્રમાણે.

| | | |
|---|---|---|
| ૧ ઘી | ૨ દુધ | ૩ મધ |

**રસ** ૭ છે:—ભવિષ્યપુરાણ મુજબ.

| | | |
|---|---|---|
| ૧ મીઠો | ૩ ખારો | ૫ કડવો |
| ૨ ખાટો | ૪ તુરો | ૬ તીખો |

**ચતુ:સમ**—ગરૂડ પુરાણ

૧ કસ્તુરીના બે ભાગ
૨ ચંદનના ચાર ભાગ
૩ કેસરના ૩ ભાગ
૪ કપુરનો એક ભાગ

| | |
|---|---|
| ૧ કસ્તુરી | ૩ કેસર |
| ૨ ચંદન | ૪ કપુર |

એ સર્વ સમ ભાગે હોય તો સર્વ ગંધ કહેવાય છે કે જે સર્વ દેવતાઓનું ભુષણ છે.

**યક્ષ કર્દમ:**—નીચેની પાંચ વસ્તુ મળી કહેવાય છે

| | | |
|---|---|---|
| ૧ કસ્તુરી | ૩ કપુર | ૫ કંકોલ |
| ૨ અગર | ૪ ચંદન | |

**સર્વૌષધિ**—છંદોગ પરિશિષ્ટ પ્રમાણે.

| | | |
|---|---|---|
| ૧ કોઠ | ૪ આંબાહળદર | ૭ ચંદન |
| ૨ જટામાંસી | ૫ મુરા | ૮ વજ |
| ૩ હળદર | ૬ શીલાજીત | ૯ ચંપો |
| | | ૧૦ મોથ |

એ દશ સર્વૌષધિ કહેવાય છે.

## સૌભાગ્યાષ્ટક-પદ્મપુરાણ.

| | | |
|---|---|---|
| ૧ શેરડી | ૪ જીરૂ | ૭ પુષ્પ |
| ૨ તાળ | ૫ ધાણા | ૮ કંકુ |
| ૩ ચોળા | ૬ વિકાર વીનાનું ગાયનું દુધ, | ૯ લવણ |

અષ્ટાંગ અર્ઘ્ય—નીચે પ્રમાણેનો હોય છે.

| | |
|---|---|
| ૧ જળ | ૫ ચોખા |
| ૨ દુધ | ૬ તિલ |
| ૩ દર્ભનો અગ્ર ભાગ | ૭ યવ |
| ૪ દહીં | ૮ સર્ષવ |

### મંડળ—પંચરાત્ર મુજબ.

મંડળ માટે પાંચ જાતના રંગ કરાવવા.

(૧) ધોળો રંગ—સાળ-ચોખા અથવા યવના ચુર્ણથી,

(૨) લાલ રંગ—કસુંબો-સીંદુર અથવા ગેરૂથી.

(૩) પીળો રંગ—હરતાળ અથવા હળદરથી.

(૪) કાળો રંગ—બાળેલા યવથી

(૫) લીલો રંગ—પીળો અને કાળો રંગ મેળવી બનાવવો.

### કૌતુક—ભવિષ્ય પુરાણમાં નીચે પ્રમાણે.

| | | |
|---|---|---|
| ૧ ધ્રો | ૫ હળદર | ૮ મોરનું પીછું |
| ૨ જવારા | ૬ આંબાહળદર | ૯ સર્પની કાંચળી |
| ૩ વાળો | ૭ સર્ષવ | ૧૦ કંકણુ |
| ૪ આંબાના પાંદડાં | | ૧૧ ઐાષધી |

## સાત માટી—મત્સ પુરાણ.

| | |
|---|---|
| ૧ હાથીના સ્થાનમાંથી | ૫ સંગમથી |
| ૨ ઘોડાના સ્થળમાંથી | ૬ મોટા ધ્રોમાંથી |
| ૩ રથના સ્થળમાંથી | ૭ ગોંદરાથી અથવા |
| ૪ રાફડામાંથી | ચવટામાંથી |

આ પ્રમાણે માટી લાવી ઘડામાં નાંખવી

## સાત ધાતુ–ભવિષ્યપુરાણ.

| | | |
|---|---|---|
| ૧ સોનું | ૩ ત્રાંબું | ૫ લોઢું |
| ૨ રૂપું | ૪ પીતળ | ૬ જસત |
| | | ૭ સીસું |

## સાત ધાન્ય–ષટ્‌ત્રિશન્મત.

| | | |
|---|---|---|
| ૧ યવ | ૩ શાળ | ૫ કાંગ |
| ૨ ઘઉં | ૪ તિલ | ૬ શ્યામો |
| | | ૭ ચીનક (ચીણો) |

## સત્તર ધાન્ય–માર્કંડપુરાણ.

| | | |
|---|---|---|
| ૧ શાળ | ૭ કાવિદાર | ૧૩ ચોળા |
| ૨ યવ | ૮ કોદ્રા | ૧૪ કળથી |
| ૩ ઘઉં | ૯ વટાણા | ૧૫ તુવેર |
| ૪ અળસી | ૧૦ અડદ | ૧૬ ચણા |
| ૫ તલ | ૧૧ મગ | ૧૭ શણ |
| ૬ કાંગ | ૧૨ મસૂર | |

## અઢાર ધાન્ય–સ્કંદપુરાણ.

| | | |
|---|---|---|
| ૧ શાળ | ૭ કાંગ | ૧૩ શ્યામો |
| ૨ યવ | ૮ કોદ્રા | ૧૪ સર્ષપ |
| ૩ તલ | ૯ મગ | ૧૫ ઘઉં |
| ૪ યાવનાલ | ૧૦ અડદ | ૧૬ ચણા |
| ૫ વટાણા | ૧૧ મસુર | ૧૭ નીવાર |
| ૬ કળથી | ૧૨ ચોળા | ૧૮ તુવેર |

## શાક-ક્ષીરસ્વામી.

| | | |
|---|---|---|
| ૧ મુલ | ૪ નવાંકુર | ૭ કોમલ અંકુર |
| ૨ પત્ર | ૫ ફળ | ૮ છાલી |
| ૩ વાંસના અંકુર | ૬ નાલ | ૯ પુષ્પ |

૧૦ કવચ (મીદડીની બરી)

## દેવ મંદિર માટે કલશ.

સોનું, રૂપું, ત્રાંબું, માટી — એ ચારના પ્રમાણુથી બનાવેલા કળશ-યાત્રા વિવાહ, દેવપ્રતિષ્ટા તથા રાજ્યાભિષેક વિગેરેમાં લેવા કહ્યા છે.

## કળશનું પરીમાણુ.

૫૦ આંગળ પહોળો (કેટલાક ૧૫ આંગળ પણ કહે છે)
૧૬ આંગળ ઉંચો
૧૨ મુળમાં આંગળ બાર
૮ મુખમાં આંગળ આઠ પહોળા જોઇએ.

## મુર્ત્તિ અને દ્રવ્યનું પ્રમાણ.

દેવમુર્તિ અને દ્રવ્યનું પ્રમાણુ કહેલ નથી, જોકે બીજા ગ્રંથોમાં મુર્તિનું પ્રમાણુ આપ્યું છે.

## મુર્તિ શાની હોવી જોઇએ.

| | |
|---|---|
| ૧ સુવર્ણની | ૫ મૃતિકાની |
| ૨ રૂપાની | ૬ ચિત્રની |
| ૩ ત્રાંબાની | ૭ લોટાની |
| ૪ લાકડાની | |

મુર્તિ થાય છે તે પોતાની શકિતને અનુસરી કરાવવી.

(૧૧) ઘરમાં પૂજવાની મૂર્તિ અંગુઠાના ટેરવાથી વેંત સુધી કરવી પણુ તેથી મોટી કરવી નહીં.

જે વસ્તુ કહી હોય તે જો ન મળે તો તેના જેવી બીજી વસ્તુ લેવી. જો **યવ** ન મળે તો **ઘઉં** લેવા. **સાળ** ન મળે તો **ચોખા** લેવા. જ્યાં કાંઈ પણ દ્રવ્ય ન કહ્યું હોય ત્યાં વિધિ પ્રમાણે ઘીનો હોમ કરવો. જો દહીં ન મળે તો દુધ લેવું. મધ ન મળે તો ગોળ લેવો. ઘી ન મળે તો દુધ અથવા દહીં લેવું. દર્ભ ન મળે તો કાસંડા લેવો. કાંઇ ન મળે તો યવ લેવા. ઘીનો હોમ જ્યાં આવે ત્યાં સર્વ હોમમાં ગાયનું ઘી લેવું. તે જો ન મળે તો ભેંસનું ઘી, તેના અભાવમાં બકરીનું ઘી, તેના અભાવમાં ઘેટાનું ઘી, તેના અભાવમાં તિલનું તેલ, તેના અભાવમાં જાતિલ, તેના અભાવમાં કસુંબાનું તેલ, તેના અભાવમાં સર્ષવનું તેલ લેવું.

**પવિત્રું:**—જેની અંદર કાંઈ ન હોય—અગ્ર ભાગ સહીત, બેદલવાળું અને પ્રાદેશ—(અંગુઠો તથા તેની પાસેની તર્જની આંગળી લાંબી કરવાથી પ્રાદેશ કહેવાય છે.) જેવડું લાંબુ દર્ભનું પવિત્રું જ્યાં જોઈએ ત્યાં લેવું.

**સમિધા:**—

| | |
|---|---|
| ખાખરો | એટલા વૃક્ષોની સમિધા લેવી. |
| પીપળો | |
| ખેર | |
| વડ | |
| ઊંબરો | |

**ધૂપ:**—

| | |
|---|---|
| **અગર** | **આ પાંચ સમાન ભાગે લેવાથી** અમૃત નામનો ધૂપ કહેવાયછે. |
| **ચંદન** | |
| **મોથ** | |
| **સિલ્હાદ** | |
| **કસ્તુરી** | |

| | | |
|---|---|---|
| ૧ કુષ્ટના ૭ ભાગ | | આને મોટા મોટા મુની-ઓએ દશાંગ ધૂપ કહેલ છે. |
| ૨ ગોળના બે ભાગ | | |
| ૩ લાખના ત્રણુ ભાગ | | |
| ૪ નખના પાંચ ભાગ | | |
| ૫ હરડે | એક એક ભાગ | |
| ૬ રાળ | | |
| ૭ જટામાસીનો | | |
| ૮ શીલાજીતના ત્રણુ ભાગ | | |
| ૯ કપુરના ચાર ભાગ | | |
| ૧૦ ગુગળનો એક ભાગ | | |

## શ્રીવિષ્ણુભગવાનનું ચર્ણામૃત શાનું બને છે?

નવ વસ્તુ મળીને વિષ્ણુનું ચર્ણામૃત બને છે, તે નવ વસ્તુ નીચે પ્રમાણે.

૧ ગોમતી ચક્ર.
૨ વિષ્ણુ-શાળીગ્રામ.
૩ ચંદન-કેશરવાળું સુખડ.
૪ ત્રાંબાનું તરભાણું.
૫ વૃંદાદળ એટલે તુલસીનું દળ.
૬ પુરૂષ સુક્ત એટલે સહસ્ત્રીઆના મંત્ર.
૭ ઘંટા-ટોકરી.
૮ બ્રાહ્મણ. અને
૯ શંખનું જળ.

## કઈ બાબતમાં ખોટું બોલવાથી તે નિંદાપાત્ર ગણાતું નથી.

જુ. શ્રીમદ્ ભાગવત અષ્ટમ સ્કંધ અધ્યાય ૧૯ શુક્રાચાર્ય બળીરાજા પ્રત્યે કહે છે કેઃ-

૧ સ્ત્રીઓની પાસે.
૨ ઉપહાસની વાતમાં.
૩ વિવાહમાં.
૪ વર વિગેરેના વખાણ કરવામાં.
૫ પ્રાણના સંકટમાં.
૬ ગાય તથા બ્રાહ્મણોના હિતને માટે.
( જુઓ મહારાજ એંગી કેસનો દાખલો )
૭ સાચું બોલવાથી કોઇનો નાશ થતો હોય,

આટલી બાબતમાં ખોટું બોલવાથી નિંદાપાત્ર બોલનાર છે એમ ગણાય નહીં.

## ૨૮ ભક્તાધીન ભગવાન.

( શ્રીમદ્ ભાગવત નવમસ્કંધ અધ્યાય. )

**( ભગવાન દુર્વાસા રૂષી જે સુદર્શન ચક્રથી તપી ગયલા અને દુ:ખી થયલા તેને કહી સંભળાવે છે તે. )**

હું ભકતોને આધીન હોવાથી પરતંત્રના જેવો છું. વળી મહાત્મા ભક્ત લોકોએ મારા હૃદયને વશ કરેલું છે, અને મને ભક્તજનો પ્રીય છે. હું જેઓનો પરમ આશ્રય છું એવા મારા સદ્‌ગુણી ભકતો વિના હું મારા શરીરની તેમજ નિરંતર માદી પાસે રહેનારી લક્ષ્મીની પણ દરકાર કરતો નથી. જેઓ પોતાની સ્ત્રી, ઘર–બાર, પુત્ર, સંબંધી, પ્રાણ, ધન, આ લોકનો અને પરલોકનો ત્યાગ કરીને મારે શરણે આવ્યા છે. તે ભકતોનો હું કેવી રીતે ત્યાગ કરી શકું ? જુઃ બ્રહ્મસંબંધનો ઉદ્દેશ પતિવ્રતા સ્ત્રીઓ જેમ ઉત્તમ પતિને વશ કરે છે, તેમ

સર્વ ઠેકાણે સમદષ્ટિ રાખનારા તથા મારે વિષે મનની ધારણા કરનારા સાધુ પુરૂષો ભક્તિથી મને વશ કરે છે. અને સેવાથી પરિપૂર્ણ કામનાવાળા તે ભક્ત લોકોને મારી સેવાવડે સાલોકય, સાયુજ્ય, સામીપ્ય અને સાર્ષ્ટિ એ ચાર લોક મળે છે, તો પણ તેઓ તેઓની ઇચ્છા કરતા નથી, ત્યારે કાળથી નાશવંત બીજા પદાર્થોની તો કયાંથીજ ઇચ્છા કરે ? મહાત્મા પુરૂષો મારૂં હૃદય છે, અને હું મહાત્મા પુરૂષોનું હૃદય છું. તેઓ મારા વિના બીજું કાંઇ પણ જાણતા નથી. તેમ હું પણ તેઓના વિના બીજું કાંઇપણ જાણતો નથી. ( જુઓ શ્રીમદ્‌ભગવદ્‌ગીતા અધ્યાય ૭ શ્લોક ૧૮ અને ૨૪. )

## ૨૯ ભગવાન કયારે ધન આપે છે અને કયારે હરી લે છે.

શ્રીભગવાન;—(શ્રીમદ્ ભાગવત ૮મો સ્કંધ અધ્યાય ૨૨)

હું જેના ઉપર અનુગ્રહ કરૂં છું, તેની લક્ષ્મીનો નાશ કરૂં છું. કારણ કે પુરૂષ જે લક્ષ્મીના મદથી ગર્વિષ્ટ બનીને લોકોનું તથા મારૂં અપમાન કરે છે. જીવાત્મા પોતાના કર્મોથી નાના પ્રકારની યોનિમાં અવતાર લેતો લેતો કોઇ એક વખતે પુરૂષની યોનિમાં પણ અવતાર લે અને તે અવતારમાં જન્મ કર્મ અવસ્થા રૂપ, વિદ્યા ઐશ્વર્ય તથા ધન આદિકથી તે જીવને જો ગર્વ થાય નહીં તો તેના ઉપર મારો અનુગ્રહ છે એમ જાણવું જે પુરૂષ મારા ઉપર ભક્તિવાળો હોય છે, તે અભિમાન રૂપી અક્કડાઈમાં કારણ રૂપ અને ચારે

તરફથી સર્વ કલ્યાણના શત્રુરૂપ એવા ઉત્તમ કુળમાં જન્મ, ધનવંતપણું વિગેરેથી મોહ પામતો નથી, અને તેવા ભકતોને હું લક્ષ્મી આપું છું અને જે અભકતો ધનાદિકથી મોહ પામે છે, તેઓ ઉપર અનુગ્રહ કરવા માટે તેઓની પાસેથી ધન હરી લઉં છું.

## ૩૦ પર્વોત્સવ તિથ્યાવલી.

કારતક

**સુદી ૧** વિક્રમાજીતનું નવું વર્ષ. સવારના લોક સબરસ (લુણ) વેચાતું લે છે

આ દિવસે વામને બળીરાજાને રાજ આપ્યું. પ્રાતઃકાળમાં અભ્યંગ સ્નાન કરવામાં આવે છે. (જુઓ શ્રીમદ્‌ભાગવત સ્કંધ ૮ અધ્યાય ૧૯–૨૩).

ગોવર્ધન પર્વતનો શ્રીકૃષ્ણે કરાવેલો મહોત્સવ. જુઃ શ્રીમદ્ ભાગવત દસમસ્કંધ પુર્વાર્દ્ધ અધ્યાય ૨૪મો

ઇંદ્રનો યજ્ઞ બંધ કરાવી ગોવર્ધન પર્વતનો મહોત્સવ શ્રીકૃષ્ણ ભગવાને કરાવ્યો.

આ વખતે ઇંદ્રયાગની સામગ્રી વડે પર્વતો, બ્રાહ્મણો વિગેરે સર્વને આદર પુર્વક બલી આપ્યાં. ગાયોને ખડ નાખ્યું અને પછી ગાયોના ધનોને આગળ કરીને સર્વેએ પર્વતની પ્રદિક્ષણા કરી. ગોવાળીઆઓને વિશ્વાસ આવે એવું બીજું મોટું સ્વરૂપ ધારણ કરીને "હું પર્વત છું" આમ બોલતા ઘણું બલી ખાવા લાગ્યા. પછી સૌએ પર્વતને નમસ્કાર કર્યા.

ઇન્દ્રે કોપ કરી વ્રજનો નાશ કરવા વરસાદ વર્ષાવ્યો. શ્રીકૃષ્ણે ટચલી આંગળીએ ગોવર્ધનને ઉપાડીને ગોકુળની રક્ષા કરી. (જુઃ અધ્યાય ૨૫)

સત્વગુણવાળા દેવતાઓને "અમે ઈશ્વર છીએ" આવું અભિમાન થવું ઘટે નહીં, છતાં પણ તેઓને અભિમાન થયું છે તો હું તેઓના અભિમાનને ઉતારીશ * * મારે શરણે આવેલું, હું જેનો સ્વામી છું તથા મેં જેને અંગિકાર કરેલું છે એવા વ્રજની હું મારા યોગબળથી રક્ષા કરીશ, કારણ કે શરણાગતનું રક્ષણ કરવું તે મારો સંકલ્પ છે." તે પ્રમાણે શ્રીકૃષ્ણ ભગવાને રક્ષણ કર્યું.

સુરભિ ( કામધેનુ ) એ પોતાના દુધથી ભગવાનને અભિષેક કર્યો ઈંદ્રે દેવર્ષિઓની સાથે રહીને દેવતાઓની માતાઓની પ્રેરણાથી ઐરાવત હાથીની શુંઢો વડે આણેલા આકાશ ગંગાના પાણીથી ભગવાનને અભિષેક કર્યો અને તેનું ગોવિંદ નામ આપ્યું. ( શ્રીમદ્ ભાગવત દશમસ્કંધ અધ્યાય ૨૭ ).

સંવત ૧૮૭૯માં શ્રીનાથદ્વારમાં ટીકેટ શ્રીદાઉદજી ઉર્ફે નામ શ્રીદામોદરજી મહારાજે સાત સ્વરૂપોને પધારવા આમંત્રણ કરી છપ્પન ભોગનો મહોત્સવ કરેલો તેનો ચીતાર કર્નલ ટોડે નીચે પ્રમાણે રાજસ્થાનના પાન ૨૭૧ ઉપર આપ્યો છે.

"શ્રીકૃષ્ણના માનમાં પળાતા ઓચ્છવોમાં અન્નકુટનો ઓચ્છવ ઘણોજ પ્રખ્યાત છે."

સુમારે ૮૦ વર્ષ અગાઉ ( સને ૧૮૨૩ સંવત ૧૮૭૦ ) લડાઈથી રાજસ્થાનની પાયમાલી થતા પહેલાં—અને શ્રીહરીના શ્રધાળુ સેવકોના પૈસાની સ્થીતી મોળી થતા પહેલાં જુદા જુદા ભાગોમાંથી સાત સ્વરૂપોને પધરાવવામાં આવેલા, અને તેઓશ્રીઓના ભોગ માટે અન્નકુટો

ભરવામાં આવેલા, ચોકસ નિશાન થતાં જુદા જુદા ભાગો-માંથી એકઠા થયલા અસંખ્ય માણસોના ટોળાં તે ઉપર તુટી પડી અન્નના ઢગને જમીન બરોબર કરી નાખેલો.

તેમજ દુનિઆના જુદા જુદા ભાગોમાંથી ટોળે ટોળાં--જેમાં રજપુત રાજકુમારો હતા તેઓ અન્નકુટના મહોત્સવ પ્રસંગે એકઠા થયા હતા તેઓમાં મેવારના રાણા ઉસરી--બીકાનેરના રાજા સીંગ, અને કીશનગઢના બહાદુર સીંગ પણ આવ્યા હતા. રાણા ઉરસીએ શ્રીના-થજીને રત્ન જડીત સુવર્ણનો એક તોડો ભેટ કર્યો બીજે સીંગે રૂ ૨૫૦૦૦) ની કીમતનો હીરાનો હાર ભેટમાં ધર્યો- બીજા રાજકુમારોએ પોત પોતાની શક્તી પ્રમાણે ભેટો ધરી તેમના પછી સુરતથી આવેલી એક વૃદ્ધ કંપારીવાળી એટલે જેનું શરીર ધ્રૂજતું હતું તેવી ડોસીએ ટીકેટ શ્રીના ચરણમાં ચાર પૈસા ત્રાંબાના ભેટ તરીકે મુકયા જે હસ્તા મુખાર્વીંદથી સ્વીકારવામાં આવ્યા. એ રકમ એવી હતી કે ભાગ્યેજ આ ભુતળ ઉપર બીરાજતા મહારાજોને ધરી શકાય.

કીસનગઢના રાજાએ રાણા સાહેબના કાનમાં કહ્યું "રાણાસાહેબ આ કલજુગના સ્વરૂપને જુઓ તો ખરા. મહારાજશ્રીનું દરિદ્ર ટાળ્યું!!!" તેટલામાં તરતજ શ્રીહરીના સ્વરૂપની પધરામણી થઇ તે વખતે તેજ બુઢી ડોસીએ તે શ્રીહરીના ચરણમાં રૂ. ૭૦,૦૦૦ની સીતેર હજારની એક હુંડીની ભેટ ધરી. તેથી મોટા મોટાઓનું નુર તે કલજુગના સ્વરૂપે ઉતારી નાંખ્યું ગુશાંઇ બાળકે કેમ હસ્તુ મુખાર્વીંદ રાખેલું તેનું ખરૂં કારણ સમજાયું, આવી ભેટો અને એથી પણ વધારે રકમોની ભેટો ઉદ્યમી લક્ષ્મી-પુત્રો તરફથી ઘણીઓ કરવામાં આવીઓ હતી."

## યમ દ્વિતિયા–ભાઈ બીજ.

કારતક
સુદ ૨ આ દીવસે શ્રી જમુનાજીએ પોતાના ભાઈ જમ (યમ) ને નોત્રું દઈ જમાડયા છે. આ દિવસે પોતાને ઘરે જમવું નહીં પણ જેમ બને તેમ બહેનના હાથથી ભોજન કરવું કે જેથી પુષ્ટિ થાય છે તે દીવસે બહેનને દાન આપવું જો પોતાની બહેન ન હોય તો મીત્રની બહેનને ત્યાં જમવું અને દાન વિગેરે આપવું.

ભવિષ પુરાણમાં પહેલી ચતુરમાસની ચાર બીજોને ઉત્તમ ગણી છે. તે બીજો નીચેના મહીનાની સમજવી.

૧ શ્રાવણ માસની બીજ જેનું નામ **કળષા** છે તે દીવસે કાકાની દીકરી બહેનને ત્યાં ભોજન કરવું.

૨ ભાદરવાની બીજ જેનું નામ **નિર્મળા** છે તે દીવસે મામાની દીકરી બહેનને ત્યાં ભોજન કરવું.

૩ આશો માસની બીજ જેને **પ્રેત સંચારા** નામથી ઓળખવામાં આવે છે તે દીવસે ફુઈ અને માસીની દીકરી બહેનને ત્યાં ભોજન કરવું, અને

૪ કાર્તિક માસની બીજને દીવસે સગી બહેનોના હાથથી ભોજન કરવું તેને **યમ દ્વિતીઆ–ભાઈ બીજ** કહે છે.

યમે પોતાની બહેનના સત્કારથી પ્રસન્ન થઈ વરદાન આપ્યું છે કે "જે માણસ યમુનાજીમાં સ્નાન કરી પીતૃ દેવને તૃપ્ત કરી બહેનને ઘરે ભોજન કરે છે અને બહેનની પુજા કરે છે તે પુરૂષ કોઈ દીવસ મારૂં બારણું દેખશે નહી."

આ દીવસે જે સ્ત્રી ભાઈનું પુજન ન કરે તો તે સાત જન્મ સુધી ભાઈ વિનાની થઇ રહે છે.

બ્રહ્માંડ પુરાણમાં લખ્યું છે કે જે બ્હેન ભાઇ બીજને દીવસે ભાઈને જમાડે અને તાંબુલોથી પુજે છે તેને કદીપણ વિધવાપણું પ્રાપ્ત થાય નહી. એમ કરવાથી કદી ભાઈનું પણ મરણ થાય નહી.

**કારતક**

સુદ ૨. **જન્મ તિથી**—શ્રી પુરૂષોત્તમલાલજી ॥ શ્રી રઘુનાથલાલજી ( સંવત ૧૯૭૩ )
ઘર......૧ (શ્રી દીક્ષિતજી)—પેઢી...૧૫
સ્થળ:—ચાંપાસેન—

૫. લાખેણી—સૌભાગ પાંચેમ. અમાસે નહીં થયલું વહીપૂજન થાય છે. કારખાનાવાળા અણગોઠ કરી પોતાના કામનો આરંભ કરે છે.

૬. મુંબઇમાં શ્રી પુરૂષોત્તમલાલજીની હવેલીના શ્રી પુરૂષોત્તમલાલજીનો પાટોત્સવ.
**ઉત્સવ**—શ્રી પુરૂષોત્તમજી॥શ્રીવિઠ્ઠલરાયજી (૧) ઉ. ૧૯૧૭.
ઘર ૧ શ્રી કાકા વલ્લભજીના પહેલા લાલજીના વંશના......પેઢી ૧૪
સ્થળ અમરેલી—મુંબઇ

૭. **ઉત્સવ**—શ્રીલાલમણીજી॥શ્રી વિઠ્ઠલેશજી. (૬) ( ૧૮૭૨ )
ઘર ૧ શ્રી કાકા વલ્લભજીના પહેલા લાલના વંશમાં........પેઢી ૧૨
સ્થળ—અમરેલી—મુંબઇ.

**કાર્તક**

સુદ ૭. **ઉત્સવ**–શ્રીગોપીકાધીશજી॥શ્રી ગિરધરજી.
( ૧૮૮૨ )
ઘર ૧ શ્રી કાકા વલ્લભજીના પહેલા લાલના
વંશમાં...... ..પેઢી ૧૩/૨

૮. ગોપાષ્ટમી–આ દિવસે શ્રીકૃષ્ણ પ્રથમજ ગાયો ચારવા ગયા હતા. તે પહેલાં વાછરડાં ચારતાં હતાં.

**ઉત્સવ**–શ્રીપનાલાલજી॥શ્રી વિઠ્ઠલનાથજી (૨)
( ૧૮૫૭ )
ઘર ૧..................પેઢી ૧૫/૧
તેમના વંશની એક પેઢી સમાપ્ત થાય છે.
સ્થળ–**શ્રીનાથદ્વાર.**

૯. અક્ષય નવમી—અખેનોમ–સત્યયુગનો જન્મ. શ્રીદ્વાપુરનો સમારંભ શ્રી આચાર્યજીની બેઠકે અન્નકુટ પુરાય છે.

આ દિવસે વિષ્ણુએ કુષ્માંડ નામના દૈત્યને મારેલો હતો, તેના રૂવાટાંમાંથી કોળાના વેલા થયા છે માટે આ દિવસે કોળાનું દાન કરવું.

**ઉત્સવ**–શ્રીવ્રજનાથજી॥શ્રીબાળકૃષ્ણજી (૬)
( ૧૬૩૨ )
ઘર ૩............ ... પેઢી ૪/૨
સ્થળ–**કાંકરોલી.**
તેમના પુત્ર શ્રીકૃષ્ણચંદ્રજીએ લેખવાળા શ્રીપુરૂષોત્તમજીને બ્રહ્મસંબંધનો મંત્ર આપ્યો.

કારતક

સુદ ૧૧. પ્રબોધિનિ—દેવદીવાળી-વિષ્ણુ જાગે છે.
ચોમાસાના નિયમો સમાપ્ત થાય છે.
તુલસીવિવાહ.
**ઉત્સવ**-શ્રી ગિરધરજીશ્રી ગુસાંઇજી (૩)
( ૧૫૯૭ )
ઘર...પહેલા લાલ પેઢી ... ૩/૧
સ્થળ... ... ... **શ્રીનાથદ્વાર**
ઠાકુરજી-- ૧ શ્રી નાથજી
૨ શ્રી નવનીતપ્રીયાજી
૧ શ્રી મથુરેશજી
ગોદના સ્વરૂપો [ ૧ શ્રીમુકુંદરાયજી: પ્રથમ શ્રીનાથજીની ગોદમાં. હાલ શ્રીકાશીમાં
૨ શ્રી નટવરલાલજી શ્રી મથુરેશજીની ગોદમાં, હાલ શ્રી રાજનગરમાં ]

૧૨. **ઉત્સવ**-શ્રી રઘનાથજીશ્રી ગુસાંઇજી (૫)
( ૧૬૧૧ )
ઘર...પાંચમા ઘરના માલીક...પેઢી ૫/૫
સ્થળ...**શ્રીગોકુળ**
સ્વરૂપ...(૧) શ્રી ગોકુલનાથજી

૧૩. **ઉત્સવ**-શ્રી વલ્લભજીશ્રી વિઠ્ઠલેશજી
( ૧૭૧૯ )
ઘર...પાંચમું પેઢી...૬/૨
સ્થળ...**ગોકુળ**
નોંધ-શ્રી સુબોધિનીજીના લેખકાર; ષોડષગ્રંથ ઉપર ટીકા લખનાર.

**કારતક સુદ**

૧૪. **વૈકુંઠ ચૌદસ—આ** દિવસે વિષ્ણુએ વૈકુંઠ **નિર્માણ કર્યું.** નારાયણ બળી સારવામાં આવે છે તેથી સર્વ પિત્રુ તૃપ્ત થાય છે અને સ્ત્રીઓ આમળાના ઝાડ તળે બેસી અળોકડાં ખાય છે.

૧૪. **ઉત્સવ**-શ્રીગોવિંદજી॥શ્રીકૃષ્ણરાયજી (૧)
(૧૮૭૬)
ઘર ૧... ... પેઢી $\frac{૧૪}{૧}$
સ્થળ—**શ્રીનાથદ્વાર**

,, શ્રી જીવણલાલજી॥શ્રી રણછોડજી.
( ૧૯૩૭ )
ઘર ૧ શ્રીદીક્ષીતજી પેઢી $\frac{૧૨}{૧}$
સ્થળ—**બુંદીકોટા**
નોંધ—એમના પછી વંશ સમાપ્ત થયો છે.

૧૫. આ દિવસે પણ ચતુરમાસ સમાપ્ત થતો માનવામાં આવે છે.

**કારતક**

**વદ ૧** **જન્મ**-શ્રીરમણલાલજી॥શ્રીપુરૂષોત્તમજી (૪)
(૧૯૦૫)
ઘર ૬.. ... પેઢી $\frac{૧૩}{૨}$
સ્થળ **શ્રીમથુરા.**
સ્વરૂપ શ્રીગોકુલનાથજી.
નોંધ—શ્રી મથુરાજીમાં તેમની એક હવેલી હતી તેમાં શ્રીગુસાંઇજીના સેવ્ય સ્વામીનીજી સહીત શ્રીમદનમોહનજી બીરાજે છે. તે

હવેલી મથુરાવાળા શ્રીગોપાળલાલજીશ્રી
કારતક કલ્યાણરાયજીના તાબે થઈ છે.
વદ ૪ ઉત્સવ-શ્રીવિઠ્ઠલેશરાયજીશ્રીદામોદરજી (૬)
(૧૮૪૧)
ઘર ૧... .. ... પેઢી ૧૧/૨
(અમરેલીવાળા શ્રીલાલમણીજીના પીતા.
૫. ઉત્સવ-શ્રીગોપાળલાલજી-શ્રીગોવિંદલાલજી.
(૧૯૧૪).
ઘર ૧ શ્રી દીક્ષિતજી પેઢી ૧૨/૨
સ્થળ-બુંદીકોટા
જન્મ-શ્રીગોપાળલાલજીશ્રીકલ્યાણરાયજી.
(૧૯૧૭)
ઘર ૬ ... ... પેઢી ૧૩/૨
સ્થળ શ્રીમથુરા, ભરૂચ, સુરત, કલકત્તા..
(૨) ચીમણલાલજીની હવેલી ઉપર જણાવ્યા પ્રમાણે તેમને તામે થઈ છે ભરૂચમાં એક હવેલી છે.
સુરતમાં શ્રીઆચારજી મહાપ્રભુજીનું મંદીર છે તે તેમનું છે. તેમાં શ્રીમથુરાજીથી શ્રી બાળકૃષ્ણજીનું સ્વરૂપને પધરાવ્યું છે આ સ્વરૂપ શ્રીમથુરાજીમાં હાલ શ્રીમદનમોહનજી બીરાજે છે તેની જગાએ બીરાજતું હતું.
કલકત્તામાં એક હવેલી છે તેમાં શ્રીદાઉજી બીરાજે છે.
૭. ઉત્સવ-શ્રીગોવિંદરાયજીશ્રી ગુશાંઇજી (૪)
(૧૫૯૯)
ઘર બીજાના મુળ પુરૂષ પેઢી ૬/૨
સ્થળ-શ્રીનાથદ્વાર

કારતક

વદ ૮. જન્મ—શ્રીરમણજી ॥ શ્રીગોપાળલાલજી.
( ૧૯૫૦ )
ઘર ૧ ... ... ... પેઢી ૧૫/૧
સ્થળ કામવન

૧૧. ઉત્પત્તી એકાદશી—સત્યયુગમાં મુર નામનો દૈત્ય મોટો બળવાન અને ઉત્પાત કરે તેવો હતો તેણે નારાયણને હરાવેલા. વિષ્ણુનો પરાજય બાહુબળમાં થયો તેથી તે બદરિકાશ્રમમાં આવી ને સિંહવતી નામની ગુફામાં જઇ પોઢયા. આ સ્થળે પેલો દૈત્ય જેણે નારાયણની કેડ પકડી હતી તે આવી પહોંચ્યો તે વખતે નારાયણના શરીરમાંથી એક ખુબસુરત કન્યા નીકળી તેનું રૂપ જોઇ મુર દૈત્ય મોહ જાળમાં સપડાયો પછી તે કન્યાએ તેની સાથે યુદ્ધ કરીને હરાવ્યો હતો તે કન્યાનું નામ એકાદશી હતું તેમને ઉત્પાતી મુરને માર્યો તેથી તેનું નામ ઉત્પતી એકાદશી પડયું છે.

૧૧ ઉત્સવ—શ્રી દામોદરજી ॥ શ્રી મથુરાનાથજી
( ૧૮૯૯ )
ઘર...૧ પેઢી ૧/૨

૧૩. ઉત્સવ—શ્રીઘનસ્યામજી ॥ શ્રીગુસાંઇજી (૨)
( ૧૬૨૮ )
ઘર ૭માંના મુળ માલીક પેઢી ૩.
સ્થળ...કામવન
સ્વરૂપ...શ્રી મદનમોહનજી

કારતક

વદ ૧૪ **ઉત્સવતિથી** શ્રીજયદેવલાલજી—ગોવિંદલાલજી
( ૧૯૧૪ )
ઘર...૧ પેઢી...૪/૪
સ્થળ...**વિરમગામ**
સ્વરૂપ...૧ શ્રી મહાપ્રભુજીના સેવ્ય શ્રી અષ્ટ-
ભુજાજી
૨ શ્રી ગુશાંઇજીના સેવ્ય શ્રી રસીક-
રાયજી

આ મંદિરનો વહીવટ વિરમગામમાં ટ્રસ્ટી-
ઓદ્વારા થાય છે.

આ મંદીર તાબે કરવાને તેમના જમાઇ
પોતાની પત્નિના વારસ તરીકે એક મીશ-
નરીની સહાયતાથી ટ્રસ્ટીઓ સામે
અગર તેમના કાકાજીના પુત્ર શ્રી વલ્લભ-
લાલજી કામવનવાળા સામે દાવો લાવવાની
તજવીજમાં છે એમ તેમના જમાઇનું
બોલવું થાય છે.

૩૦ **ઉત્સવ** શ્રી મુરલીધરજી॥શ્રી દામોદરજી (૩)
( ૧૭૬૦ )
ઘર...૧ શ્રી દીક્ષિતજી પેઢી...૬/૬
એમનો વંશ ચાંપાસેનીમાં ચાલુ છે.

**આગસર**

સુદ ૨. **ઉત્સવ** શ્રીવ્રજભુષણજી ॥ શ્રીગિરધરજી (૨)
( ૧૭૬૫ )
ઘર ૩ પેઢી ૬/૬
સ્થળ **કાંકરોલી**

માગસર

સુદ ૫. ઉત્સવ શ્રીજીવનલાલજી।શ્રીગોકુલેશજીવજી(૨) (૧૮૮૫)

ઘર ૧ પેઢી ૧૨/૨

સ્થળ—મુંબઈમાં મોટી હવેલીની ગાદીએ દત્તક થઈને પધાર્યા સુમારે ૫૬ વર્ષની વયે લીલા વિસ્તારી (સંવત ૧૯૩૬ના માગસર વદ ૧૩)

તેમનો જન્મ કચ્છ માંડવીમાં થયો હતો. તેઓ વિદ્યાવિલાસી હતા, અને પંડિત શ્રી ગટુલાલજીને ચહાનારામાંના એક હતા, પંડિતશ્રીનો સત્સિદ્ધાંત માર્તંડ ગ્રંથ છપાવવામાં આ મહારાજની સહાયતા હતી.

એઓશ્રી પાસે પંડિતશ્રીનું મોટું માન હતું અને તેમની ગાદીને દીપાવે તેવા હાલના મહારાજ શ્રીગોકુલનાથજીને દત્તક તરીકે પંડિતજીએ પસંદ કર્યા હતા.

તેમનો આપણા શેઠ ત્રીભુવનદાસ વરજીવનદાસ ઉપર સંપૂર્ણ ભરૂસો હોવાથી પોતાના વસીયતનામામાં ટ્રસ્ટીઓમાંના એક નીમ્યા હતા જે ભરૂસાને સંપૂર્ણ પાત્ર છે તેવું શેઠજીએ, આ મંદીરનો વહીવટ હાલના મહારાજ ઉમરમાં આવ્યા ત્યાંસુધી કરી અને તે પછી તમામ મિલકતની સાંપ્રત મહારાજશ્રીને કરી, દેખાડી આપ્યું છે. હજુ પણ એ ગાદીની વખતોવખત અમુલ્ય સેવા તન-મન અને ધનથી કરતા જણાય છે.

માગસર

સુદ ૭ શ્રીગોકુલનાથજી ॥ શ્રી ગુસાંઈજી (૩)
(૧૬૦૮)
ઘર ચોથાના માલીક પેઢી ૪
સ્થળ **શ્રીગોકુળ**
સ્વરૂપ **શ્રીગોકુળનાથજી**

મોટા વિદ્વાન ૯૦ વર્ષનું આયુષ ભોગવેલું: પરદેશગતાના વચનામૃતો એમનાં છે, તે બીજે સ્થળે છાપ્યાં છે. તેમનું ચીત્ર પણ બીજે સ્થળે આપવામાં આવ્યું છે.

ગોંગે ગેઝેટીઅરનાં ૯ માં ગ્રંથમાં એમની ઘણીજ પ્રશંસા લખેલી છે.

તેમનો સ્નેહ તેમના નાના ભાઈ શ્રીઘનશ્યામજી ઉપર ઘણો હતો. તેમના એકાદ લાલજીએ શ્રીઘનસ્યામજીના ઠાકુરજી શ્રીમદનમોહનજીને રાત્રે છાનામાના લઈ ગયા. સવારના ખબર પડી કે ઠાકુરજી નથી, એથી શ્રીઘનસ્યામજીએ અન્ન જળનો ત્યાગ કર્યો. આ વાતની ખબર પડી કે તરતજ શ્રીગોકુળનાથજી ત્યાં ગયા. તપાસ કરતાં હાથ ન લાગ્યા ત્યારે શાપ દીધો કે જેણે મારા ઘનસ્યામનું મન દુઃખવ્યું છે તેમનો વંશ જજો. તેજ પ્રમાણે થયું.

શ્રીગુસાંઈજી પાસેથી એ સ્વરૂપ માંગી લેવાની સૂચના શ્રીઘનસ્યામજીને આ શ્રીગોકુળનાથજીએ કરી હતી.

માગસર

સુદ ૭ ઉત્સવ–શ્રીવ્રજનાથજી ॥ શ્રીવિઠ્ઠલનાથજી (૩)
( ૧૯૦૨ )
ઘર ૬ પેઢી ૧૨/૫
સ્થળ–મથુરા

૮ ઉત્સવ–શ્રીવિઠ્ઠલરાયજી॥શ્રીદામોદરરાયજી (૩)
( ૧૮૨૬ )
ઘર ૧ શ્રી દીક્ષિતજી પેઢી ૧૦/૧.
તેમનો વંશ ચાલુ છે. તે ચાંપાસેની વાળા છે.

૯ ઉત્સવ–શ્રીમુરલીધરજી ॥ શ્રીગોવીંદરાયજી (૩)
( ૧૭૮૮ )
ઘર ૧ શ્રી દીક્ષિતજી પેઢી ૧૦/૧.

૯ ઉત્સવ–શ્રીપુરૂષોત્તમજી॥શ્રીવિઠ્ઠલરાયજી (૪)
( ૧૮૦૬ )
ઘર ૬ પેઢી ૧૦/૧.
સ્થળ–મથુરા
એમનો વંશ મથુરાજીની ગાદીમાં ચાલુ છે.

---

**માગસર**

સુદ ૯ શ્રીભારતમાર્ત્તંડ વેદાંત ભટ્ટ પંડિત શ્રીગટુલાલજીની સંવત્સરી તેમનું નિર્વાણ શ્રી ભાવનગર શહેરમાં સંવત ૧૯૫૪માં થયું.

જન્મ સંવત ૧૮૦૭ ચૈત્ર વદ ૧૨ સોમ.



નિર્વાણ સંવત ૧૯૫૪ માર્ગશીર્ષ સુદ ૯ ગુરૂ.

उन्मीलन्मधुमाधवीपरिसरस्फूर्जद्वसन्तोत्सवे
तस्मिन्कोकिलयूनि कूजति कलं मञ्जीरमञ्जुस्वनम् ।
तिष्ठद्भिस्तरुकोटरेषु न मुखं यैर्दर्शितं लज्जया
यातेऽस्मिन्विषयान्तरं कटु रटन्त्येते वने वायसः ॥ १ ॥

કવિકુલચક્રચૂડામણિ પંચનદી પંડિતવર્ય-ભારત માર્ત્તંડ-શ્રીમદ્વેદાંત ભટ્ટાચાર્ય, આશુકવિ, શતાવધાની, ઘટિકા શત, મહર્ષિ, સંપ્રદાયદુર્ગ, શ્રૌતસ્માર્તઆર્ય ધર્મોદ્ધરણ ધુરીણ, સાર્વ ભૌમ પ્રસિદ્ધ પંડિતરત્ન, વિનય.વારિધી ઈત્યાદિ અનેક ઉપપદાલંકૃત શ્રી ગટુલાલજી ઘનશ્યામજી-

મુંબઈ શહેરમાં બહારકોટ કેથીડ્રલ સ્ટ્રીટમાં તેમની માતુશ્રી શ્રી લાડુબેટીજીના નામથી ઓળખાતી હવેલી છે. તેમાં તેમના નાના (માતુશ્રીના પીતા) જુનાગઢવાળા શ્રી બ્રિજવલ્લભજી ઉપનામ શ્રી મગનલાલજી શ્રી વિઠ્ઠલેશજી (૧૮૫૬ ભાદો વદ ૬) થાય. તેમના સેવ્ય શ્રી બાળમુકુંદજીનું સ્વરૂપ આ હવેલીમાં બીરાજે છે.

આ મંદિરનો અને તેના અંગની ગૌશાળા—મુંબઈમાં અને મલાડમાં આવી છે તેનો, તથા તેમની સર્વ સંસ્થાનો ટ્રસ્ટીઓમાં આ સંસ્થાની ખરી કાળજી ધરાવનારા બે વણીક, શેઠ ત્રીભુવનદાસ વરજીવનદાસ અને શેઠ પરષોત્તમદાસ ઠાકોરદાસ, અને એક ભાટીઆ ગૃહસ્થ શેઠ ચરણદાસ ચત્રભુજ છે, અને મંત્રીમાં આ ગુજરાતી ટીપણુના અને પર્વ તિથ્યાવળીના બનાવનાર અને પ્રકાશક છે. ટ્રસ્ટીઓ વહીવટ માન્યાધિકારી મંત્રી મારફત કરેછે.

તેમનું એક વિદ્યાલક્ષ્મી પુસ્તકાલય છે. જેમાં પ્રાચીન હસ્ત લેખીત ગ્રંથોનો મોટો જથો હતો, તેમાંથી શ્રીનાથદ્વારવાળા ટીકેટશ્રીના અને શ્રી બુંદીકોટાની ગાદીવાળા મહારાજશ્રી તરફથી પંડિતશ્રીને વાંચવા આપેલા ગ્રંથોની હમારી કારકીરદીમાં પાછા આપી દેવાની માંગણી થતાં તે પ્રમાણે તે ગ્રંથો સૌ સૌને સ્વાધીન કરતાં બાકીનો પણ સંગ્રહ સારો હોય એમ તૈયાર કરેલા સુચીપત્ર ઉપરથી જણાશે: આ બાબતની રા. રા. મુળચંદ તુળસીદાસ તેલીવાળા બી.એ., એલએલ. બી. એમણે પુષ્ટિભક્તિસુધાકરમાં સંવત ૧૯૭૨ની સાલના શ્રાવણ—ભાદ્રપદ વદ ૧૧ના અંક ૫—૬માં નોંધ કરી છે કે; "આનંદ થાય છે કે હાલમા એ સંસ્થાના મુખ્ય ત્રસ્ટી રા. રા.

ત્રિભુવનદાસ વરજીવનદાસ તથા સેક્રેટરી રા. રા. કાશીદાસ નારણદાસ દલાલ, એમણે, બહુ અસંતોષનું કારણ એ સંસ્થાની વ્યવસ્થાના સબંધમાં નહિ રાખવા પ્રયત્ન કર્યો છે. * * * પ્રથમ બિલકુલ હસ્ત લિખિત પુસ્તકોનું કોઇને દર્શનજ કરવા દેવામાં આવતું ન હતું, તેને બદલે રા. રા. ત્રિભુવનદાસે તથા રા. રા. કાશીદાસે જે નીતિનું અવલંબન કરીને ત્યાં સંસ્થામાં બેસીને હસ્ત લિખિત ગ્રંથો વાંચવાની તથા ઉતરાવી લેવાની ગોઠવણ કરી આપી છે તે યોગ્યજ કર્યું છે. આમ કરવામાંજ સદ્‌ગત પંડિતજીનો ઉદ્દેશ જે વિદ્યાપ્રસારનો હતો તે સચવાય છે * * * મુંબઇમાં વિદ્યમાન સાંપ્રદાયિક હસ્ત લિખિત સંગ્રહ જેવો પંડિતશ્રી ગટ્ટુલાલજીનો છે તેવો કોઈપણ અન્ય સ્થળે નથી * * *

આ સંસ્થામાં એક વિદ્યા લક્ષ્મી પાઠશાળા છે. આ પાઠશાળામાં અમુક સંખ્યામાં બ્રાહ્મણ વિદ્યાર્થીઓ રાખીને તેમને શાસ્ત્રદ્વારા અધ્યયન કરાવાય છે."

રા. રા. મુળચંદ તેલીવાળાએ "હાલ" શબ્દ વાપરેલ છે તેમાં તેમનો ઉદ્દેશ ઘણો ઉંડો હોય એમ જણાય છે. એમનું અવલોકન કવિ કાવ્ય રત્નાકરના હસ્તક જ્યારે આ હસ્તલેખીત ગ્રંથો હતા તે વખતની વ્યવસ્થા માટે છે. તેઓની માન્યતા એવી હતી કે તેઓ આ સંસ્થામાં તેટલાજ પુરતા પોતે ખાસ ટ્રસ્ટી છે અને પંડિતશ્રીની બીજી કોઇપણ મીલકત સાથે તેમનું કાંઈ લેવું દેવું નથી, અને તેથી કરીને તેટલા પુરતો ભાગ તેમની ખાસ ખાનગી મીલકત હોય તેમ ધારી તેમની તરફથી તે "હસ્ત લિખિત પુસ્તકોનું કોઈને દર્શન

કરાવતા નહીં ” આ સ્થળે હમારે પણ જણાવવું જોઇએ કે તેમની કારકીર્દીમાં હમો પોતાને પણ તેમનું દર્શન થવું દુર્લભ હતું. જ્યારે સંસ્થાના મંત્રીને તેના દર્શન દુર્લભ હતાં તો બીજાઓને દુર્લભ હોય તેમાં નવાઈ હોયજ નહીં.

જ્યારથી આ હસ્ત લેખીત ગ્રંથોની બાબતમાં જનસમાજને લાભ થાવ તેવા નિયયો ઘડવામાં આવ્યા છે ત્યાર પછી આ બલભદ્ર શર્માએ આ સંસ્થામાંથી પોતાનું અંગ ખેંચી લીધું છે અને એવી માન્યતા ઉપર આવેલા જણાય છે કે હમારે આ સંસ્થા સાથે કાંઇ લેવા દેવા નથી, જો કે તેમાંથી પગ કાઢવા માટે તેઓ બીલકુલ ખુશી હોય એમ જણાતું નથી. જો તેઓ એમ સમજતા હોય કે આ સંસ્થા સાથે સંબંધ નથી તો સારો રસ્તો એ છે કે તેઓએ રાજીનામું આપવું જોઇએ, પણ ચાવવાના દાંત અને દેખાડવાના દાંત તેમના આ સંસ્થાની બાબતમાં જુદા હોય એમ જણાય છે.

આ સંસ્થાનો વહીવટ સારા આદમીઓના હાથમાં નથી એવી બાબતના લેખ ઉપર જણાવેલા હસ્ત લેખીત ગ્રંથો માટે નવા નિયમો ઘડાયા પછી અને બળભદ્રશર્માએ તેમાંથી પોતાનું અંગ કાઢી લીધા પછી ધી ગુજરાતીમાં પ્રથમ એક મુલતાની મથુરાદાસની સહીના લેખો આવવાની શરૂઆત થઈ. તેમને તેવા લેખ આપવાનું શું કારણ હતું તે હમારે જનસમાજને જણાવવાની ઘણી કડવી ફરજ પડે છે. એમણે પોતાની પેટઅગ્નિ હોલવવા માટે પોતાની મતલબનો લેખ એમની પડોસમાં રહેનાર એક બ્રાહ્મણ વસંતરામની સહીનો પ્રકટ કરાવ્યો હતો.

તે લેખમાં ખાસ બળભદ્ર શર્માનું નામ લખી જણાવ-વામાં આવ્યું હતું કે આ સંસ્થામાં જો કોઈ જાણકાર અને દેખતા હોય તો તે એકજ બળભદ્ર શર્મા અને બાકીના બધા અજાણ્યા અને ચક્ષુ વિનાના છે. સારાંશ ધૃતરાષ્ટ્રો એકઠા થયા છે. આવી રીતે લેખો છપાવી સંતોષ થયો ન હતો, પણ આ મુલતાની મથુરાદાસ આ સંસ્થાને મદદ કરનારાઓમાંના કેટલાકોને ઘરે જઈ "રાવ" રેડવા લાગ્યા કે આ સંસ્થામાં ઘણો અંધેર કારભાર ચાલે છે અને મલાડમાં ગૌશાળા છે તેમાં ગાયોને કાંઈ ખાનપાન આપતા નથી અને કસાઇ કરતા વધારે નિર્દયતાથી મારી નાખવામાં આવે છે. બહાર ગામમાં પણ એવીજ અફવા ઉડાડવામાં આવી હતી- આવી ફીરીયાદ મોટાં મંદીરના મહારાજ ગો. શ્રીગોકુલના-થજી પાસે પણ કરવામાં આવેલી પણ તેઓશ્રી ફીરીયાદ કરનારનો અંદરનો હેતુ સમજતા હોવાથી હમોને તે માટે કાંઈ તે બાબતમાં કહેવામાં આવેલું નહી. તેવીજ રાવ હમારા પાડોસી મુલતાની પરમ વૈષ્ણવ આ સંસ્થાને વખતો વખત સેવા કરનાર શેઠ નારણદાસ આસા-મલને આ મથુરાદાસ તરફથી કરવામાં આવેલી તેમણે એ બાબતમાં હમોને પુછ્યું ત્યારે તેમને ઘટતો ખુલાસો કર્યો તેથી સંતોષ પામ્યા અને તે પછી આ મુલતાનીને એવી એવી ખોટી ફરીયાદ પોતાને પેટ બળત્રાને લીધે ન કરવા શીખામણ આપી. ત્યારપછી મોટા મંદીરમાં મહારાજ અને વૈષ્ણવો સમક્ષ એક રાવ બહાદુર કેશ-વજી નથુ સેલર જે. પી. એ હમોને સંબોધીને આક્ષેપ મુક્યો જેનો સારાંશ ઉપર પ્રમાણે હતો.

છેવટે કહ્યું કે "હાલમા કાંઈપણુ કાળું હોવું જોઇએ." આથી હમારી ખાત્રી થવા લાગી કે આ સંસ્થા તરફ સારા સારા ગૃહસ્થોનો અણગમો આ મુલતાની મથુરાદાસે ઉત્પન્ન કર્યો છે, આ હકીકતો હમોએ શેઠ ત્રીભુવનદાસ પ્રેસીડંટ સાહેબને જણાવી તેમને તે બાબતનો ટુંકો અને ટચ "ધી ગુજરાતીમાં" એક પત્ર લખી મોકલ્યો તેમાં હમારી બાબતમાં જેટલો ભાગ પ્રેસીડંટ સાહેબે લખી મોકલ્યો હતો તે અધિપતીએ કાઢી નાંખીને બાકીનો ભાગ શેઠના નામને ખાતર પ્રકટ કર્યો. ત્યાર પછી તે બાબતની ચર્ચા પત્ર-દ્વારે આવતી બંધ થઈ. પણ હમોને રૂબરૂમાં ન સાંભળી શકાય તેવા આક્ષેપો "બાંગડ" કેશવજી નથુ સેલર જેવા સંભળાવવા લાગ્યા. એવાઓની ગેરસમજુતી દૂર કરવા માટે હમારે આ સ્થળે ખાસ જણાવવું જોઈએ કે આ મુલતાની મથુરાદાસ તે કોણ ? અને એમને આવી નિંદા કરવાનું કારણ શું ?

આ સંસ્થાને લગતી મલાડમા રા. રા. વીઠલદાસ રાજારામ દલાલે પંડિતજીના નામે ઉઘરાણું કરી એક ગૌશાળા અને તેના નિભાવ માટે હવાફેર કરવા આવનારા માટે એક મજલાની ચાલ બાંધી છે. ઉન્હાળાના દીવસોમાં આ ચાલને સેનીટેરીયમ માની ઘણા ભાડું આપી રહેવા આવે છે. આથી પંડિતશ્રીની સંસ્થાને વાર્ષીક પેદાશ સુમારે રૂ. ૪૦૦) જેટલી આવે છે.

આ ચાલ બંધાઈ ત્યારથી ઉત્તર બાજુમાં હવા અજવાળાવાળા સારામાં સારા બમે ગાળાના બે દીવા-નાખાના આ સંસ્થાની મેનેજીંગ કમીટીમાંના એક

સરકારી નોકરી કરનાર જ્ઞાતે મોઢ વણીક રા. રા. ભુખણદાસ ભાણુભાઈ દેસાઈએ પોતાને હસ્તક રાખેલા અને તેમાં પોતાનો સરસામાન રાખેલો અને જરૂર પડે તો ત્યાં જઈ ઉન્હાળાની મોસમમાં હવાફેર કરવા જાતા અને કુટુંબ સહીત રહેતા. કેવા હકથી રહેતા તેની હમોને પ્રથમ ખબર નહીં. હમો પોતે પણ એક વખતે હમારી પહેલાના મંત્રી રા. રા. ઠાકોરદાસ દલાલના વખતમાં રૂ. ૩૫)નું ભાડું આપી આ ચાલમાં રહેતા હતા, તે વખતે આ રા. રા. ભુખણદાસ હમારી માફક ભાડુત તરીકે રહેતા હશે એવો હમોને ખ્યાલ હતો, જ્યારે આ સંસ્થામાં હમો માન્યાધિકારી મંત્રી તરીકે કામ કરવા લાગ્યા તે પછી મલાડની જગાનો વહીવટ રા રા. ભુખણદાસના હાથમાં હતો, તેમણે આ મુલતાની મથુરાદાસને ભોંયતળીએ ૬ માસની મોસમનું બીલ કરી ભાડુત તરીકે રાખેલો તેના કબજામાં પણ સરસમાં સરસ ચાલનો ભાગ ભાડે આપેલો જોયો. જગાના પ્રમાણમાં અને બીજાઓ આગળથી જે ભાડું આવતું હતું તેના પ્રમાણમાં આ મુલતાની પાસેથી જે ભાડું લેવામાં આવતું તે ઘણું ઓછું હતું. આ માટે હમોએ પુછપરછ કરી ત્યારે હમોને મીં૦ ભુખણદાસ તરફથી જણાવવામાં આવ્યું કે તે ઘણો ઉપયોગી અને ઉદ્યમી માણસ છે, માટે તેનું ભાડું ઓછું લેવામાં આવે છે. હમોને આ માણસ માટે મલાડમાં તેમના ઉદ્યમનો જે વૃતાંત મલ્યો હતો તે ઉપરથી ગંભીર વિચાર થયો કે આવા "ઉદ્યમી" માણસો પોતાના ઉદ્યમનો ઉપયોગ આ સંસ્થાની હાની કરવામાં રખેને કરે. એમનો પોતાનો બંગલો આ

ચાલની લગોલગ પણ ખુણામાં હતો અને છે. પોતે આ ચાલમાં ફકત રૂ. ૨૫) મોસમના આપે અને પોતાનો બંગલો બીજાને રૂ. ૧૫૦) ના ભાડે આપે આવો તેનો ઉદ્યમ!!! ધંધો મલાડમાં ઇસ્ટેટની દલાલી કરતો જણાયલો. આ ચાલમાં રહી આ સંસ્થાના ત્યાં રહેતા માણસોને ખાસ પોતાના બંગલાના કામમાં લગાડતો. જો તેમની મરજી પ્રમાણે ન કામ કરે તો તેની ફીરીયાદ અત્રે કરી તેમને વખતોવખત ઠપકો અપાવતો, કદાચ દંડ પણ કરાવતો; પણ પણ અન્યાય ક્યાં સુધી ચાલે? પાપનો ઘડો ભરાઇ ઉભરાવા લાગ્યો. માણસોની લેખીત ફીરીયાદ આ મુલતાની વિરૂદ્ધ આવવા લાગી. કેટલીક તો ઘણી ગીલીચ ફીરીયાદો હતી. કમીટી ભરી, તે ફીરીયાદો રજુ કરી આ વખતે આ મુલતાનીએ આ સંસ્થામાંથી કાઢી મુકાયલા નોકરો પાસે તેમજ તેમના લાગતાવળગતાઓ પાસે ફીરીયાદ ઉપર ફીરીયાદ હમારી જાત માટે કરાવી. એકંદર વીચાર કરતાં કમીટીએ ઠરાવ કર્યો કે આ મુલતાનીને મલાડની ચાલીમાં બીલકુલ રાખવો નહી એકદમ જગા ખાલી કરાવવી. રા. રા. ભુખણદાસે વાંધો લીધો કે મેં તેને ૧૨ માસની બંધણીથી ભાડે રાખ્યો છે તેથી ખાલી કરાવી શકાય નહી. પણ તે તેમની ફક્ત મોંઢાની વાત હતી. બીલમાં ફક્ત મોસમનીજ બંધણી હતી. જેમ તેમ સમજાવી વાણીઆ વિદ્યાનો ઉપયોગ કરી આ મુલતાનીને આ ચાલમાંથી રૂકસત આપી. તેની પેટ બળત્રાના ઉપર જણાવેલા તેમના લેખો અને તેમનું ઘરે ઘર જઇ રાવ રેડવાનું થયું.

આ મુલ્લતાનીનું પ્રકરણુ સમાપ્ત થયા પછી રા. રા. ભુખણુદાસ એ ચાલીમાં કયા હકથી બે દીવાનખાના વાપરે છે તે માટે સવાલ ઉભો થયો તે માટે લખીતવાર તેમને પુછવામાં આવ્યું આ સંસ્થાના જુના દફતરોમાંથી એક બીલ રા. રા. ઠાકોરદાસ દલાલ અને બીજા એની સહીનું રૂ. ૪૫) ના ભાડ.નું બીલ રા. રા. ભુખણુદાસના નામનું હાથ આવ્યું પણ તે વસુલ થયલું હોય એમ જણાયું નહી. રા. રા. ઠાકોરદાસને તે બાબત પુછતાં જણાયું કે તે જગા તેમને ભાડે આપવાનું નકી કરેલું હતું પણ " મારતેમીઆ " આગળથી કોણ વસુલ કરી શકે ? જ્યારે કમીટીમાં એ સવાલ રજુ થયલો ત્યારે મી૦ ભુખણુદાસે એમ જણાવ્યું કે એ ચાલ બાંધવાનું ઉઘરાણું કરવામાં આવેલું તે વખતે હમોએ રૂ. ૧૦૦૦) એક હજારની રકમ હમારા એક મીત્ર પાસે ભરાવી આપી તેના બદલામાં ૨૫ વર્ષની સરતે વગર ભાડે તે ચાલમાં હમોને પસંદ પડે તેવા ચાર ખંડ આપવામાં આવ્યા છે. તે બાબતનો દસ્તાવેજ જોકે નથી પણ એક કાગળ શેઠ ત્રીભુવનદાસની સહીનો છે. તે હજુ સુધી તેમને હાથ લાગ્યો નથી. આવું જ્યારે તેમનું બોલવું થયું ત્યારે હાલ સ્વર્ગવાસી શેઠ રણુછોડદાસ ઠાકરશીનું બોલવું થયલું કે વાણીઆ ભાઇએ પારકે પૈસે રૂ. ૧૦૦૦) નું વ્યાજ આવી જગા રાખી પ્રાપ્ત કર્યું ગણાય નહીં કે શું ? એવી સરતે રૂપીઆ લઇ શકાય કે કેમ ? શેઠ ત્રીભુવનદાસ એકલાથી એવી સરતે આ સંસ્થામાંથી વગર ભાડે કોઇને એવી જમાનો કોઇ પણ ભાગ આપી શકાય કે કેમ ? આવા પ્રશ્નોથી એમનું મન દુઃખાય તેમાં નવાઈ નહી, કારણુ કે એવા સત્યવકતાના ઉદ્દગારો દુઃખ ઉત્પન્ન

કરે તેવા હતા. ત્યાર પછી આ સવાલો રખેને ગંભીર રૂપ પકડે તેમ ધારી આ વર્ષે રા. રા. ભુખણદાસે પોતાની રાજીખુશીથી પોતાના તાબાના દીવાનખાનાઓ ઉપરના તાળા ખસેડી નાંખ્યા છે અને તેમાંથી પોતાનો તમામ સરસામાન લઈ ગયા છે. આવી રીતે દીવાનખાના ખાલી પડવાથી આ સાલ આ સંસ્થા ભાડે આપવા ભાગ્યશાળી થઈ છે તે માટે હમો રા. રા. ભુખણદાસનો સંસ્થા તરફથી ઉપકાર માનીએ છીએ, આવા સવાલોથી તેમનું મન દુઃખાવાથી આ સંસ્થામાં કોઇ પ્રકારના વહીવટમાં ભાગ લેતા નથી એટલુંજ નહી પણ હમારી સાથે તેમનો પ્રથમ જે સંબંધ મિત્રપણાનો હતો તે હતો નહતો તેવો કરી નાંખ્યો છે. જેવી પ્રભુ ઈચ્છા.

આ પંડિતજી માટે ટીપણીના પાન ૩૮-૩૯ ઉપર જે ઉદગારો પંડીતજીની બાબતમાં હમોએ લખ્યા છે તેથી કેટલાક આચાર્યશ્રીઓને માઠું લાગે એવો સંભવ ઉપન્ન થાય એમ આસપાસ ફુંકાતા વાયરાથી લાગે છે. હમો આ ભટ્ટ વર્ગમાંના એક પંડિતશ્રીને પોતાની જાતના ખરા પણ આચાર્યશ્રીની પદ્વી ધરાવનારા, એવા આચાર્યની પદ્વીએ મુકવાની જરાપણ હમારી ખાયસ નહતી અને છે પણ નહી. હમારો લખવાનો ઉદ્દેશ એટલોજ કેતેમને જે જે આચાર્યશ્રી તરફથી વખતો વખત સહાય અને આશ્રો મળ્યો છે તે વ્યક્તિને બાદ કરતા બાકીના વર્ગની તેમના તરફ જોઈએ તેવી દીલસોજી અને સહાય ન હતી. જેઓ તરફથી જે કાંઈ સહાય મળી છે તેનો બદલો પંડિતશ્રીએ તેમના વિદ્યાબળનો લાભ આપી મહારાજશ્રીના

એક સેનાધીપતી તરીકે આ સંપ્રદાયની રક્ષા કરી છે. સેનાધિપતિ લોર્ડ કીચનરના પ્રાક્રમો જેમ જીઓર્જ પ્રહેનશાહના પ્રાક્રમો ગણાય અને તેથી જીત મળે તે શહેનશાહનીજ જીત ગણાય, તેમજ આ ધર્મ યુદ્ધમા સેનાધીપતી પંડિત શ્રી ગદુલાલાજીના જે વિદ્યા બળના પ્રાક્રમોથી મેળવેલી જીત તે મહારાજા-રાજાના રાજાની-જીત ગણાય એમ બોલવા અથવા લખવામાં રાજકર્તાઓની નિંદા કરી ગણાતી નથી. આ તો જાણીતી વાત છે કે રણસંગ્રામમાં લોહી રેડનારા સીપાયડા હોય છે અને જશ ખાનારા તેઓના ઉપરી હોય છે. એ નજરે હમો જોઇને પંડીતશ્રીના પ્રાક્રમો માટે ઉદગારો કાઢેલા છે. તે છતાંપણ કોઈપણ ગુસાંઈના બાળકને એથી ખોટું લાગવા સંભવ હોય તો હમો તે માટે તેમની ક્ષમા માગીએ છીએ.

આ સંપ્રદાયમાં મોટા મોટા વિદ્વાન આચાર્યો થઇ ગયા છે. દશદિગંત વિજયી કહેવાયા છે. બોંબે ગેઝેટીઅર જેવા સરકાર તરફથી પ્રગટ કરવામાં આવેલા ગ્રંથોમાં શ્રી ગુસાંયજીના ચોથા લાલ શ્રી ગોકુલનાથજી જેવાની વિદ્વતા માટે સુંદર લખાણો થયા છે. લેખવાળા શ્રીના ગ્રંથોના સાહીત્યને એકઠા કરવામાં જો આવે તો મહાભારત હાલ જે હૈયાત છે તેનાથી ૯ ગણા કદના મહાભારતોનું કદ થાય અથવા હાલ હૈયાત ૧૮ પુરાણો છે તેને બેવડા કરતાં ગ્રંથનું જે કદ થાય તેટલા કદનું તે સાહીત્ય છે. હાલ તો સંપ્રદાયમાં તેથી ઉલટું નજરે પડે છે અને ભટ્ટજી વર્ગમાં પંડીતજી જેવા એક દીપક ઉપર જણાવેલી પ્રખ્યાતીના આચાર્યોશ્રીની

યાદ દેવડાવે, ત્યારે આ દિપક માટે તેવા ઉદ્દગારો સહેજમાં નીકળી જાય તે બનવા જેવું છે.

હમોને હમારા એક મિત્રે ખાસ યાદ કરાવ્યું છે કે આ પંડિતશ્રીને શ્રીનાથદ્વારના હાલ ટીકેતશ્રીનો, મુંબઇના મોટા મંદીરવાળા મહારાજશ્રી જીવણલાલજી મહારાજનો, શ્રીકાંકરોલીવાળા શ્રી બાળકૃષ્ણજીનો, અને શ્રીકામવનવાળા શ્રીદેવકીનંદનાચાર્યજીનો, અછો આશ્રો મળતો હતો તેમ તેમનું માનપાન સાચવતા હતા, આ વાત પ્રશંસાપાત્ર છે. પંડિતશ્રીને શ્રીજીવણલાલજીએ પ્રસંગોપાત જોઈએ તેવો આશ્રો આપવાથી અને માનપાન સાચવવાથી પંડિતશ્રીએ ખાસ કાળજીથી તેમની પાછળ તેમની ગાદી દીપાવે તેવા બાળકને હાલના મહારાજશ્રી ગોકુળનાથજીને પસંદ કર્યા હતા.

આ સંપ્રદાયમાં આ પંડિતશ્રીનો રચેલો વેદાંત ચીંતામણી નામનો એક ગ્રંથ છે જે સર્વત્ર આધારરૂપે મનાય છે.

**માગસર**

સુદ ૧૦ **ઉત્સવતિથી** શ્રીદામોદરજી ॥ શ્રીવ્રજરતનજી
( ૧૯૦૨ )
ઘર ૧ પેઢી ૧૩/૨.
**સ્થળ-વેરાવળ**

તેમના વહુજીનું નામ શ્રી ગંગા વહુજી હતું. મુંબઇમાં કુંભાર ટુકડામાં એમની હવેલી હતી તેમાં શ્રી ગુશાંઇજીના સેવ્ય શ્રી મદનમોહનજી બીરાજતા હતા જેને હાલ શ્રીલાલની હવેલીમાં પધરાવવામાં આવ્યા છે. મકાન શ્રી રાજનગરના શ્રી વ્રજરાયજી ( લંગડા )

મહારાજના વહુજી ભાભુજી મહારાજે વેચાતું લીધું હતું. ત્યારથી તેમના નામે હવેલી ઓળખાતી હતી.

**માગસર**

સુદ ૧૧ **મોક્ષદા એકાદશી.**

ચંદન અને પુષ્પ અને પંચામૃતથી વિષ્ણુની પુજા કરવી. નૃત્ય કરાવવું, અને મંગળગીત ગવરાવવાં. માતા પિતા અથવા પુત્ર વગેરે કોઈ નરકમાં પડેલું હોય તે આ એકાદશીના પ્રભાવથી સ્વર્ગમાં જાય છે. એટલે તે મોક્ષ આપનારી એકાદશી કહેવાય છે. મોક્ષ આપનારી આ એકાદશી જેવી બીજી કોઈ એકાદશી નથી.

૧૧ **ઉત્સવ**-શ્રીવિઠ્ઠલરાયજી (નાથજી)॥શ્રીકૃષ્ણરાયજી
( ૧૮૭૯ )
ઘર ૧ પેઢી ૧/૪.

૧૧ **ઉત્સવ**–શ્રીકલ્યાણરાયજી॥શ્રીવિઠ્ઠલનાથજી (૪)
( ૧૮૯૫ )
ઘર...૬ ... ... પેઢી ૧૩/૧
સ્થળ **મથુરા**
નોંધ–શેરગઢની વંશાવળીની પ્રતમાં ઉત્સવની તિથી વદ ૧૧ આપી છે.

૧૧ **ઉત્સવ**–શ્રી વ્રજવલ્લભજી / શ્રી બાળકૃષ્ણજી ॥ શ્રી મુરલીધરજી
( )
ઘર ૧ શ્રી દીક્ષિતજી ... પેઢી ૧/૪
સ્થળ–**ચાંપાસેની**
**વંશ સમાપ્ત.** આ મહારાજશ્રીનું અસલ

નામ શ્રી બાળકૃષ્ણજી; પણ જુનાગઢની ગાદીએ પધાર્યા પછી શ્રી વ્રજવલ્લભજી નામ ધારણ કર્યું.

માગસર

સુદ ૧૩ જન્મતિથી–શ્રીજીવણલાલજીાશ્રીવલ્લભજી
( ૧૯૧૯ )
ઘર...૧ ... પેઢી ૧૩/૧
શ્રી કાકા વલ્લભજીના ત્રીજા લાલના વંશમાં
સ્થળ–**પોરબંદર**

પ્રથમ શ્રી ગોકુલના ત્યાં તેમના ઠાકુરજીની ચોરી થઇ તેથી ખાટું મન થઇ ગયું તેથી તે ગામ છોડી દીધું

સ્વરૂપ–શ્રી મહાપ્રભુજીના સેવ્ય શ્રી મદન મોહનજી પોરબંદરની હવેલીમાં બીરાજે છે. આ ઠાકુરજીનો પાટોત્સવ શ્રાવણ વદ ૧૧નો છે

૧૪ **જન્મ**–શ્રીદ્વારકેશલાલજીાશ્રીવિઠ્ઠલનાથજી
( ૧૯૬૦ )
ઘર...૧ શ્રી દીક્ષિતજી...પેઢી ૧૪/૧
સ્થળ–**ચાંપાસેની**

આ લાલને તેમની કચ્છ–માંડવીવાળા કાકી શ્રીકમળાવહુજી ગોસ્વામીની ખોળે લેવાના છે

૧૫ છપ્પનભોગ.
શ્રી બળદેવજીનો જન્મોત્સવ.
શ્રી દત્તાત્રયનો જન્મ.
મુંબઇમાં ગો. શ્રીદ્વારકેશલાલજીને માથે બીરાજે છે તે શ્રીદાઉજીનો પાટોત્સવ.

**માગસર**

સુદ ૧૫ **ઉત્સવતીથી**–શ્રી દ્વારકેશજી ॥ શ્રી વિઠ્ઠલેશજી.
( ૧૭૭૪ )
ઘર ૧ પેઢી ⁶/₆.
શ્રી કાકા વલ્લભજીના પહેલા લાલના વંશમાં
સ્થળ
તેમનો વંશ ચાલુ છે–અમરેલી–બેટ દ્વારકા–
જામનગર–નડીયાદ–મુંબઈ.

૧૫ ઉત્સવ–શ્રી ગોપાલજી ॥ શ્રી વિઠ્ઠલરાયજી (૨)
( ૧૮૧૦ )
ઘર નં. ૬ પેઢી ⁶/₆.
સ્થળ–**કાશી**
તેઓશ્રી મહાન વિદ્વાન અને ગ્રંથકાર કાશી-
વાળા શ્રી ગીરધરજી ( ૧૮૫૭ પોષ સુદ ૩)
ના પીતા થાય.

૧૫ **ઉત્સવતી થી**–શ્રી ઘનસ્યામજી ॥ જદુનાથજી.
( ૧૮૪૧ )
ઘર ૧ પેઢી ¹¹/₇.
શ્રી બડે દાઉજીના વંશમાં
સ્થળ કામવન–ગોકુળ–મુંબઈ.
વંશ ચાલુ છે.

**માગસર**

વદ ૨ **ઉત્સવ**–શ્રી ગીરધરજી ॥ શ્રી મથુરાનાથજી.
( ૧૮૮૪ )
ઘર ૧ પેઢી ¹²/₇.
શ્રી બડે દાઉજીના વંશમાં
સ્થળ **નડીયાદ**

**માગસર**

વદ ૨ **ઉત્સવ–શ્રી મુરલીધરજી** ॥ શ્રી ગોવિંદરાયજી.
( ૧૮૯૯/૯૯ ).
ઘર ૧ શ્રી દીક્ષિતજીના ત્રીજા લાલના વંશમાં
સ્થળ પેઢી ૬/૧
ચાંપાસેનીમાં વંશ ચાલુ છે.

૩ **ઉત્સવ**–શ્રી મટુજી ॥ શ્રી મથુરાનાથજી.
( ૧૮૯૪ )
ઘર ૧ પેઢી ૧૨/૪
શ્રી બડે દાઉજી ॥ શ્રીગિરધરજીના વંશમાં
સ્થળ–**નડીયાદ**

૫ **ઉત્સવ**–શ્રી કલ્યાણરાયજી ॥ શ્રી ગોવિંદરાયજી.
( ૧૬૩૩/૨૫ )
ઘર ૨ પેઢી ૪/૬

૭ **ઉત્સવ**–શ્રીરણછોડલાલજી ॥ શ્રીજીવનલાલજી
( ૧૯૩૯ )
ઘર ૧ પેઢી ૧૪/૨
સ્થળ–ગોકુળ–પોરબંદર–**મુંબઈ**–ચાંપાસેન.
મુંબઈમાં શ્રીલાલબાવાના મંદીરના શ્રીઘન-
સ્યામલાલજીની ગાદીએ પધાર્યા છે.
સ્વરૂપ–શ્રીમહાપ્રભુજીના સેવ્ય શ્રીનવનીત
પ્રીયાજી બીરાજે છે, જેમનો
પાટોત્સવ–મહા વદ ૭ નો છે.
શ્રી ચાંપાસેનની હવેલીમાં શ્રી મહાપ્રભુજીના
સેવ્ય શ્રીશ્યામમનોહરજી બીરાજે છે તે તેમને
**માથે** હાલ બીરાજે છે શ્રીગોકુલમાં શ્રીપદ્મા-
**વહુજીની હવેલી** છે તે પણ તેમની છે.

માગશર

વદ ૯ શ્રી ગુસાંઈજી ઉપનામ શ્રીવિઠ્ઠલનાથજી ॥
શ્રીવલ્લભાચાર્યજી (૭)

( ૧૫૭૨ )

[ એમના પ્રાગટ્ય વખતે એક બ્રાહ્મણ શ્રી વિઠ્ઠલનાથજી નામના ઠાકુરજી શ્રીમહાપ્રભુજી આગળ લઇ આવ્યો તે સ્વરૂપને તેમને માથે પધરાવવામાં આવ્યું આથી આ બાળકનું નામ શ્રીવિઠ્ઠલનાથજી પાડ્યું.

આ માટે જુઓ ટીપણ પાન ૧૪ અને ૭૫. કર્નલ ટોડના રાજસ્થાનમાં પણ ઉપરની ગાથા લખી છે.

બોંબે ગેઝીટીઅરમાં તેમની આયુષ ૯૦ વર્ષની આપી છે તે વાત ખરી નથી ૭૦ ૭૨ વર્ષ આ ભુતલ ઉપર બીરાજ્યા છે.

વિદ્વાન મહારાજ હતા.

અકબર બાદશાહ તેમના સેવકોમાંના એક ગણાતા. ટોડરમલ અને બીરબલ પણ તેમના સેવકો હતા.

અકબરે એમના વંશનાઓને કાયમ માટે વંશપરંપરા ચાલુ રહે તેવો “ મહારાજ ”નો ખિતાબ આપ્યો, ત્યારથી આ સંપ્રદાયના પ્રત્યેક આચાર્યોશ્રીને મહારાજ કહેવામાં આવે છે.

આ ખેતાબ પહેલાં સૌ આચાર્યોશ્રીઓ દીક્ષિત કહેવાતા હતા.

સાત સ્વરૂપોની વહેંચણી છેલ્લીવાર ૧૬૪૦ ના કારતક શુદ ૧ ની કરી.

તેમને બે પત્ની હતાં. પહેલાના પ્રથમના ૭ લાલ અને બીજાને એક: કુલ ૭ બાળકો હતા. હાલના આચાર્યશ્રીઓ તેમના પહેલા લાલના અને ૬ઠ્ઠા લાલના વંશના છે, બાકીના બાળકોના વંશો સમાપ્ત થયા છે. કૃષ્ણદાસ અધિકારીએ તેમને માટે શ્રીનાથજીના દર્શન ૬ માસ સુધી બંધ કરાવ્યા હતા. તે વખતે શ્રીગુશાંઇજીના રચેલાં વિરહના પદો વાંચવા લાયક છે.

**માગશર**

વદ ૧૦ ઉત્સવ—શ્રી વિઠ્ઠલેશજી ॥ શ્રીમથુરાનાથજી (૨)
(૧૮૫૯)
ઘર ૧ પેઢી ૧૨/૩
શ્રીગિરધરજી ॥ કાકા વલ્લભજીનો વંશ
સ્થળ—મુંબઇ
તેમનો વંશ ૧૪ મી પેઢીના શ્રી વ્રજશિરોમણીજી શ્રીગોપકેશજી પછી સમાપ્ત થાયછે.

૧૧ ઉત્સવ—શ્રીગોવિંદજી ॥ શ્રીવિઠ્ઠલેશરાયજી (૪)
(૧૭૬૯)
ઘર ૧ ... ... પેઢી ૬/૮
શ્રીબડે દાઊજી ॥ શ્રીગિરધરજીનો વંશ.
તેમનો વંશ ૧૨મી પેઢી પછી સમાપ્ત થાયછે.

**માગસર**

વદ ૧૧ **સફળા એકાદશી.**

આ એકાદશીના અધિ દેવ નારાયણ છે. માટે વિધિથી તેની પુજા કરવી સર્પોમાં જેમ શેષનાગ ઉત્તમ છે, પક્ષીઓમાં જેમ ગરૂડ

ઉત્તમ છે, યજ્ઞોમાં જેમ અશ્વમેધ ઉત્તમ છે, નદીઓમાં જેમ ગંગાજી ઉત્તમ છે, દેવોમાં જેમ વિષ્ણુ ઉત્તમ છે અને મનુષ્યોમાં જેમ બ્રાહ્મણ ઉત્તમ છે તેમજ સઘળા વ્રતોમાં આ એકાદશી ઉત્તમ છે. નાળીયેર, બીજોરાં, લીંબુ, દાડિમ, સોપારી, લવિંગ અને આંબા વગેરે જે કંઇ તે સમયે તથા દેશમાં થયલાં હોય તે, તથા નાના પ્રકારનાં ફળ વડે શ્રીનારાણુની પુજા કરવી.

આ સંપ્રદાયની ટીપણીઓમાં તેટલા માટે ખાસ લખવામાં આવે છે કે ભોગમાં ફળ અવશ્ય ધરવાં, તેનું દાન પણ અવશ્ય કરવું.

**માગસર**

વદ ૧૨ **ઉત્સવ**–શ્રીગોકુલનાથજી॥શ્રીમથુરાનાથજી (૨)
( ૧૮૨૨ ) ( કોઈ સ્થળે ૧૩ લખી છે )
ઘર ૧ ... ... પેઢી $\frac{૯}{૪}$
શ્રી કાકા વલ્લભજીના ૭મા લાલનો વંશ
સ્થળ–મુંબઈમાં મોટી હવેલીના મુળ સ્થાપક:
તે હવેલીના લાગા હજુ સુધી તેમના નામ ઉપર ચાલુ છે.

,, **ઉત્સવ–**શ્રીવ્રજભુષણજી ॥ શ્રીરઘુનાથજી (૧)
( ૧૮૩૯ )
ઘર ૧ ... ... પેઢી $\frac{૧૦}{૩}$
શ્રી દીક્ષિતજીના વંશમાં શ્રી રઘુનાથજી ॥ શ્રી રણછોડજીના વંશમાં
સ્થળ–**રાજનગર**

એમના લાલ શ્રી વચ્છાજી (૧૮૯૫ માહા વદ ૧) પછી વંશ સમાપ્ત

**માગસર**

વદ ૧૩ **જન્મ**-શ્રી પુરૂષોત્તમજી ॥ શ્રી દામોદરલાલજી (૧૯૬૮)

ઘર ૬ ... ... પેઢી ૧૬/૧

સ્થળ-**મથુરા**

## પોશ.

**પોશ**

સુદ ૨ મકર સંક્રાંતી-ઉત્તરાયણુ-તલદાન-ભક્ષણુ-તર્પણુ-હોમ કરવાનું મહાત્મ.

૩ **ઉત્સવ**-શ્રી ગિરધરજી ॥ શ્રીગોપાલજી (૧) (૧૮૪૭)

ઘર...૬ પેઢી...૧૦/૧

ટીકેત શ્રીમધુસુદનજી॥શ્રીજદુનાથજીના વંશમાં

સ્થળ...કાશી

આ સંપ્રદાયમાં મહાન વિદ્વાન ગ્રંથકાર શ્રીનાથજીની ગોદમાંથી શ્રી મુકુંદરાયજીનું સ્વરૂપ અને છઠ્ઠા ઘરના માનપાનના સુખપાલ અને આરતીના હકો ટીકેટ શ્રીદાઉજી ॥શ્રી ગિરધરજી (૧૮૫૩) પાસેથી ગુરૂદક્ષણામાં માગી લીધેલા.

તેમણે લીલા કર્યા પછી લગભગ ૩૦ વર્ષ આ ગાદી ઉપર તેમના બેટીજીએ છઠ્ઠાજ ઘરના મથુરાવાળા ૧૩/૧ પેઢીવાળા શ્રી જીવનલાલજી ॥ શ્રી કલ્યણુરાયજી (૧૯૨૨) ને આ ગાદીએ પધરાવ્યા હતા.

પોશ

સુદ ૭ ઉત્સવ–શ્રીરણછોડજી ॥ કનૈયાલાલજી (૧)
( ૧૯૦૮ )
ઘર ૧ પેઢી ૧૧
શ્રી દીક્ષિતજીના વંશના ૭ મી પેઢીના (૩)
શ્રી જીવનજી ॥ શ્રી રણછોડજી ( ૧૭૩૦ )
ના વંશમાં
સ્થળ–શ્રી બુંદીકોટા
સ્વરૂપઃ—
શ્રીમહાપ્રભુજીના સેવ્ય શ્રી મથુરેશજી ત્યાં બીરાજે છે.
જામ ખંભાળીઆમાં તેમની એક હવેલી છે.
મુંબઈમાં શ્રી માધવરાયજીની હવેલી તેમની છે.

૮ ઉત્સવ–શ્રી દ્વારકાનાથજી ॥ શ્રી લછમણજી (૪)
( ૧૮૧૩ )
ઘર ૧ પેઢી ૧૦
શ્રી કાકા વલ્લભજીના ત્રીજા લાલ શ્રી ગોપાળજી ( ૧૭૩૩ ) ના વંશમાં
તેમનો વંશ બુંદી કોટા, પોરબંદર અને મુંબઈમાં ચાલુ છે.
સ્વરૂપ–શ્રી છોટા મથુરેશજી

૮ જન્મ–શ્રીગોપેશ્વરલાલજી ॥ શ્રી લશકરીલાલજી
( ઉપનામ શ્રીગોવિંદલાલજી ).
જ.
ઘર...૧ પેઢી...૧૬
શ્રીગિરધરજીના પહેલા લાલ શ્રીરઘુનાથજીના વંશમાં.

# પાન ૧૯૧.

શ્રી દીક્ષિતજીના ત્રીજા લાલજીના વંશમાં સીધી લીટીમાં આવેલા હૈયાત બાળકોના વડીલોની પેઢી ૪ થી પેઢી ૧૫ સુધીની વંશાવળી.

૪

૩ શ્રી ગોપિનાથજી ઉપનામ શ્રીદીક્ષિતજી ॥ શ્રી ગુસાંઇજી ૧૬૩૫ પોશ વદ ૬.

૫

- ૧ શ્રી વલ્લભજી (૨) ૧૬૬૦ પોશ વદ ૩
- ૨ શ્રી મથુરાનાથજી (૪) ૧૬૬૨ કારતીક વદ ૧૪
- ૩ શ્રી ગોવિંદરાયજી (૪) ૧૬૭૩ શ્રાવણ સુદ ૭
- ૪ શ્રી રામકૃષ્ણજી (૩) ૧૬૭૫ ચૈત્ર વદ ૧

૬

૧ શ્રી મુરલીધરજી (૪) ૧૬૯૬ માગશર વદ ૨

૭

૨ શ્રી દામોદરજી (૩) ૧૭૨૦ પોશ સુદ ૬

૮

૩ શ્રી મુરલીધરજી (૧) ૧૭૬૦ કા. વદ ૦))

૯

૧ શ્રી દામોદરજી (૩) ૧૭૯૭ ફાગણ વદ ૧૨

૧૦

૧ શ્રી વિઠ્ઠલનાથજી (૩) ૧૮૨૬ માગશર સુ. ૮

૧૧

૨ શ્રી ગોપીનાથજી (૫) ૧૮૫૨ ભાદ. વદ ૬

૧૨

૨ કુંજલાલજી ઉપનામ શ્રી કુંજબીહારીજી (૭) ૧૮૮૧ ફાગણ સુ. ૧૧

૧૩

- ૧ શ્રી પન્નાલાલજી (૦) ૧૯૦૩ અષાડ સુદ ૭ — કચ્છમાંડવી. નોંધ–આ ગાદી તેમના નાનાભાઈ શ્રી ઘનસ્યામજીને પ્રાપ્ત થઈ મુંબઈમાં માધવબાગના શ્રીલક્ષ્મી નારાયણની પ્રતિષ્ઠા તેઓશ્રી હસ્તક સં. ૧૯૩૦ના વૈસાખ સુદ ૧૨ના દીને થઈછે.
- ૨ શ્રી મુરલીધરજી (૨) ૧૯૦૭ ભાદ. સુદ ૯
- ૩ શ્રી દામોદરજી ઉપનામ શ્રી કૃષ્ણજીવનજી ૧૯૦૯ શ્રાવણ સુ ૩ — ચાંપાસેન–જામનગર
- ૪ શ્રીગોકુલનાથજી (૦) ૧૯૧૧ માહા વદ ૧૧
- ૫ શ્રી વિઠ્ઠલનાથજી ૧૯૧૯ શ્રાવણ વદ ૧૨
- ૬ શ્રી ઘનસ્યામજી ૧૯૨૨ જેઠ વદ ૮ — કચ્છમાંડવી
- ૭ શ્રી વ્રજરતનજી ૧૯૨૫ માગશર વદ ૧૨

૧૪ (શ્રી મુરલીધરજીના)

- ૧ શ્રી બાળકૃષ્ણલાલજી માગશર સુદ ૧૫. નોંધ–જુનાગઢની ગાદીએ પધાર્યાપછી પોતાનું નામ શ્રી વ્રજવલ્લભજી ધારણ કર્યું હતું. જુનાગઢની ગાદીએ શ્રી ગોકળેશજી ॥ શ્રી ગોવિંદલાલજી (૧૯૦૬ અષાડ વદ ૧) પછી પધાર્યા હતા.
- ૨ શ્રી રઘુનાથલાલજી(૧) આશો સુ ૧૩ — ચાંપાસેની–જુનાગઢી. નોંધ–તેમના ભાઈ શ્રી બાલકૃષ્ણલાલજી ઉપનામ શ્રી વ્રજવલ્લભજી જુનાગઢની ગાદીએ પધાર્યા.

૧૫

શ્રી પુરૂષોત્તમલાલજી ૧૯૭૩ કારતીક સુદ ૨

૧૪ (શ્રી દામોદરજી ઉપનામ શ્રી કૃષ્ણજીવનજીના)

૫ શ્રી ગોવીંદનાથજી ૧૯૪૪ ભાદ. સુ. ૧૨
નોંધ–મુંબઈમાં મોટા મંદિરમાં શ્રીજીવનલાલજીના દત્તક પુત્ર તરીકે જે નામ ધારણ કર્યું તે. શ્રી ગોકુલનાથજી

૧૫

- ૧ શ્રી કૃષ્ણજીવનજી ઉપનામ શ્રી ગિરિધરલાલજી ૧૯૬૧ શ્રાવણ વદ ૯
- ૨ શ્રી દીક્ષિતજી ૧૯૭૦ વૈશાખ વદ ૧૨
- ૩ શ્રી ગોપીનાથજી ૧૯૭૨ શ્રાવણ સુદ ૧૧

૧૪ (શ્રી વિઠ્ઠલનાથજીના)

ચાંપાસેન–જામ–ખંભાળીઆ.

- ૧ શ્રી દ્વારકેશલાલજી ૧૯૬૦ માગશર સુ. ૧૪. નોંધ–આ લાલને શ્રી કચ્છ માંડવીની ગાદીએ શ્રી ઘનસ્યામલાલજીના ગોસ્વામીનીજીએ ગોદે લીધા છે.
- ૨ શ્રી વ્રજનાથલાલજી ૧૯૬૫ શ્રાવણ વદ ૧૦

સ્થળ...**શ્રીનાથદ્વાર**
સ્વરૂપ–વિઠલેશજી
આ મહારાજ શ્રીનાથદ્વારમાં શ્રી વિઠ્ઠલેશજીના ટીકેટની ગાદીએ પધાર્યા છે.
મદ્રાસમાં શ્રીવિઠ્ઠલનાથજીની હવેલી તેમની છે.

પોશ

સુદ ૯ **જન્મતિથી**–શ્રીદામોદરલાલજી ॥ શ્રીગોવર્ધનલાલજી ટીકેટ.
( ૧૯૫૩ )
ઘર...૧ના માલીક શ્રી ગિરધરજીના પહેલા લાલ શ્રીરઘુનાથજી (૧૭૬૨)ના વંશમાં પેઢી $\frac{૮}{૧}$
સ્થળ...**શ્રીનાથદ્વાર**

૧૧ **પુત્રદા એકાદશી.** આ એકાદશીના આધિદેવ નારાયણ છે. આ એકાદશી કરવાથી વિદ્યા યશ અને લક્ષ્મી મળે છે.

ભદ્રાવતી નામની નગરીમાં સુકેતુમાન રાજા અને શૌબ્યા રાણી હતા તેમને પુત્ર સંતતી ન હતી. તેમને વિશ્વદેવ મુનીઓ તરફથી કહેવામાં આવ્યું હતું કે આ એકાદશી જે કરે તેને પુત્ર ઈચ્છનાર હોય તેને પુત્ર થાય તે પ્રમાણે રાજા સુકેતુમાને વ્રત કર્યું તે પછી તેની રાણીને ગર્ભ રહ્યો અને નવ માસ પછી તેને પુત્ર અવતર્યો હતો.

પોશ

સુદ ૬ મુંબઈમાં શ્રીનૃસિંહલાલજીની હવેલીના શ્રી લાલનો **પાટોત્સવ**
**ઉત્સવતિથી**–શ્રી **ગોપિનાથજી** ઉપનામ **દીક્ષિતજી** ॥ શ્રી ગીરધરજી (૪)
( ૧૬$\frac{૩૪}{૪૫}$ )

ઘર ૧ના માલીકના ત્રીજા પુત્ર પેઢી
એમના પહેલા લાલ શ્રી વલ્લભજીનો વંશ
૧૨ પેઢી ચાલી સમાપ્ત થાય છે.
એમના બીજા લાલ શ્રી મથુરાનાથજીનો વંશ
૬ પેઢી પછી સમાપ્ત થાય છે.
એમના ત્રીજા લાલ શ્રી ગોવિંદરાયજીનો
વંશ ચાંપાસેનીમાં ચાલુ છે.
ચોથા લાલ શ્રીરામકૃષ્ણજીનો વંશ સમાપ્ત
થઇ ગયો છે.

**પોશ**

વદ ૯ **જન્મતિથી**-શ્રીવિઠ્ઠલેશરાયજી ॥ શ્રીબાલકૃષ્ણ
લાલજી
( ૧૯૭૦)
ઘર...૬ પેઢી...૧૫
સ્થળ...**કાંકરોલી**

૧૦ **જન્મતિથી**--શ્રીવલ્લભલાલજી ॥ શ્રી ર
છોડલાલજી
( ૧૯૭૦ )
ઘર...૧ પેઢી ૧૫
શ્રી કાકા વલ્લભલાલજીના ત્રીજા લાલ
ગોપાલલાલજીના વંશમાં.
સ્થળ...મુંબઇ
શ્રીલાલબાવાની હવેલીવાળા

**ષટતિલા એકાદશી.**

૧૧ પોષ માસમાં જે દીવસે પુષ્ય નક્ષત્ર હોય
તે દીવસે સ્નાન કરી પવિત્ર થઇ ઇંદ્રીઓને
વશમાં રાખી કામ, ક્રોધ, અભિમાન અને

# પાન ૧૯૨.

પહેલી ગાદીના વંશમાં ૭ મી પેઢીવાળા શ્રી બડે દાઉજીના વંશમાં હૈયાત બાળકોના સીધી લીટીના વડીલોની પેઢી ૧૭ સુધીની વંશાવળી.

ચાડીઆપણાનો ત્યાગ કરી નારાયણનું સ્મરણ કરી, જળથી પગ ધોઈ, છાણુ ભેગું કરવું તેમાં તિલ અને કપાસ નાખી તેનાં છાણાં કરવાં પછી વદમાં જયારે પુર્વાષાઢા નક્ષત્ર હોય અથવા મુળ નક્ષત્ર હોય ત્યારે નિઃસંદેહ થઈ ૧૦૮ વખત હોમ કરવો દ્વાદશીને દીવસે નિયમ લેવો. ( પુણ્ય થવા માટે ) સ્નાન કરી પવિત્ર થઇ નિયમથી નારાયણના નામ વડે તેની પુજા કરી અપવાસ કરવો. રાત્રીમાં જાગરણ કરવું ને હોમ પણ કરવો બીજે દીવસે ફરીથી હરીનું ભજન કરવું ચંદન, અગર, કપુર, તિલ, અને ભાતનું નૈવેદ આપી હરીની પુજા કરવી ને શ્રીકૃષ્ણનું નામ લઈ સ્તુતી કરવી પછી–કોળાં–બીજોરાં ને કાંઇપણ ન મળે તો ઉત્તમ સોપારીનો અર્ધ્ય આપવો તેનો મંત્ર હે કૃષ્ણ! હે કૃષ્ણ! વીગેરે ભણી નમસ્કાર કરી અર્ધ્ય આપવો. પછી બ્રાહ્મણની પુજા કરી, જળનો ઘડો–છત્રી પહેરવા માટે પગરખાં–દાનમાં " શ્રીકૃષ્ણ પ્રસન્ન થાઓ" એમ કહી આપવાં. શક્તી હોય તો કાળી ગાય અને તિલપાત્ર આપવા સ્નાનમાં અને ખાવામાં ધોળા તલ લેવા દાનમાં કાળા તલ વાપરવા.

તિલથી સ્નાન કરવું–શરીરે તિલ ચોપડવા–તિલનો હોમ કરવો–તિલનું જળ પીવું ને તિલ ખાવા અને તિલ આપવા. એ છ પાપનો

નાશ કરનાર છે તેથી આ ષટતિલા એકા-
દશી કહેવાય છે.

પોશ

વદ ૧૧ **જન્મતિથી**-શ્રીરણછોડલાલજી ॥ શ્રીમધુસુ-
દનલાલજી
(૧૯૪૯)
ઘર...૬ પેઢી...૧૪
સ્થળ...રાજનગર

## સ્વરૂપા દ્વાદશી.

૧૨ આ વ્રત ગુજરાતમાં પ્રસિદ્ધ છે.
મોટાં પાપનો નાશ કરનારી છે.
રૂપ આપનારી છે.
સૌભાગ્ય વધારનારી છે.
વંશની વૃદ્ધિ કરનારી છે.
આના મહાત્મ સંબંધી અત્રે એક કથા દાખલ કરીશું.

દ્વાપર યુગના અંતમાં દૈત્યોનો નાશ કરવા માટે પૃથ્વીમાં વસુદેવજીના કુળમાં વિષ્ણુ ભગવાન પ્રકટ થયા. તેમના લગન ભીષ્મક રાજાની પુત્રી રૂકિમણીની સાથે થયા. તે ખુબસુરત અને પતિવ્રતમાં પરાયણ હતા. એક દિવસે કાંઈ કારણસર દેવકીજી કોપા-યમાન થયા તેમને રૂકિમણીજીએ મનાવ્યા નહીં તેથી વિશેષ કોપાયમાન થઈ દેવકીજીએ શ્રીકૃષ્ણને આજ્ઞા કરી કે જો તમારો ભાવ મારા ઉપર તમારી માતા તરીકે ખરો હોય તો કુરૂપી અને ગુણહીન સ્રીને પરણો.

સઘળા દેવો તીર્થો કરતાં પણ માતા ઉત્તમ છે માતાનું વચન અવશ્ય માનવું જોઇએ માતા પૃથ્વીથી પણ ઉત્તમ છે, માટે તેમની આજ્ઞા પાળવી એવું નક્કી કર્યું.

એક વખતે વિષ્ણુ ભગવાન નંદન વનમાં લક્ષ્મીજી સાથે ક્રીડા કરતા હતા. તેની પાસે રૂષિરાજ દુર્વાસા આવી પહોંચ્યા. વિષ્ણુએ તેમને જોઇને તેમનો સારો સત્કાર કર્યો પણ લક્ષ્મીજીને તે રૂષી કુરૂપ હોવાથી કાંઇક હસવું આવ્યું આથી ક્રોધાવેશમાં તું કદ્રુપ થઇશ એવો શાપ આપ્યો. તે શાપને લીધે બીજા જન્મમાં આ લક્ષ્મીજી ગોપને ઘરે કન્યા રૂપે અવતરેલા તેનું નામ સત્યભામા હતું. તેના કાન–નાક–નેત્ર–દાંત–હાથ–પગ–કેડ–ડોક અને મુખ વીગેરે સર્વ અવયવો ખરાબ હતા, અને જેથી બહુ કદ્રુપા હતા. આવી કન્યા સાથે શ્રીકૃષ્ણે પાણીગ્રહણ કર્યું તેમને રૂકિમણી પાસે ઉપરના વ્રતનું એક તિલાહુતીનું પુણ્ય અપાવ્યું જેથી સત્યભામાનું રૂપ કદ્રુપ હતું તે મટી ઘણી ખુબસુરત થયું. આવો આ વ્રતનો પ્રભાવ છે.

સ્વરૂપાદ્વાદશીનું ફળ દેવતાઓને પણ દુર્લભ છે.

આષાઢ

સુદ ૧ ઉત્સવ–શ્રી દાણીરાયજી ॥ શ્રી કાકાવલ્લભજી ( ૧૮૫૩ )

ઘર ૧ ... ... પેઢી ૬ઠ્ઠી

દામોદરજી ઉપનામ શ્રી બડે દાઉજીના બીજા લાલ શ્રીગિરધરજીના વંશમાં અને શ્રી લાલ-

બાવાની હવેલીના શ્રી ચીમનલાલજી ॥ શ્રી ઘનશ્યામલાલજીના નાના કાકા થાય. આ મંદીરના મકાનમાં શ્રીદાઉજી મહારાજની બેઠક છે તેટલો ભાગ શ્રીનાથજીના ટીકેટ શ્રીએ માંગ્યો હતો, પણ તે આપવામાં આવ્યો નથી.

સ્થળ મુંબઈ

**માહા**

સુદ ૨ **જન્મ**-શ્રીલાડુબેટીજીમાં શ્રીબાલમુકુંદજી બીરાજે છે તેમનો પાટોત્સવ.

૪ **જન્મ**-શ્રીમધુસુદનલાલજી ॥ શ્રી વ્રજનાથજી (૧૯૨૫).

ઘર ૬ના માલીક પહેલા લાલશ્રી શ્રીમધુસુદન લાલજીના વંશમાં, પેઢી ૧૪/૩

સ્થળ—પ્રથમ મથુરાના હાલ **રાજનગર**

સ્વરૂપો—રાજનગરમાં શ્રીમહાપ્રભુજી સેવ્ય શ્રી **નટવરલાલજી** જે પ્રથમ શ્રી મથુરેશજીની ગોદમાં બીરાજતા હતા, ને બીજું સ્વરૂપ શ્રી **શ્યામલાલજી**નું એમ બે સ્વરૂપો તેમને માથે બીરાજે છે.

૫ વસંત પંચમી—કામદેવના મિત્રઃ વસંતનો જન્મ. તેલ ચોપડવું, અલંકાર પહેરવા. ચંદન, અબીલ, ગુલાલથી વિષ્ણુની પુજા કરવી.

૭ **ઉત્સવ**—શ્રીવલ્લભજી ॥ શ્રીદેવકીનંદનજી (૩) (૧૬૭૩)

ઘર...૫ પેઢી...૩/૬

નોંધ–અનુભાષ્ય ઉપર ટીકા કરી છે. ગીતા ઉપર તત્વ દીપીકાકાર ટીકા લખી છે. આ ટીકા પ્રાચીન છે.

માહા

સુદ ૮ ઉત્સવ–શ્રીરણછોડલાલજીાશ્રીગોવરધનજી(૩) ( ૧૮૫૭ ) (કોઇ ઠેકાણે નોમ લખી છે)
ઘર ૧ ... ... પેઢી $\frac{૧૩}{૩}$
શ્રી કાકા વલ્લભજીના પહેલા લાલના વંશમાં
સ્થળ–**કાશી**

કાશીમાં એક હવેલી છે તે સુરતવાળા શ્રી ગીરધરજી જે તેમના કાકા થાય, તેમની હાલ થઈ છે.

૧૦ ઉત્સવ–શ્રીગોકુલાધીશજી ॥ શ્રીગીરધરજી ( ૧૮૭૬ )
ઘર ૧... ... પેઢી $\frac{૧૩}{૧}$
શ્રી કાકા વલ્લભજીના પહેલા લાલના વંશમાં
સ્થળ–**મુંબઈ**

એમણે સુમારે સંવત ૧૬૩૬–૩૭માં લીલા કરી તે વખતે ગાદીની તકરાર શ્રી નૃસિંધલાલજી–તેમના ભોજાઇ શ્રી ગંગાવહુજી અને તેમના કાકા પુત્ર શ્રી ગોપકેશજી ॥ શ્રી વિઠ્ઠલેશજી દરમ્યાન પડી હતી. તેનું સમાધાન શ્રીનૃસિંધલાલજીના લાલશ્રી ગોરધનલાલજીના લગ્ન વખતે એવી રીતે થયું કે તે ગાદી તેમના કાકાના પુત્ર શ્રી ગોપકેશજીને સોંપવામાં આવેલી. હાલ તે ગાદી શ્રી નરસીંગલાલજીના પુત્ર આગળ પાછી આવી છે.

માહા
સુદ ૧૧ **જયા એકાદશી**

ચિત્રસેનને એક પુન્યવાન નામનો પુત્ર હતો. આયુષ્યવાનને **માલ્યવાન** નામનો પુત્ર હતો. **આ** માલ્યવાન ઉપર એક પુષ્પાવતી નામની ગંધર્વની સ્ત્રી આસક્ત થઈ. એ બેઉને ઇંદ્રનો શાપ થયો તેથી પિશાચ યોનીમાં સ્ત્રી પુરૂષ થઇ હીમાલય પર્વત ઉપર અવતર્યાં અને મોટા દુઃખને પ્રાપ્ત થયા. તેઓએ આ એકાદશીનું વ્રત અને જાગરણ કરવાથી તે યોનીમાંથી મુકત થયા હતા. માટે જે આ એકાદશી કરશે તે પીશાચ યોનીને પ્રાપ્ત થશે નહીં.

૧૨ **જન્મ**–શ્રી લાડિલેશજીનો પાટોત્સવ.

૧૪ **ઉત્સવ**–શ્રી વલ્લભજી ॥ શ્રી ઘનસ્યામજી (૧૮૬૧)
ઘર ૧ ... ... પેઢી ૧/૨
શ્રી બડે દાઉજીના વંશમાં

૧૫ **જન્મ**–શ્રી ગિરધરજી ॥ શ્રી જીવણલાલજી (......)
ઘર ૬ ... ... પેઢી ૧/૪
સ્થળ–**કાશી**
**સ્વરૂપો**–શ્રી આચારજી મહાપ્રભુજીના સેવ્ય અને શ્રીનાથજીના મુખીયા રામદાસજીના ઠાકુરજી શ્રીમુકુંદરાયજી પ્રથમ શ્રીનાથદ્વારમાં શ્રી નાથજીના મંદિરમાં શ્રી બાળકૃષ્ણજી બીરાજે છે તેમની પાસે ખંડમાં બીરાજતા હતા તે કાશીવાળા શ્રીગિરધરજી ॥ શ્રીગોપાળ–

જીએ ગુરૂદક્ષણામાં શ્રી દાઉજી ટીકેત પાસેથી મેળવ્યા હતા, તે શ્રી મુકુંદરાયજી તેમને માથે હાલ બીરાજે છે. શ્રી મુકુંદરાયજીનું મંદીર નાથદ્વારમાં છે તેવું મંદીર સુરતમાં બીરાજતા શ્રીબાળકૃષ્ણજીનું સુરત શીવાય એકે સ્થળે નથી. ઉપરના શ્રીઠાકુરજીની હવેલીને ગોપાળમંદીર તરીકે ઓળખાવવામાં આવે છે. આ મહારાજ સગીર વયના છે હાલ તેમના સગા સંબંધીઓને તેમજ વૈષ્ણવોને જોઈએ તેવો **સંતોષ** તેમના તરફથી હોય એમ જણાતું નથી પણ આશા રાખીએ છીએ કે પોતાની નાદાની છોડી સૌને સંતોષ આપશે અને જે કુળમાં પ્રાગટ થયા છે તેમની કીર્તિમાં અને યશમાં કોઈ રીતે ઘટાડો કરશે નહીં અને આ સંપ્રદાયના દ્રોહીઓને સંપ્રદાયની નિંદા કરવા કારણ પણ આપશે નહીં.

**માહા**

**શુદ ૧૫** **જન્મ**– શ્રી વ્રજભુષણજી ॥ શ્રી બાલકૃષ્ણજી
( ૧૯૬૮ )
ઘર ૬ પેઢી ૧૪/૨
સ્થળ—**કાંકરોળી**
**નોંધ:**—માહા સુદ ૧૫ની તિથી શ્રીનૃસિંહલાલઅની ટીપણીમાં આપી છે, જયારે વૈષ્ણવોના નિત્યપાઠના ૨૪ ગ્રંથના પુસ્તકમાં વૈષ્ણવ રણછોડદાસ વરજીવનદાસ પેટલાદીએ આશો વદ ૭ આપી છે. પાછલી ટીપણીઓમાં માહા શુદ ૧૫ હોવાથી અને તે માટે આજ દીન સુધી વાંધો ન લેવાતો હોવાથી હમોએ માહા સુદ ૧૫ રાખી છે.

માહા

વદ ૭ **પાટોત્સવ.**

(૧) **શ્રીનાથજી**નો.

(૨) મુંબઈમાં લાલબાવાની હવેલીમાં બીરાજતા **શ્રી નવનીતપ્રિયાજી**નો.

(૩) છઠ્ઠા ઘરના ઠાકુરજી **શ્રી કલ્યાણરાયજી**નો.

૧૧ **વિજયા એકાદશી.**

શ્રી રામચંદ્રજી સીતાની શોધ માટે નીકળ્યા હતા સમુદ્ર કાંઠે વાનરોનું સૈન્ય લઈ આવ્યા ત્યારે વિચારમાં પડયા કે કયા પુણ્યથી તે તરી શકાશે. પણ એક જુના મુનીના મત પ્રમાણે આ એકાદશિનું વ્રત ચિત સ્થિર રાખી કર્યું અને ધારેલા કાયમાં વિજયી થયા.

૧૨ **જન્મ**– શ્રી પ્રદ્યુમનલાલજી ॥ શ્રી મુરલીધરજી
ઘર ૧ પેઢી ૧૫/૩

**સ્થળ–બેટ દ્વારકા**

**સ્વરૂપ**–શ્રી મહાપ્રભુજીના સેવ્ય શ્રી બાલકૃષ્ણજી શ્રી ગુશાંઈજીના સેવ્ય શ્રી વ્રજનાથજી અને શ્રી ચપલરાયજી એમને માથે બીરાજે છે. આ મંદીર શ્રીકાકા વલ્લભજીએ બંધાવ્યું હતું. શ્રીદ્વાપર યુગનો જન્મ.

૧૪ [ શૈવી મતની મહાશીવરાત્રી ]

ફાગણ

સુદ ૨ **ઉત્સવ**–શ્રી ગીરધરજી ॥ શ્રી ત્રીકમજી.
( ૧૮૯૮ )
ઘર...૧ પેઢી ૧/૨

શ્રી કાકા વલ્લભજીના ત્રીજા લાલના બીજા લાલનો વંશ

સ્થળ...સુરત.. મુંબઈ.

સ્વરૂપ ત્રીજા ભોઇવાડામાં હવેલી છે તેમાં. શ્રીમહાપ્રભુજીના સેવ્ય શ્રીબાળકૃષ્ણલાલજી અને શ્રીગુસાંઇજીના સેવ્ય શ્રીચંદ્રમાજી સ્વામીનીજી સહીત બીરાજે છે. આ શ્રી ચંદ્રમાજીનો પાટોત્સવ ( ૧૯૭૨ ) વૈશાખ સુદ ૨ નો હાલ નવા મંદિરમાં પાળવામાં આવે છે. આ હવેલી રા. રા રણછોડદાસ હરજીવનદાસ પેટલાદીએ ખાસ શ્રમ લઇ મોટી રકમનું ઉઘરાણું કરી બહુ સરસ બાંધી છે, તેમની ગુરૂભક્તિ માટે હમો ધન્યવાદ આપીએ છીએ.

પહેલાં શ્રીગોરધનનાથજીનું સ્વરૂપ બીરાજતું હતું. હાલનાં સ્વરૂપો તેમના સસરા બંસીધર ના હતા તે સ્વરૂપોને હાલ મુખ્ય સ્થાને બીરાજવામાં આવે છે.

સુરતમાં તેમની એક હવેલી છે તેમાં શ્રી મદનમોહનજી બીરાજે છે.

શ્રીનાથદ્વારમાં શ્રીવનમાળીજીનું મંદીર છે તે તેમનું છે.

શ્રી જોધપુરમાં શ્રીમદનમોહનજીના મંદીરમાં ઠાકુરજી બાવનબીડાવાળા શ્રીમદનમોહનજી શ્રીમહાપ્રભુજીના સેવ્ય છે તે બીરાજે છે. આ ઠાકુરજી કાશીવાળા નગરશેઠ પુરૂષોત્તમદાસને

માથે બીરાજેલા. આ પુરૂષોતમદાસને ઘરે કાશીમાં શ્રીમહાપ્રભુજીએ પ્રથમ નંદોત્સવ કરેલો. કાશીમાં તેમના કાકા શ્રીરણછોડરાયજીની હવેલી છે તેમાં શ્રીગુસાંઈજીના સેવ્ય ઠાકુરજી છે તે હાલ તેમનું છે.

**ફાગણ**

સુદ ૬ મુંબઈમાં શ્રીગોકુલાધીશજીની હવેલીમાં બીરાજતા શ્રી લલિતત્રીભંગીરાયજીનો **પાટોત્સવ**

૭ શ્રીમથુરેશજીનો **પાટોત્સવ**.

૧૧ **ઉત્સવ**–શ્રીકુંજલાલ ઉપનામ શ્રીદામોદરજી ઉપનામ શ્રીકૃષ્ણજીવનજી ॥ શ્રીગોપિનાથજી. (૧૮૮૬)
ઘર...૧ શ્રીદીક્ષિતજીના પહેલા લાલ શ્રીમુરલીધરજીના વંશમાં પેઢી...૧૨/૨
સ્થળ...ચાંપાસેન.

૧૧ **જન્મતિથી**–શ્રીગોવિંદજી ॥ શ્રીબ્રજરતનજી (૧૯૭૦)
ઘર.. ૧ પેઢી...૧૫/૧
શ્રી બંડ દાઉજીના બીજા લાલનો વંશ

૧૧ **શ્રીઆમલકી એકાદશી.**

આ એકાદશીથી હિંસા કરનાર પારધીનો મોક્ષ થયો હતો.
આમલીના વૃક્ષની પુજા થાય છે તેની પ્રદક્ષિણા ફરવામાં આવે છે.
શ્રી પરશુરામની ઘડા ઉપર સ્થાપના કરી પુજા કરવામાં આવે છે. એક પારધી

આ દીવસ આખો દીવસ ભુખ્યો હતો, તેવી સ્થિતીમાં વિષ્ણુની કથા વંચાતી હતી. તે સાંભળી અને જાગરણ કર્યું એકાદશીના વ્રત અને જાગરણના મહીમાથી તેનો જન્મ એક રાજાને ઘરે થયો તેનું નામ વસુરથ હતું.

ફાગણ
સુદ ૧૫

## હોળી ( હોલિકા )

સુર્ય અસ્ત થયા પછી પેટાવવાની છે. ડોલોત્સવ.

૧૫ ભવિષ્ય પુરાણમાં યુધિષ્ટિરના પુછવાથી શ્રી કૃષ્ણે કહ્યું છે કે સઘળા દુષ્ટોના નાશ માટે ને સર્વ રોગોની શાંતિ માટે આ પુર્ણીમાને દીવસે બ્રાહ્મણો હોમ કરે છે તેથી તે હોલિકા ( હોળી ) કહેવાય છે.

રઘુ રાજાને વસિષ્ટ રૂષીએ કહ્યું છે કે "હે રાજા આજ ફાગણ સુદી પુર્ણીમા છે માટે સઘળા મનુષ્યોને છુટી આપો, જેથી સર્વ લોકો નિઃશંક થઇ ક્રીડા કરે, અને યથેચ્છ હાસ્ય કરે. નાના નાના બાળકો લાકડાના કકડા લઇ ઉત્સાહથી હર્ષભર્યા લડવૈયાની પેઠે નીકળે. સુકાં લાકડાં અને છાણાં એકઠાં કરી તેમાં રસોઘ્ન મંત્રો ભણી અગ્નિ નાખી મોટો કોલાહલ કરે, તાળીઓ બજાવે, ને અગ્નિને ત્રણ વખત પ્રદક્ષિણા કરી સઘળા લોકો ગાયન કરે, અને જેમ જેના મનમાં આવે તેમ બેધડક બોલે. હું ધારૂં છું કે

એવી રીતે બાળકોના યથેચ્છ બોલવાથી, મોટા જોરથી હસવાથી અને હોમ કરવાથી તિરસ્કાર કરાયલી એ પાપણી ઢુંઢા રાક્ષણી નાશ પામશે."

એમ પણ દંતકથા છે કે હિરણ્યાકસ્યપની બહેન પ્રહલાદને ખોળામાં લઈ ચિતામાં બેઠી. એવી ધારણાથી કે હું સતી છું, તેથી નહીં બળું, ને પ્રહલાદ બળી મરશે પણ પછી પ્રહલાદ બળ્યા નહીં, ને તેજ બળી મુઇ હતી. પ્રદોશ વ્યાપિની અને વિષ્ટિ રહિત પૂર્ણીમા હોળી પ્રગટ કરવા માટે લેવી.

ફાગણ

વદ ૧ ઉત્સવ–શ્રીમથુરાનાથજી॥શ્રીગોકુળનાથજી (૯) કોઈ ઠેકાણે સાતમ આપી છે.
( ૧૭૭૧ )
ઘર...૧ શ્રી કાકાવલ્લભજીના ૭મા લાલના વંશમાં ... પેઢ..૬
મુંબઈની મોટી હવેલીવાળા શ્રીગોકુળનાથજી અને શ્રીગોવરધનેશજીના પિતા થાય.

૭ ઉત્સવ–બડે બાબુરાયજી ॥ શ્રીગોવિંદરાયજી
( ૧૭૧૧ ) ( કોઈ ઠેકાણે છઠ્ઠ લખી છે )
પેઢી...૬
શ્રીદીક્ષિતજીના બીજા પૌત્ર.

૮ ઉત્સવ–શ્રીબાબુરાયજી ॥ શ્રીવિઠ્ઠલરાયજી (૨)
( ૧૮૫૩ ) કેટલેક ઠેકાણે નોમ લખી છે.
ઘર...૧ શ્રીદીક્ષિતજીના વંશમાં બડે બાબુરાયજીના વંશમાં. પેઢી...૬

ફાગણ

વદ ૧૦ **ઉત્સવ**–શ્રીઘનશ્યામજી ॥ શ્રીદિવ્યકાનંદજી.
(૧૮૨૯)
ઘર.. ૩ કામવનવાળા પેઢી.. ૧/૬

## ૧૧–પાપમોચની એકાદશી.

આ એકાદશી પીશાચપણાનો નાશ કરનારી છે. મંજુઘોષા નામની અપસરાએ એક મુનિ મેઘાવીને વશ કરી લીધા હતા. વર્ષોના વર્ષો બંને સાથે રહ્યા. મુનિરાજનું તપ તેથી નષ્ટ થયું. આથી ક્રોધાવેશમાં શાપ આપ્યો કે "તું પિશાચણી થઇ જા." પછી આ એકાદશીનું વ્રત કર્યાથી તે મુક્ત થઈ હતી.

૧૧ **ઉત્સવ**–શ્રીગિરધરજી ॥ શ્રીવિઠ્ઠલનાથજી (૧)
(૧૮૩૧)
ઘર...૧ પેઢી...૧/૬
મુંબઈ બંદર ઉપર તેમની નાની હવેલી કહેવાય છે.

૧૨ **ઉત્સવ**–શ્રીકાકાગિરધરજી ॥ શ્રીકૃષ્ણરાયજી
(૧૮૮૭)
ઘર...૧ પેઢી...૧/૪
સ્થળ...શ્રીવિઠ્ઠલેશજીના ટીકેટ વંશ સમાપ્ત પછી તેમના ભત્રીજા શ્રીગોપેશ્વરને ગાદી મળી.

૧૩ **ઉત્સવ** શ્રીવ્રજરાયજી ॥ શ્રીવ્રજાધીશજી
(૧૮૧૦)
ઘર...૬ પેઢી...૧/૬
સ્થળ...**શ્રીરાજનગર**

વંશ સમાપ્ત:—ગાદી શ્રીમધુસુદનજી મથુરા વાળાને મળી છે.

**ફાગણ**

વદ ૧૪ **જન્મતિથી**–શ્રીલાલજી ॥ શ્રીવ્રજરત્નજી (૧૯૭૩)

ઘર...૧ પેઢી...૧૫/૬

સ્થળ...સુરત

**ચૈત્ર**

સુદ ૧ **સંવતસરોત્સવ**–વર્ષપ્રતિપદા–ગુડી (ધ્વજ) પડવો. સંવત્સરો ઉત્સવ કરવામાં આવે છે કલ્પયુગ વર્ષ માસ દીનની જે પ્રથમ દીવસથી ગણના ચાલી તે દીવસ. રાવણને મારી શ્રી રામચંદ્રજીએ અયોધ્યામાં પ્રવેશ કર્યો. જયોત્સવમાં નગરના લોકોએ આજે પોતપોતાના આંગણે યશધ્વજ ઉભા કર્યા હતા.

**શાલીવાહનનું નવું વર્ષ.**

આ દિવસે અશોકની કળીઓ અને લીંમડો ખાવાનો ચાલ છે.

૩ ચૈત્ર સુદ ૩ના દીવસે સોભાગ્ય શયન વ્રત જે સ્ત્રીઓને સોભાગ્ય અને પુત્રની ઈચ્છા હોય તેવી સ્ત્રીઓએ આ વ્રત હમેશ કરવું એને ગણગૌરી કહેવામાં આવે છે.

તલથી સ્નાન કરવાનું કહેલું છે. શંકર–પારવતીની પુજા કરવાનું મહાત્મ છે.

સોભાગ્યાષ્ટક–ચોખા–કસુંબો–દુધ–જીરું, તાલપત્ર, શેરડી અને કુસ્તુમ્બુરૂ–આ આઠ ચીજનું દાન કરવાથી સોભાગ્ય આવે છે.

આ દીવસે ગૌરી ( પારવતીનો ) દોલોત્સવ કરવામાં આવે છે. શંકર અને પારવતીની પુજા કરી હીંડોળામાં ઝુલાવવા.

પુત્ર તથા સૌભાગ્ય ઇચ્છનારી સ્ત્રીઓએ આ વ્રત કરવાનું છે.

આ દિવસે ત્રીજું વ્રત મનોરથ તૃતીયાનું છે. મનોરથ સિદ્ધ કરવા માટે આ વ્રત કરવાનું છે તે વ્રતમાં વીશ ભુજાવાળા વિશ્વભુજા ગૌરીની પુજા કરવા કહી છે.

રાધાજીએ શ્રી જમુનાજીનું પુજન આ દીવસે કરેલું છે.

વ્રંદાવનની ગોપિઓએ શિવનું પુજન વર-દાન માગવા કરતીઓ હતી પણ શ્રીકૃષ્ણ ઉપર તેમનો પ્રેમ હતો. તેઓ વાસ્તવીક રીતે શ્રીકૃષ્ણની પુજા કરતી નહતી. આ સ્થળે વૈષ્ણવોએ સેવા અને પુજામાં શું ભેદ છે તે સમજી લેવો.

ચૈત્ર

સુદ ૩ ઉત્સવ–શ્રીદેવકીનંદનાચાર્યજી ॥ શ્રીગોવિંદ-લાલજી.

ઘર...૧ પેઢી...૧૪

શ્રીબડેદાઉજીના બીજા લાલ શ્રીગિરધરજીનો વંશ

સ્થળ...કામવન...મુંબઈ.

સુધારાવાળા તરીકે આ મહારાજ ગણાતા હતા વહુજી મહારાજને ચાદર ઓઢવા દેતા નહીં.

આચાર્યોશ્રીમાં ઉઘાડે માથે અને સફેત સાદા કપડાં પહેરી બહાર જવાનો ચાલ તેમણે કહાડયો છે.

નાટકો ન જોવા માટે તેમના પ્રથમના વિચારો લખીત ગ્રંથોમાં વાંચીએ છીએ, અને પાછળથી જાતે નાટક જોવા જતાં એટલુંજ નહીં પણ ખેલ શરૂ થતા પહેલાં શ્રીહસ્તે પહેલો પડદો ઉંચકાવવાની ક્રીયા કરાવવામાં આવતી, અને તે પછી નાટક શરૂ થતો. આ ફક્ત કાળ અને દેશનીજ બલિહારી સમજવાની છે.

મોટા મંદીરવાળા હાલ બીરાજતા મહારાજે આ બાબતમાં પોતાની ટેક જાળવી રાખી છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે.

ચૈત્ર

સુદ ૬ ઉત્સવ શ્રીજદુનાથજી ॥ શ્રીગુસાંયજી (પ) (૧૬૧૩)

ઘર...જના મુળ માલીક પેઢી ..૬ સ્વરૂપ...શ્રીકલ્યાણરાયજી જે મહાપ્રભુજીના સેવ્ય છે એમને માથે પધરાવવામાં આવેલા શ્રીબાળકૃષ્ણજીએ કેટલીક ગાદીએ મોટા કલહ ઉત્પન્ન કર્યા છે તે માટે જુદી જુદી આખ્યાઈકા આ ટીપણમાં આપી છે તે જોવી.

## રામનવમી.

વિષ્ણુ ભક્તોએ અષ્ટમીના યોગવાળી નવમીનો ત્યાગ કરવાનો છે. નવમીમાં ઉપવાસ કરી દશમીમાં પારણું કરવું.

આ દીવસે મધ્યાનકાળે પુષ્ય નક્ષત્રમાં હરિ પોતે રામરૂપે કૌશલ્યાના ઉદરમાંથી પ્રકટ થયા એટલા માટે તે રામનવમી કહેવાય છે, વ્રતરાજમાં લખ્યા પ્રમાણે તે વખતે પુનર્વસુ નક્ષત્ર હતું. ગુરૂ નવમાંશમાં લગ્ન હતું. પાંચ ગૃહ ઉંચના હતા. મેષનો સૂર્ય હતો, અને કર્ક લગ્ન હતું માટે આજ દીવસે ઉપવાસ કરવો.

ચૈત્ર **રામનવમીનાં પારણાં.**

સુદ ૧૦ **પાંચ સ્વરૂપનો ઉત્સવ**--સંવત ૧૯૬૫ ગોસ્વામી શ્રીરણછોડલાલજી મહારાજે કોટાથી શ્રીમથુરેશજીને નાથદ્વારમાં પધરાવી લઇ ગયા તે વખતે પાંચ સ્વરૂપો-૧ શ્રીવિઠ્ઠલનાથજી, ૨ શ્રીમથુરેશજી, ૩ શ્રીદ્વારકાનાથજી અને બે નિધીઓ ૧ શ્રીનાથજી અને શ્રીનવનીતપ્રીયાજી એમ પાંચ સ્વરૂપો પધરાવ્યા હતા તેનો આ ઉત્સવ.

**૧૧-કામદા એકાદશી.**

પુંડરીક રાજા પાસે લલિત નામના ગંધરવને ગાતાં ગાતાં પોતાની સ્ત્રી લલિતા યાદ આવી તેથી ગાનમાં તેની ચુક થઈ. કર્કોટક નાગે પુંડરીક રાજાના લક્ષ ઉપર તે ભુલ લાવી હતી. પરીણામ એ આવ્યું કે શાપ " રાક્ષસ થવાનો " થયો. લલીતા તેની સાથે વનમાં ફરતાં ફરતાં ઋષી શૃંગમુનીના આશ્રમમાં આવી. આવા ભયંકર શાપમાંથી કેમ છુટા થઈએ તે વિષે પુછતાં ઉપરની એકાદશીનું

વ્રત કરવા કહ્યું તે વ્રત કરી તેનું પુણ્ય
પતિને આપવા કહ્યું. તેમ કરવાથી તેના
ધણીનું રાક્ષસપણું છુટી ગયું.

**ચૈત્ર**

સુદ ૧૩ **જન્મતિથી**–શ્રીમુરલીધરજી॥શ્રીજીવણલાલજી
( ૧૯૬૧ )
ઘર ૬... ... પેઢી ૧/૫
સ્થળ–**કાશી**

૧૫ **હનુમાન જયંતિ.**

**ચૈત્ર**

વદ ૧ **જન્મતિથી**–શ્રીદ્વારકેશલાલજી॥શ્રીઘનશ્યામજી
( ૧૯૫૬ )
ઘર...૬ પેઢી ૧/૫
સ્થળ...પોરબંદર

૧૧ **ઉત્સવ–શ્રી આચાર્યજી મહાપ્રભુજીનું પ્રાકટ્ય** સંવત ૧૯૩૫. ચાર માસમાં ચાર વેદ ભણ્યા હતા. સર્વ શાસ્ત્રનું દોહન કર્યું હતું.

ત્રણ ત્રણવાર પૃથ્વી પરિક્રમા અને તેટલાજ દિગવિજયો કર્યા હતા. સાક્ષાત દેહધારી પુર્ણ પુરૂષોત્તમ હતા.

## ૧૧–વરૂથિની એકાદશી.

૧૧ ઘોડાના દાનથી હાથીનું દાન અધિક છે. ને તેથી પૃથ્વિનું દાન અધિક છે–તેથી તિલનું દાન અધિક છે–તેથી સોનાનું દાન અધિક છે–તેથી પણ અન્નદાન અધિક છે.

અન્નદાન સમાન કન્યાદાન છે, ગૌદાન પણ અન્નદાન સમાન છે. આ સઘળાં દાનો કરતાં વિદ્યા દાન શ્રેષ્ટ છે. આ વિદ્યાદાન થી જેટલું પુણ્ય થાય છે તેટલું આ એકાદશીથી થાય છે.

કન્યાવિક્રય કરી આજીવિકા ચલાવનારને પ્રલય પર્યંત નરકમાં પડ્યું રહેવું પડે છે એટલા સારૂ આપત્તી વખતે પણ દીકરીના પૈસા લેવા નહીં. જે માણુસ લોભનો માર્યો કન્યાવિક્રય કરી ધન લે છે તે બીજા જન્મે ખાસ કરી બીલાડો જન્મે છે.

આ એકાદશી કરવાથી સો કન્યાદાન જેટલું પુણ્ય થાય છે.

**વૈશાખ**

સુદ ૧ **ઉત્સવ**–શ્રીપુરૂષોત્તમજી ॥ શ્રીગોકુલનાથજી. (૧૮૪૬)

ઘર...૩ પેઢી...૧૬

સ્થળ...**કાંકરોલી**

નોંધ–તેમની પછી વંશ સમાપ્ત:

તે ગાદીએ પહેલા ઘરના શ્રીકાકા વલ્લભજીના પહેલા લાલ શ્રીગિરધરજીના વંશના અને ૧૩/૪ પેઢીના શ્રીગિરધરજી ઉપનામ શ્રી ચટુજી ॥ શ્રીદ્વારકેશજી. (૧૮૯૭ ભા. સુ ૨) એઓશ્રી પધાર્યાં.

૩ **અક્ષયતૃતિયા.**

અખેતીજ–ચંદનયાત્રા.

કૃતિકા નક્ષત્રની હોય તો વધારે ઉત્તમ ગણાય છે. તેમાં જે કાંઈ હોમ્યું હોય અથવા દીધું હોય તે બધું અક્ષય પુણ્ય થાય છે, માટે તે અક્ષયતૃતિયા કહેવાય છે. આ દિવસે વિષ્ણુની પુજા અક્ષતથી થાય છે તેથી પણ અક્ષયતૃતિયા કહેવાય છે.

આ અક્ષયતૃતિયાને **પરશુરામજયંતિ** કહેવામાં આવે છે.

તેમનો જન્મ થયો તે વખતે પુનર્વસુ નક્ષત્ર હતું. છ ગૃહ ઉંચના હતા, અને મિથુનમાં રાહુ હતો.

**વૈશાખ**

સુદ ૩ ઉત્સવ-શ્રીવિઠ્ઠલેશજી ॥ શ્રીગોરધનેશજી.
( ૧૮૪૩ )

ઘર...૧ના શ્રીકાકા વલ્લભજીના ૭ મા લાલ શ્રી ગોકુલનાથજી ( ૧૭૫૦ ) ના વંશમાં અને પેઢી ૧૦ વાળા.

સ્થળ...મુંબઈની મોટી હવેલીવાળા.

## ત્રેતાયુગનો જન્મ.

આ દીવસે પિતૃ નિમિતે બ્રાહ્મણોને માટલાં, પાણી, જવના લાડુ, વિંજણા (પંખા) ફળ વગેરેનું દાન કરવામાં આવે છે. આ દીવસે ખેડુતો ખેડવાના આરંભ સંબંધી મુહુર્ત પાળે છે

વૈશાખ

સુદ ૪ **ઉત્સવ-શ્રીગોવરધનેશજી॥શ્રીમથુરાનાથજી** ( ૧૮૨૫ )

ઘર ૧ના શ્રી વલ્લભ કાકાજીના સાતમા લાલ શ્રી ગોકુલનાથજી ( ૧૭૫૦ આશો વદ ૩ ) ના વંશમાં અને પેઢી ૬ઠ્ઠી.

સ્થળ–ગોકુળ–ગિરિરાજ–મુંબઈ.

સ્વરૂપો–૧ શ્રી મહાપ્રભુજીના સેવ્ય શ્રી **બાળકૃષ્ણજી** તે **શ્રીગિરિરાજવાળા.** તેમના **બે પાટોત્સવ** મુંબઇની હવેલીમાં મનાયછે.

(૧) મુંબઇમાં મોટા મંદીરમાં વૈશાખ સુદી ૩ ને દીને પધાર્યા તે **એક પાટોત્સવ.**

(૨) રજોક્ષત્રાણીએ આ સ્વરૂપને પોતાને માથેથી પહેલા ઘરના શ્રી કાકા વલ્લભજી ॥ શ્રી વિઠ્ઠલેશરાયજી ( ૧૭૦૩ શ્રાવણ વદ ૧૪ ) ને માથે પધરાવ્યા તે **દિવસનો પાટોત્સવ.**

(૨) શ્રી નાગરજી અથવા શ્રી મોટા મદન મોહનજી જે શ્રી ગુશાંઇજીના સેવ્ય છે.

(૩) શ્રી નવનીતપ્રીયાજી, અને

(૪) શ્રી છોટા મદનમોહનજી તે **શ્રીગિરિરાજવાળા.**

**નોંધ**—મુંબઇમાં તેમનાં મોટા ભાઈ શ્રી ગોકુલનાથજી ( ૧૮૨૨ માગશર વદ ૧૨ ) એ એક હવેલી કરી હતી. તેમનાં કાકા શ્રી વિઠ્ઠલનાથજી ( ૧૭૮૧ અષાડ વદ ૨ ) ના પહેલા પુત્ર શ્રી બાલકૃષ્ણજી ( ૧૮૨૮ શ્રાવણ સુદ ૮) શ્રી ગિરીરાજમાં બીરાજતા હતા અને તેમને માથે હાલ મુંબઈના મોટા મંદીરમાં જે **શ્રીબાલ-**

કૃષ્ણજીનું સ્વરૂપ બીરાજે છે તે અને શ્રીછોટામદનમોહનજીનું સ્વરૂપ એમ બે સ્વરૂપો બીરાજતાં હતાં.

શ્રી ગોરધનેશજી મુંબઈમાં મોટો વેપાર કરતા હતા તેમના ઘરના લગભગ ૫૦ વહાણો હતા. સર જમશેદજી અને સોરાબજી શાપુરજી બંગાળી શેઠીઆઓ તેમના ખાસ કૃપાપાત્ર હતા અને વેપાર રોજગાર માટે આ મહારાજશ્રીની પેઢીમાં આવતા હતા. આ મહારાજ **રોકડીઆ** કહેવાતા હતા કારણ કે તેઓ રોકડા નગદી રૂપીઆ રાખતા હતા. મુંબઈ સરકારને એક લાખ રૂપીઆ રોકડા નગદી ગણી વ્યાજુ ધીર્યા હતા.

શ્રી ગિરીરાજમાં આ મહારાજના કાકાના પુત્ર--પોત્રાઈ ભાઈ—શ્રીબાળકૃષ્ણજી ॥ શ્રી વિઠ્ઠલનાથજી (૧૭૮૧) હતા તેઓ ઘણીજ ગરીબ સ્થીતીમાં હતા અને ઠાકોર સેવાના કામ માટે ઘણું કર્જ તેમના હાથે થઈ ગયું હતું. આ વાતની ખબર પડતાં આ મહારાજ રૂપીઆની થેલીઓ અને થેલીઓ લઇ તે કરજ ફીટાડવા શ્રી ગિરીરાજ પધાર્યા ત્યાં વ્યાજ સહીત તમામ કર્જ ફીટાવી દીધું લગભગ રૂ. ૩૦૦૦૦) ત્રીસ હજાર રોકડા કર્જ ફીટવવામાં વાપર્યા. આ કર્જની ખબર પડતાં મહારાજશ્રીએ પણ લીધેલું કે, જ્યાં સુધી હમો તે ફીટવશું નહી ત્યાં સુધી પાકું ભોજન કરીશું નહી. તે કરજ આપ્યા પછી પાકી રસોઈ આરોગ્યા હતા. લેણદારોએ સામી રૂ. ૧૫૦૦૦) પંદર હજારની મજકુર શ્રીને ભેટ કરી હતી.

## સ્વરૂપોનો ટુંક વૃતાંત.

રાજા આસકરણવાળા શ્રીનાગરજી તેમના મોટા ભાઇ શ્રીગોકુળનાથજી મહારાજને માથે અને શ્રીનવનીતપ્રિયાજી જે વાઘાજી રજપુતને માથે બીરાજતા હતા

તે સ્વરૂપો આ શ્રીગોવરધનેશજી મહારાજને માથે બીરાજવા લાગેલા. આ બે સ્વરૂપો હાલ જ્યાં શ્રીનાથજીની પેઢી છે તેના સામેના મકાનમાં બીરાજતા હતા તે પછી નવું મંદીર બાંધ્યું, જે ભાગ હાલ જનાના નામથી ઓળખાય છે, તે મંદીરમાં આ બે બે સ્વરૂપોને પધરાવવામાં આવેલા.

જ્યારે ઉક્ત શ્રીબાળકૃષ્ણજી મહારાજે શ્રીગિરિરાજમાં લીલા કરીને પછી શ્રીબાળકૃષ્ણજીના સ્વરૂપને કોઇ મહારાજે શ્રીગિરિરાજની હવેલીના મુખીયાજીને ચોકસ લાલચમાં નાંખી પોતાને માથે પધરાવી લેવાની તજવીજ કરેલી. આ લાલચમાં તણાઇ મુખીયાજીએ તે નિધિને એક બંટીમાં સંતાડી દીધા અને તેની જગાએ તેવુંજ એક વેશધારી સ્વરૂપને સિંહાસન ઉપર ગોઠવી સેવા કરવા લાગ્યો. આ બંટીને એક ખુણામાં મુખીયાજીએ સંતાડી રાખી. ભગવત ઇચ્છા બળવાન હોયછે. તરતજ આ શ્રીબાળકૃષ્ણજીએ શ્રીગિરિરાજમાં જે બન્યું હતું તેનું સ્વપ્નું મુંબઇમાં શ્રીગોરધનેશજી મહારાજને અને તેમના મુખીયાજીને એકી વખતે આપ્યું. સવારમાં એ સંબંધી વાતચીત થતાં મહારાજશ્રીની ખાત્રી થઈ કે ગિરિરાજમાં બીરાજતા શ્રીબાળકૃષ્ણજીના સ્વરૂપ સંબંધી કાંઇપણ ગોટાળો હોવો જોઈએ તે ઉપરથી પોતે અને પોતાના માણસો અને ભટ્ટજીઓ ગિરિરાજ તરફ એકદમ વગર જાણ કરે કુચ કરી ગયા અને સ્વપ્નામાં જે જણાયું હતું તે તમામ જોયું. તે અક્ષરે અક્ષર સત્ય છે એવી ખાત્રી થઈ. સંપ્રદાયની રીતી પ્રમાણે શુદ્ધ થઇ તરતજ બંટી હાથ કરી મુંબઈ પધરાવી લાવ્યા. આ સ્વરૂપની જગાએ જે સ્વરૂપને ગોઠવવામાં આવેલુ

તેને તે બંટીમાં પધરાવી મુંબઈમાં લાવ્યા. મહારાજશ્રીના સ્વરૂપ કરતા સુરચા મુખીયાજીએ ગોઠવેલા સ્વરૂપને એજ બંટીમાં વધારે કાળ ગોંધાઇ રહેવાનો પ્રસંગ મુંબઇમાં આવ્યો હતો. થોડા વખત પહેલાં હાલના મહારાજે (શ્રીગોકુલનાથજીએ) એ બંટી ઉઘાડી અને તેમાંથી આ વેશધારી સ્વરૂપને ગુવાલ મંડળીમાં પધરાવી દીધું છે.

શ્રીબાળકૃષ્ણજી શ્રીમહાપ્રભુજીના સેવ્ય છે. શ્રીગિરિરાજમાંથી પધરાવતાં પહેલાં તે સ્વરૂપ માટે ખાસ હાલનું મંદીર બંધાવવામાં શ્રીગોવર્ધનેશજી મહારાજ તરફથી આવ્યું હતું.

આ તો જગજાહેર વૈષ્ણુ સૃષ્ટિમાં વાત છે કે ગુસાંઈના બાળકો આવી નિધિઓ પ્રાપ્ત કરવા ઘણા વલખા મારતા જણાય છે અને તે હરકોઈ રીતે પ્રાપ્ત કરવા સારૂ ન કરવા જેવા ઇલાજો યોજે છે, અને જાતે પણ તેવાં કામો કરે છે.

આ શ્રીબાળકૃષ્ણજીના સ્વરૂપની સાથે શ્રીછોટામદનમોહનજી જે તેમની બાજુમાં બીરાજતા હતા તેમને પણ પધરાવી લાવવામાં આવ્યા હતા.

**વૈશાખ**

સુદ ૭ **ઉત્સવ**–શ્રી લાલગિરિધારીજી॥શ્રી વીઠ્ઠલેશજી. ( ૧૬૯૫ ) પહેલા ઘરના શ્રી કાકા વલ્લભજીના મોટા ભાઈ થાય. પેઢી ૬.

૭ **ઉત્સવ**–શ્રી ગોપાલજી ॥ શ્રીઘનશ્યામજી (૨) ( ૧૮૧૭ )
ઘર ૧ માં શ્રી બંડ દાઉજીના વંશમાં પેઢી ૧૦ નડીઆદવાળા શ્રી મથુરાનાથજી ( ૧૮૬૧ ) ના પીતા થાય.

**વૈશાખ** **મોહિની એકાદશી.**

સુદ ૧૧ આ વ્રત કરવાથી મોહ જાળ અને પાપનો ઢગ છુટી જાય છે. એક નગરીમાં એક ધૃતબુદ્ધિ નામનો ધ્રુમાન રાજાનો છોકરો હતો. તે દુષ્ટ હતો બધા લક્ષણે પુરો હતો ફરતાં ફરતાં કુંડીન્ય મુનીના આશ્રમમાં આવ્યો. રૂષી આ દીવસે ગંગાજીમાં સ્નાન કરી ઉભા હતા ત્યાં તેના વસ્ત્રના છાંટા ધૃષ્ટબુદ્ધિને ઉડયા આમ થવાથી તેના પાપ નષ્ટ થયા તેથી હાથ જોડી રૂષીને વિનંતી કરી કે મહારાજ ધન ખરચ ન થાય અને મને મારાં કરેલાં પાપોનું પ્રાયશ્ચિત મળે તેવો માર્ગ સુજાડો તેના જવાબમાં ઉપર જણાવેલી એકાદશી કરવા કહ્યું જે કર્યાથી મેરૂ જેવડાં પાપ પણ નષ્ટ થાય છે. તેમ તેણે કર્યું અને મુનીના કહ્યા પ્રમાણે ફળ મળ્યું.

૧૧ **ઉત્સવ**–શ્રી પીતાંબરજી ॥ શ્રી ગોકુળનાથજી ( ૧૮૫૮ )

ઘર ૩ પેઢી ૧૨/૨

**નોંધ**—એમના પછી વંશ સમાપ્ત.

એમની ગદીએ બુંદી કોટાના બરાડાવાળા શ્રી ગોપાળલાલજી॥શ્રી ઘનસ્યામજી ( ૧૯૧૦ શ્રાવણ વદ ૧૪ ) ગાદીએ પધારેલા.

૧૨ મુંબઈમાં માધવબાગમાં બીરાજતા **શ્રી લક્ષ્મીનારાયણનો પાટોત્સવ.**

સંવત ૧૯૩૦માં કપોળ જ્ઞાતના શેઠ નરોત્તમદાસ માધવદાસ અને શેઠ વરજીવનદાસ માધવદાસે કાવસજી

પટેલના તળાવ પાસે ખુલી જગા મોટા-વીસ્તારવાળી ખરીદી અને ત્યાં એક ભવ્ય મકાન બાંધ્યું. ત્યાં વૈસાખ સુદ ૧૨ અને રવીવારે મધ્યાન્હકાળે કચ્છ માંડવીના ચાંપાસેની ગો. શ્રીપનાલાલજી મહારાજ (૧૯૦૩ અષાડ વદ ૭) શ્રીના હસ્તે શ્રી લક્ષ્મીનારાયણુની પ્રતીષ્ઠા કરવામાં આવી હતી. આજકાલ ૪૩ વર્ષ થયા છે. આ સ્થળને માધવબાગ તરીકે ઓળખવામાં આવે છે.

આં સ્વરૂપો એટલા બધા સુંદર અને મનોહર છે કે દૂર દૂર દેશાવરના અને આ નગરીના ગમે તે મત મતાંતરવાળા પુષ્ટિમાર્ગી કે શૈવી કે સુધારા પંથી હોય તે તમામ મંગળાથી તે સેનઆરતી સુધી તેમના દર્શનાર્થે આવી તેમના ચરણુ કમળમાં શીષ નમાવે છે અને બાદશાહી સેવા ભેટ ધરે છે. એ ઉપરાંત બીજી બાદશાહી સેવા ભેટ આ વણીક કુટુંબ તરફથી કરવામાં આવે છે ગુશાંઇના બાળકો તેમજ રાજા, રજવાડાઓ પણુ આ સ્વરૂપના દર્શનાર્થે આવે છે. સેવા શ્રી મહાપ્રભુજીની પ્રણાલીકા મુજબ મુખીયાજી વિગેરે રાખી કરાવવામાં આવે છે. આ સ્વરૂપોની કાંન્તી, મનોહરપણું અને સમાસમાના વસ્ત્રાલંકાર, સર્વ ઠાઠ મળી, આવા સ્વરૂપો આર્યાવ્રતમાં બીજે સ્થળે ભાગ્યેજ હશે, એવી લોકવાયકા છે આ કારણથી એમનો પાટોત્સવ અત્રે આપવામાં આવ્યો છે.

માધવબાગ અને તેમાં બીરાજતા શ્રી લક્ષ્મીનારાયણુના મંદીર અને તેને લગતી સર્વ માલ મીલકત અને જરીઆનનો વહીવટ કરવા સારૂ એક ટ્રસ્ટડીડ છે તેના ઠરાવ પ્રમાણે સ્વર્ગવાસી સ્થાપકોના વંશમાંનાને

તેની વ્યવસ્થા કરવાનો અધિકાર છે. વર્ષે વર્ષના તે બાબતના વારા બાંધવામાં આવ્યા છે તોપણ ઠાકુરજીની સેવા શણગાર માટે શું વ્યવસ્થા અને બંદોબસ્ત કરવો એતો કામ વયોવૃદ્ધ શેઠ ત્રીભોવનદાસ વરજીવનદાસનેજ બીજા ટ્રસ્ટીઓ સોંપતા જણાયા છે.

આ શેઠ નાનપણથીજ તેમના સગાસંબંધીઓના કહેવા મુજબ આ સંપ્રદાયની પ્રણાલીકા પ્રમાણે ઠાકુરજીની સેવા કરવાના મોટા શોખીન છે તેઓ ભણવા જતા ત્યારે પણ અવકાશ મળે કે તેનો સદ્‌ઉપયોગ શ્રીઠાકુરજીની સેવા કરવામાં તેમજ મંદીરોમાં દર્શને જવામાં કરતા હતા અને એજ ટેવ આજદીન સુધી ચાલુ છે. શ્રીઠાકુરજીને લાડ લડાવવા માટે તેમજ ગરીબોને પ્રસંગોપાત સહાય કરવા માટે પોતાની પાસે જે લક્ષ્મી છે તે તેવાં કામો માટે જ છે એમ તેમની માન્યતાની સાથે કૃતી છે. તેમને હાથે સદા સારાં કર્મ થતાં જોઇએ છીએ. તેઓ આ સંસ્થામાં પંડિતશ્રીના વખતથી તન મન અને ધનથી સેવાં કરતાં નજરે પડયા છે. મુંબઇમાં આવેલી મોટી હવેલીના માલીકોનો પણ સંપૂર્ણ વિશ્વાસ તેમના ઉપર છે. કરોડોની કીંમતની મીલકતોનો વહીવટ તેઓને સોપવામાં આવેલો છતાં તેમાં એક પાઈનો પણ બગાડો તેમના હાથે થયો નથી. ઉલટી પ્રસંશા થતી સાંભળી છે કે "શેઠજીએ પોતાના ઘરનો વહીવટ જે કાળજીથી કરે તેના કરતા પણ વધારે કાળજીથી કરતા જણાયા છે. લક્ષ્મીની સાથે યશની વૃદ્ધિ કરી હમારી મીલકતનો વહીવટ કર્યો છે તેઓએ મોટા મંદિરની આવકના ઝરણાઓ એવાં તો ખુલ્લાં કરી આપ્યાં છે કે તે માટે

જેટલો ધન્યવાદ આપીએ એટલો થોડો છે. આવી રીતે બીનસ્વાર્થે એક પાઈનો પણ બગાડ ન કરતાં તેમજ કોઇનું પણ મન ન દુઃખવતાં જે કારભાર કરવામાં આવ્યો છે તે ફક્ત શેઠ ત્રીભુવનદાસજ કરી શકે" આવા ઉદગારો મોટા મંદિરની ગાદીએ હાલ બિરાજતા શ્રી ગોકુલનાથજી મહારાજના છે આથી લક્ષ્મી નારાયણની પ્રતીષ્ઠા દીન પર દીન આશ્વીન માસની પુર્ણીમાના ચંદ્ર જેવી ખીલતી રહે છે, તેમ થવાનું માન આપણા પરમ વૈષ્ણવ શેઠ ત્રીભુવનદાસનેજ ઘટે છે એમ જન વાયકા છે.

એમની ધર્મ બાબતમાં, પરોપકારના અને પરગજુપણાના કામોનું જો અવલોકન કરવામાં આવે તો, અને તેમની સાદાઈ અને સરળતાની બારીકાઇથી તપાસ કરવામાં આવે તો હમોને શ્રુતિનું એક કથન યાદ આવે છે. જેનું ભાષાંતર હમો અત્રે આપીશું "ઈશ્વર જેનો આ લોકમાંથી ઉદ્ધાર કરવાની ઇચ્છા કરે છે તેની પાસે સારાં કર્મ કરાવે છે; અને જેને આ લોકથી અધોગતિએ નાંખવાની ઈચ્છા કરે છે તેની પાસે પાપ કર્મ કરાવે છે" આ શ્રુતીની સાથે શ્રીમદ્ ભગવતગીતાના અધ્યાય ૬ ના શ્લોક ૯ નું સ્મર્ણ કરીએ છીએ તો તેમાં વર્ણવેલા ગુણો આ લોકપ્રીય શેઠમાં જોવામાં આવે છે. "સ્વભાવથીજ હિત વચન કહેનારા સુહૃદો ઉપર સ્નેહને લીધે ઉપકાર કરનારા, મિત્ર ઉપર, નાશ કરનારા શત્રુ ઉપર, ઉદાસીન ઉપર, બે જણા વાદવિવાદ કરતા હોય તે બન્નેને હિતકારક વાત કહેનારા મધ્યસ્થ ઉપર, પોતના દ્વેષી ઉપર, બંધુ એટલે સંબંધી ઉપર, સાધુ સદાચારી

ઉપર, અને પાપી દુરાચારી ઉપર. રાગ દ્વેષ રહીત–એટલે સમબુદ્ધિ રાખનારા" જણાયા છે આવાને યોગારૂઢ કરતાં પણ શ્રેષ્ઠ માનવામાં આવે છે.

તેઓ નિયમિત રીતે આહાર વિહાર કરનારા છે, નિયમ પ્રમાણે કામકાજ કરનારા છે, નિયમ પ્રમાણે નિદ્રા કરનારા છે. ( જુ. તેજ અધ્યાયનો શ્લોક ૧૬ ) આવા ગુણવાળાને યોગી નહીં તો બીજું શું કહેવાય ?

શેઠ નરોત્તમદાસનો પુત્ર વંશ સમામ થયો છે. તેમને બે પુત્રો હતા. એક સર હરકીસનદાસ અને બીજા શેઠ ભગવાનદાસ હતા. બંનેનો સ્વર્ગવાસ થયો. શેઠ ભગવાનદાસની ગંગાસ્વરૂપી ધર્મપત્નિ ઝવેરબાઈએ તેમની નણદોઈના છોકરા ડા. વીઠલદાસના જ્યેષ્ઠ પુત્ર ડા. ગોરધનદાસને ખોળે લીધા છે, તેઓ સ્વભાવે બહુ સુશીલ અને ધર્મ ઉપર સારી નિષ્ટા ધરાવનારા હોય એમ તેમની રીતભાતથી જણાય છે.

સર હરકીસનદાસના વંશમાં પુરૂપ વર્ગ છે નહીં.

શેઠ વરજીવનદાસના વંશમાં શેઠ ત્રીભુવનદાસ વરજીવનદાસ અને તેમના નાના ભાઇ સર જગમોહનદાસ વરજીવનદાસ બીરાજમાન છે.

આ કુટુંબમાં સર્વનો પ્રેમ અને ચાહા અને વિશ્વાસ શેઠ ત્રીભુવનદાસ વરજીવનદાસ ઉપર એટલો બધો તો છે કે પોતાનો આ મંદિરના વહિવટનો પોતાનો વારો આવે છતાં પણ પોતા તરફથી સર્વ કારભાર કરવાનું કામ તેમનેજ સોંપવામાં આવે છે.

જેમ પોતાને સુખ પ્રિય છે અને દુઃખ અપ્રિય છે, તેમજ પોતાના સમાન બીજાને સર્વને પણ સુખ

અથવા તો દુ:ખ સમાન છે આમ આ શેઠ જાણે છે. સૌને સુખ થાઓ આવી ઈચ્છા કરનારા છે, પરંતુ કોઇને પણ દુ:ખ થાય એવી ઈચ્છા બીલકુલ કરતા નથી. આવા યોગી માટે આપણા શ્રીકૃષ્ણ ભગવાને શું મત આપ્યો છે ? જુઓ અધ્યાય ૬ શ્લોક ૩૨. "તે યોગીને હું શ્રેષ્ઠ માનું છું."

એમનો જન્મ સંવત ૧૯૦૪ ના ફાગણ વદ ૪ ને બુધવારે મુંબઇ નગરીમાં થયો હતો. હાલ તેમની વય ૭૦ ની ચાલુ છે.

જેવા શેઠ તેવાંજ શેઠાણી છે. ઈશ્વર આ સૃષ્ટિમાં એકસરખું જોડું ભાગ્યેજ કોઇને આપે છે. ફક્ત અપવાદ રૂપે આ શેઠની બાબતમાં બન્યું છે. તેવીજ રીતે નામ તેવા ગુણ ભાગ્યેજ કોઇમાં હોય છે, તે છતાં પણ એમને ઘરે તેમાં પણ અપવાદ છે. તેમના પત્નિ રતન શેઠાણી તે ખરેખર ખરૂં રતનજ છે. તેમનું કપાળજ જણાવી આપે છે કે તેમાં દૈવીજ પ્રકૃતિનો ભંડાર છે. એમનું હમો જ્યારે જ્યારે પણ દર્શન કરવા ભાગ્યશાળી થઇએ છીએ ત્યારે હમોને મહાભારતના વનપર્વના અધ્યાય ૨૦૫ માના વિષયની યાદ આવે છે તેમાં યુધિષ્ટિર કહે છે કે "એક પતિનીજ સેવા કરનારી સ્ત્રીયો પણ ખરેખર માન આપવા યોગ્ય છે. ૨૦૭મા અધ્યાયમાં જે નીતિ અને ગુણો મનુષ્ય દેહમાં હોવા જોઈએ તે તમામ આ શેઠાણીમાં હોય એમ તેમના સમાગમમાં આવેલાઓને ભાસ થયા વિના રહેશે નહીં. તેમાં કહેવામાં આવ્યું છે કે:—"મનુષ્યે નિત્ય શક્તિ પ્રમાણે દાન આપવું, બીજાનાં વચનો સહન કરવાં, ધર્મ ઉપર

૯૯ વિશ્વાસ રાખવો, અને સર્વ પ્રાણીઓને તેની યોગ્યતા પ્રમાણે માન આપવું જોઇએ. કોઇએ પણ અસત્ય ભાષણ કરવું નહીં, પ્રેરણા વગર હરકોઈનું હિત કરવું, કામનાથી, ભયથી તથા દ્વેષથી ધર્મનો ત્યાગ કરવો નહીં, પ્રિય થવાથી અત્યંત રાજી થવું નહીં, અને અપ્રિય થવાથી ખિન્ન થવું નહીં. નાણાંની ભીડમાં મુઝાવું નહીં, અને ધર્મનો ત્યાગ કરવો નહીં; જો પોતાથી કાંઈપણ વિપરીત કર્મ થઈ જાય તો પાછું તે કર્મમાં મનને જોડવું નહીં, પરંતુ પોતાનું તથા બીજાનું ભલું થાય તેનોજ મનમાં વિચાર કરવો, અને તેવા કામમાં મન લગાડવું. કોઇ મનુષ્ય આપણું અપ્રિય કરે તો પણ તેનું અપ્રિય કરવું નહીં, પણ નિત્ય સજ્જન થઈને રહેવું; કારણ કે જે મનુષ્ય પાપ કર્મ કરવાની ઈચ્છા કરે છે તે પોતાની મેળેજ વિનાશને પામે છે! અને જે પુરૂષો ધર્મી નથી, આમ માનીને ધર્મીષ્ટ પુરૂષોને હસી કાઢે છે તે પાપી અને નીચ પુરૂષોનું કામ ચોરનાજ જેવું સમજવું. અને તેવા ધર્મ ઉપર આસ્થા રહિત નાસ્તિક પુરૂષો અવશ્ય નરકમાં પડે છે.'' આ સદ્‌ગુણો આ ધર્મશીલ રતન શેઠાણીમાં જોવામાં આવે છે.

હમોએ ઘણી ફેરી આ શેઠના સગા સ્નેહી તરફથી અને નાત જાતમાં સાંભળ્યું છે કે શેઠ તદ્દન ઢીલા અને પોચા સ્વભાવના છે. ખરી વખતે ખસી જાય તેવા છે. અને એના દાખલામાં વણીક મહાજન આગળ વિલાયત ગમનના પ્રશ્નો ઉભા થયલા તે વખતે મહાજનના શેઠ તરીકે તેઓએ જે વર્તન ગ્રહણ કર્યું હતું તે ટાંકવામાં આવે છે પરંતુ આ બાબતમાં શ્રી કૃષ્ણ, શ્રી બળભદ્ર

અને ઉદ્ધવજીની સલાહમાં જે નીતિ દર્શન થાય છે તે જોતાં હમોને તો શેઠજીનું વર્તન વાજબી લાગ્યું છે. કહ્યું છે કે:—

"અબુદ્ધિમાન પુરૂષ ઘણો પ્રયાસ કરે પણ મર્મને પહોંચે નહીં અલ્પપુરૂષો એક નાના સરખા કામનો આરંભ કરે તો પણ અત્યંત વ્યગ્રતા ભોગવે સારા શીખેલા બુદ્ધિમાનો મોટાં અનેક કાર્યો આદરે; પરંતુ જરા પણ વ્યાકુળ થાય નહીં; બુદ્ધિમાને પ્રમાદ સર્વથા રાખવો નહીં. ઉપાય કરતે છતે પણ પ્રમાદીના પ્રયોજનો યથાર્થ સુધરતા નથી. * * વખત પ્રમાણે રાજાઓએ ઉગ્રતા અને ક્ષમા કરવી જોઈએ. * * અપકારી ઉપર ક્ષમા ન રાખવી એમ કહેવામાં આવે છે તે ખરૂં છે * * શત્રુએ અપકાર કર્યો હોય તો પણ દીર્ઘદ્રષ્ટિ રાજા પોતાના મનમાં થતાં વિકારોને બાહેર પ્રગટ ન કરતાં જ્યારે વખત આવે ત્યારે સર્વથા અસાધ્ય રોગ જેવો દેખાઈ એકદમ ક્રોધ વાપરે તેમ વાપરવાનો છે. **જ્યાં સુધી અનુકુળ વખત ન આવે ત્યાં સુધી ઘટસ્ફોટના ઘડાની પેઠે શત્રુને પોતાના ખભા ઉપર ઉપાડવો. જ્યારે પોતાનો વખત આવે ત્યારે પહાણા ઉપર માટીના ઘડાની પેઠે નીચો પછાડવો.**

દીવાનું તેજ, વાટને વચ્ચે રાખી તેલને ખેંચી શકે છે. વચ્ચે વાટ રાખ્યા વિના એકલું તેજ જેમ તેલને ખેંચી શકે નહીં, તેમ ક્ષમા રહિત કેવળ ઉગ્રતા રૂપ તેજ દ્રવ્ય વગેરે પદાર્થોને પોતાની તરફ ખેંચી શકે નહીં × × × મોટાઈનું ખરૂં રૂપ એ છે કે,

પોતાની અને શત્રુની સમાનતા જણાવનારા યુદ્ધાદિ ઉદ્યોગો ન કરતાં યુક્તિથી સ્વાર્થ સાધી લેવો * * * મોટા ઉંડા જળની પેઠે મોટો (પ્રબળ) શત્રુ જો અગાધ જણાય તો ત્યાં એકદમ કુદી પડવું નહીં * * સમય જોઇ જે કરવું ઉચિત જણાય તે રાજાએ કરવું."

આવી નીતિ અનુસાર મહાજનના શેઠ તરીકેનું આ શેઠનું વર્તન હતું. શેઠે જોયું કે એ વર્તન ઘણાઓને પસંદ ન હોવાથી તેવાની શેઠાઈ નજ કરવી એજ ઉત્તમ છે એમ ધારી તેઓથી શેઠ દૂર થયા. છેવટે જણાયું છે કે જેઓએ શેઠનો તે બાબતમાં દોષ કાઢયો છે તેઓનેજ છેવટે શેઠની નીતિને મુંગે મોઢે ગૃહણ કરી ચાલવાની ફરજ પડી છે. જેઓ પરદેશ ગમનની વિરૂધ હતા તેઓજ પોતાની પ્રજાને વિલાયત મોકલવા તૈયાર થયા છે અને એઓજ આ શેઠની નીતાનો દોષ કાઢનારા હતા. આભ ફાટે ત્યાં થીગડું ક્યાં દેવાય ?

વિદૂર અને વ્યાસ જેવાઓને, ભવિષ્યમાં આવનારો કાળ ઘણોજ બારીક અને વિપરીત જણાયાથી યાત્રાર્થે ચાલી નીકળેલા તેમજ આ નીતિમાન શેઠનું વણીક મહાજન ભવીષ્યમાં લોક બત્રીસીએ ચઢશે અને ચીંથરે હાલ થશે એમ લાગવાથી પોતાનું અંગ તેમાંથી ખેંચી લીધું, તેમાં ઉપરની નીતિ પ્રમાણે તેમનો દોષ ગણાય નહીં.

હમોએ આ સંસ્થાના વહિવટમાં તેમના હાથ નીચે કામ કરતાં તેમજ બીજા ખાતાઓમાં તેમની સાથે કામ કરતાં તેમની ખાસીયતનો જે હમોને અનુભવ

થયો છે તેનું હમો રાતદિવસ મનન કરીએ છીએ, ત્યારે તેમજ હરહમેશના તેમની સાથના પરિચય ઉપરથી આ દીર્ઘ આયુષી શેઠ તેમજ તેમનીજ પ્રકૃતિવાળા, તેમનેજ પગલે પગલે ચાલનારા—શ્રીલક્ષ્મીજીનો અવતાર કહીએ તો હમો નથી ધારતા કે કોઈપણ પ્રકારના અતિશયોક્તિના દોષને પાત્ર થઈશું—તે ધર્મશીળ તેમના પત્નિ રતન શેઠાણી એ બેઉના જોડાના જ્યારે જ્યારે પણ હમોને દર્શન થાય છે ત્યારે શ્રીમદ્‌ભગવદ્‌ ગીતાનો અધ્યાય ૬ શ્લોક ૩૦ થી ૩૨ માં વર્ણવેલા યોગીના લક્ષણો યાદ આવે છે.

આવા યોગી ધર્માત્મા શેઠ ત્રીભુવનદાસ વરજીવન-દાસના હસ્તક આ શ્રીલક્ષ્મીનારાયણના મંદીરનો વહીવટ ચાલુ સાલ સંવત ૧૯૭૩ ની સાલમાં છે. તેમજ પંડિતશ્રીની સંસ્થાનો વહીવટ કરનારમાં મુખ્ય કામ-ધારી આ એકજ છે.

**વૈશાખ**

સુદ ૧૩ મુંબઈમાં મોટી હવેલીમાં બીરાજતા શ્રી બાળકૃષ્ણજીનો **પાટોત્સવ.**

## નૃસિંહ ચતુર્દશી.

સુદ ૧૪ આ દિવસે સોમવાર સ્વાતિ નક્ષત્રમાં પ્રદોષ વખતે શ્રીનૃસિંહજીનું પ્રાકટ્ય થયું છે. તેરસ સાથે ચૌદશ હોય તો કદી ઉપવાસ કરવો નહીં, તેમ થાય તો ધન અને સંતા-નનો નાશ થાય છે. વ્રતનો આરંભ મધ્યાન્હ વખતે કરવો.

આ દીવસે સ્વાતી નક્ષત્ર–શનિવાર તેમજ સિધિયોગ–કરણ હોય તો અતિ ઉત્તમ વ્રત કહેવાય છે.

**વૈશાખ**

વદ ૨ **ઉત્સવ**–ચાર સ્વરૂપનો સંવત ૧૮૭૯માં શ્રીદાઉજી મહારાજે ૧ શ્રીનવનિતપ્રીયાજી, ૨ શ્રીમથરેશજી, ૩ શ્રીવિઠ્ઠલેશજી અને ૪ શ્રીગોકુળનાથજી એ ચાર સ્વરૂપોને પધરાવી કરેલો તે.

## અપરા એકાદશી.

વદ ૧૧ પાપથી ડરતા પુરૂષે અપરા એકાદશીનું વ્રત કરવું જે માણસો એકાદશીનું વ્રત કરતા નથી તે જળમાં પરપોટાના પેઠે મરણ માટેજ સરજેલાં છે. આ એકાદશીનું વૃત કરી વિષ્ણુનું પૂજન કરેછે તે સઘળા પાપથી મુક્ત થઇ વૈકુંઠમાં જાય છે.

૧૧ **જન્મતિથી**–શ્રી દીક્ષિતજી ॥ શ્રીગોકુલનાથજી ( ૧૯૭૦ )
ઘર ૧ શ્રી દીક્ષિતજી... પેઢી ૧૫/૨
સ્થળ–**મુંબઈ** મોટા મંદીર

૧૪ **ઉત્સવ**–શ્રી વિઠ્ઠલેશજી ॥ શ્રી દ્વારકાનાથજી ( ૧૯૦૯ )
ઘર ૧ શ્રી દીક્ષિતજી
સ્થળ–**પોરબંદર**
નોંધ–તેમનો વંશ સમાપ્ત થયો તેમની ગાદીએ મથુરાવાળા શ્રી ઘનસ્યામજી ॥ શ્રી રમણલાલજી પધાર્યા છે.

જેઠ

સુદ ૧ શ્રી શાલિગ્રામજીનો **પાટોત્સવ.** ગંગાજીનાં પદ ગાવાં.

૩ મંદિરોમાં રોહિણી નક્ષત્રનો ચંદ્રમા થાય ત્યાં સુધી ઠાકુરજીને ચંદન ધરાવવામાં આવે છે.

૮ **ઉત્સવ**–શ્રી યોગી ગોપેશ્વરજી ॥ શ્રીગોકુલોત્સવજી (૨)
(૧૮૩૫)
ધર...૧ **શ્રીબડેદાઉજીના** બીજા લાલ શ્રી ગિરધરજીના વંશમાં પેઢી...૧૨

સુદ ૯ **જન્મતિથી**–શ્રીદ્વારકેશલાલજી ॥ શ્રીવલ્લભજી
(૧૯૪૪)
ધર...૧
શ્રીકાકા વલ્લભજીના પહેલા લાલના વંશમાં
સ્થળ...મુંબઈ પેઢી...૧૫

મુંબઈમાં શ્રીદાઉજીની હવેલીમાં શ્રીમહાપ્રભુજીના સેવ્ય શ્રીબાળકૃષ્ણજી બીરાજે છે. તે તેમને માથે બીરાજે છે, તેમજ શ્રીદાઉજી પણ બીરાજે છે.

કોટમાં હોળીચકલામાં ગો. શ્રીવ્રજલાલજી આરસીવાળા મહારાજની હવેલીનો વહીવટ ટ્રસ્ટીઓ તેમની દેખરેખ નીચે કરે છે. એ ગાદીએ તેમના ભાઇ કનૈયાલાલને શ્રીચંદાબેટીજી શ્રી ગોકુલાલંકારજીના બેટીજી થાય તેમણે લીધેલા. ભાવનગરમાં શ્રી દાઉજીની હવેલી જેમાં શ્રી ગુસાંઇજીના સેવ્ય શ્રીબાલકૃષ્ણજી બીરાજે છે તે તેમની છે.

જેઠ

સુદ ૧૦ **શ્રીયમુનાજીનો ઉત્સવ.**

ગંગા દશહરા—શ્રીગંગાજીનો જન્મ.
પ્રયાગમાં શ્રીગંગાજી શ્રીયમુનાજીને મળ્યાં છે જેને તરવેણી સંગમ કહે છે તેથી શ્રીયમુનાજીનો ઉત્સવ માનવામાં આવે છે.
પડવાથી દસમ સુધી નદીમાં સ્નાન કરવું.

આ દીવસે સ્નાન અને દાનનું વ્રત કહેલું છે. તલ અને જળનો અર્ઘ્ય આપવો.

આ દીવસે જો મંગળવાર અને હસ્ત નક્ષત્ર હોય તો તે સર્વ પાપને હરનારી તિથી કહેવાય છે.

આ તિથી દશ પાપને હરે છે એથી એ દશહરા કહેવાય છે.

જેષ્ટમાસ–શુકલપક્ષ–દશમી–બુધવાર–હસ્ત નક્ષત્ર–ગરકરણ–આનંદ યોગ–વ્યતિપાત–કન્યાના ચંદ્ર અને સૂર્ય–આ દશે યોગ એક દિવસે હોય અને તે દીવસે કોઇ સ્નાન કરે તો તે સર્વ પાપથી મુકત થાય છે.

૧૧ **નિર્જલા એકાદશી–ભીમ અગિયારસ**

આ દીવસે ઉપવાસ કરવાથી મરણ વખતે દૂતોનાં દર્શન થતાં નથી. વિષ્ણુ દૂતો આવે છે અને વૈકુંઠમાં લઈ જાય છે.

આ દીવસે શ્રમથી પણ નિર્જળ વ્રત કરવું. પાંડવોએ તેમજ ભીમસેને પણ નિર્જળ વ્રત કર્યું હતું તેથી તેને "પાંડવેકાદશી" કહેવામાં આવે છે.

જે માણસ એકાદશીને દીવસે અન્ન ખાય છે તે આ લોકમાં ચંડાળ થાય છે અને અંતે નરકમાં પડે છે.

જેઠ

સુદ ૧૨ **ઉત્સવ**–શ્રીગોપેશ્વરજી ॥ શ્રીકલ્યાણરાયજી. (૧૬૪૯)

ઘર...૨ પેઢી...૫/૨

મોટા વિદ્વાનઃ તેમને તેમના મોટા ભાઈએ લખેલા શિક્ષાપત્રો આ સંપ્રદાયમાં પ્રચલીત છે.

તેમના વહુજી ઠાકુરજીની સેવામાં બહુ અનુકુળ હતાં. તેમની લીલા પછી મહારાજશ્રીને બહુ પરિતાપ થયલો, પણ મોટા ભાઈએ લખેલા પત્રો વાંચીને તેમના મનનું શાંતવન થયલું.

૧૨ **ઉત્સવ**–શ્રીદ્વારકેશજી ॥ શ્રીમથુરાનાથજી (૧૮૫૨) પેઢી...૧૨/૧

શ્રીકાકા વલ્લભજીના પહેલા લાલના વંશમાં.

નોંધ–શ્રીગિરિરાજવાળા શ્રીમટુજીના અને કાંકરોલીવાળા શ્રીચટુજીનાં પિતા થાય.

૧૩ **ઉત્સવ**–શ્રીગિરધારીજી ॥ શ્રી ગોવિંદજી (૧૮૯૯) ટીકેટ

ઘર...૧

શ્રીયોગી ગોપેશ્વરજીના વંશમાં. પેઢી...૧૫

સ્થળ . **શ્રીનાથદ્વાર** (ટીકેટ)

૧૩ મુંબઈમાં આવેલી શ્રી દાઉજી મહારાજની હવેલીમાં બીરાજતા શ્રીબાળકૃષ્ણજીનો **પાટોત્સવ**

જેઠ

સુદ ૧૫ **જળજાત્રા**—સ્નાન માટે જળ ભરવું.

**વટ સાવીત્રી વ્રત—**

આ વ્રત સ્ત્રીઓનુંજ છે.

પુનેમ અથવા અમાસના દીવસે આ વ્રત કહેલું છે. દક્ષણી લોકો પુનેમને દીવસે આ વ્રત કરે છે પણ પાશ્ચાત્ય વગેરે તો અમાસના દીવસે વ્રત કરે છે. આ વ્રતમાં ચતુર્દશીના વેધવાળી પૂર્ણીમા લેવાય છે. અપવાસ કરી વડના મુળમાં સાવિત્રીની વિધીથી પુજા કરવી.

કેટલેક ઠેકાણે આ વ્રત ભાદરવા સુદ ૧૫ ના દીવસે કરવા કહ્યું છે પણ તે હાલ પ્રચલીત નથી.

એક અશ્વપતિ રાજાને પુત્ર સંતતી ન હોવાથી સાવિત્રી દેવીની પુજા કરતાં દેવીએ દર્શન આપ્યાં અને વરદાન માંગતાં નસીબમાં પુત્ર ન હોવાથી પુત્રી થશે એવું વચન સીદ્ધ કર્યું જેનું નામ દેવીનુંજ નામ હતું તેજ પાડયું. આ દેવી બ્રહ્માની પુત્રી થાય.

ઉપરની પુત્રી સત્યવાન રાજા સાથે વરી હતી. ઘોડાનો બહુ શોખીન હોવાથી માટીના ઘોડા કરી ખેલતો. ચીત્રમાં પણ ઘોડાજ કાઢતો એથી એનું નામ "ચિત્રાશ્વ" પડયું હતું. તેનું આયુષ થોડું હોવાથી મરણ પામેલો. છેવટે સાવિત્રીએ યમરાજને પ્રસન્ન કરી તેમને સજીવન કર્યા હતા.

જેઠ
સુદ ૧૫ ઉત્સવ–શ્રી જીવણલાલજી॥શ્રી કલ્યાણરાયજી
( ૧૯૨૨ )
ઘર ૬... ... ... પેઢી ૧૪/૩
સ્થળ–પ્રથમ મથુરા હાલ કાશીમાં કાશીવાળા શ્રી ગિરધરજીના ગાદીએ તેમના બેટીજીએ ગિરધરજીના ગોકુળવાસ પછી ૩૦ વર્ષે પધરાવ્યા તે.

જેઠ
વદ ૬ જન્મતિથી–શ્રીદ્વારકેશલાલજી॥શ્રીબાળકૃષ્ણજી
( ૧૯૬૩ )
ઘર–૬ ... ... પેઢી ૧૫/૨
સ્થળ–મથુરાં, કાંકરોળી, સુરત, વડોદરા, રાજનગર.

સ્વરૂપ–શ્રી દ્વારકાનાથજી જે શ્રી મહાપ્રભુજીના સેવ્ય છે. એમની ગોદમાં સંવત ૧૬૪૦ પછી શ્રી બાળકૃષ્ણજીનું સ્વરૂપ બીરાજતું હતું તેમની જુદી જુદી આખ્યાયિકા છે તે માટે જુ. પા. ૭૭–૮૦

આ સ્વરૂપનો વધારાનો વૃતાંત શેરગઢવાળા મહારાજ તરફથી જે આપવામાં આવ્યો છે તે તેમના જન્મ દિવસની મીતીમાં લખવામાં આવ્યો છે.

સુરતમાં ગોપીપરામાં શ્રી લલુજીનું મંદિર છે તેમાં શ્રી લાડીલાલજી તેમના માથે બીરાજે છે.

વડોદરામાં શ્રી દ્વારકાનાથજીની હવેલી તેમની છે.

મથુરામાં શ્રી રાધાધિરાજ અને શ્રી ગોર-ધનનાથજીના સ્વરૂપો તેમને માથે બીરાજે છે.

રાજનગરમાં શ્રી દ્વારકાનાથજીનું મંદિર તેમનું છે.

જેઠ

વદ ૮ **ઉત્સવ**–શ્રી ઘનશ્યામજી ॥ શ્રી કુંજલાલજી
( ૧૯૨૨ )
ઘર ૧ શ્રી દીક્ષિતજી પેઢી ૧૩/૫
સ્થળ–ચાંપાસેન અને કચ્છ માંડવી.

નોંધ–તેમની ગાદીએ તેમના ગોસ્વામીની શ્રી કમળાવહુજીએ શ્રી વીઠલરાયજીના લાલ-જીને ગાદીએ લીધાનું સંભળાય છે.

શ્રી ગુશાંઈજીના સેવ્ય શ્રી મદનમોહનજી અને શ્રી નટવરલાલજી તેમને માથે બીરા-જતા હતા.

૯ **ઉત્સવ**–શ્રી રણછોડજી ॥ શ્રી વલ્લભજી.
( ૧૬૭૭ )
ઘર ૬ પેઢી ૬/૧
સ્થળ–બુંદીકોટા.
સ્વરૂપ–મોટા મથુરેશજી.

જેઠ **યોગિની એકાદશી.**

વદ ૧૧ કુબેરને શીવજીની પુજા માટે પુષ્પ–હેમ મા-ળીએ વખતસર નહીં પહોંચાડવાથી તેને શાપ આપવામાં આવ્યો જેથી તે કોઢીયો થયો. આ વ્યાધી આ વ્રત કરવાથી ગઈ હતી.

જેઠ

વદ ૧૪ **જન્મ**—શ્રી વાઘીશલાલજી ॥ શ્રી પુરૂષોત્તમજી
( ૧૯૩૯ )
ઘર ૧ પેઢી $\frac{૧૫}{૨}$
શ્રી કાકા વલ્લભજીના પહેલા લાલના વંશમાં.
સ્થળ—**અમરેલી મુંબઈ.**

અમરેલીમાં શ્રી દ્વારકાધિશજીનું મંદીર છે. મુંબઈમાં શ્રી પુરૂષોત્તમજીનું મંદીર છે. તેમાં શ્રી દ્વારકાધીશજીને પધરાવ્યા છે.

આ શ્રી દ્વારકાધીશજી શ્રી મહાપ્રભુજીના સેવ્ય છે.

૩૦ **ઉત્સવ**—ગિરધરલાલજી ॥ શ્રી ગોવિંદજી (૬)
( ૧૮૨૫ ) પેઢી... $\frac{૧૦}{૨}$
શ્રી બડે દાઉજીના પહેલા લાલના વંશમાં.
સ્થળ—**શ્રીનાથદ્વાર** (ટીંકટ.)

અષાડ

સુદ ૨ **જન્મ**—શ્રીગોપિકાવલ્લભજી ॥ શ્રીમુરલીધરજી
......
ઘર...૧ પેઢી.. $\frac{૧૫}{૩}$
**જન્મ**—શ્રીકાકા વલ્લભજીના પહેલા લાલના વંશમાં સ્થળ...**શ્રીબેટ દ્વારકા**

**જન્મ**—શ્રીગોપાળલાલજી ॥ શ્રીગોવિંદલાલજી
( ૧૯૧૭ )
ઘર...૧ પેઢી...$\frac{૧૪}{૨}$
શ્રીબડેદાઉજીના બીજા લાલના વંશમાં.
સ્થળ.. **કામવન**
સ્વરૂપ...શ્રીમદનમોહનજી જે શ્રીમહાપ્રભુજીના

સેવ્ય છે તે તેમને માથે બીરાજે છે. આ સ્વરૂપ યજ્ઞનારાયણ ભટ્ટ વખતનું છે.

અષાડ

સુદ ૩ **રથજાત્રા.**

આ દીવસે શ્રીઠાકુરજી રથમાં બીરાજે છે અને ચાર ભોગના દર્શનની ઝાંખી વૈષ્ણવોને કરાવવામાં આવે છે, પહેલા ભોગના દર્શન ભીતર બંધબારણે કરાવવામાં આવે છે.

૩ **જન્મતિથી**-શ્રી વલ્લભલાલજી ॥ શ્રી દેવકીનંદનજી

જન્મ...

ઘર...૧ પેઢી... ૧૫/૬

શ્રીબડેદાઉજીના બીજા લાલના વંશમાં.

**સ્થળ...કામવન.**

નોંધ–તેઓશ્રી ગોકુળના ગાદીનશીન હોવાથી ચોથા ઘરના ઠાકુરજી શ્રીગોકુળનાથજી તેમજ પાંચમું ઘર તેમના પિતાશ્રીનું હોવાથી તેમના ઠાકુરજી શ્રીગોકુલ ચંદ્રમાજી બન્ને શ્રીમહાપ્રભુજીના સેવ્ય તેમને માથે બીરાજેછે.

મુંબઇમાં નવું મંદિર તેમનું છે. ચંદા બાગ તેમનો છે.

સુરતમાં શ્રી ગુશાંઇજીમા સેવ્ય ઠાકુરજી શ્રી નવનીતપ્રીયાજી તેમને માથે બીરાજે છે.

વીરમગામમાં શ્રી બ્રજચંદ્રજી તેમને માથે બીરાજે છે

ગામ બહાર ઠાકુરજી તેમના કાકા શ્રી જયદેવલાલજીને માથે બીરાજતા હતા. તેમના

સાથે હાલ તેમના કાકાના જમાઈની તકરાર છે. આ જમાઇએ

"ચલનો ભલો ન કોસ કો,
દુહીતા ભલી ન એક
મગનો ભલો ન બાપસે
જો પ્રભુ રાખે ટેક"

આ દુહો અક્ષરે અક્ષર ખરો છે તે સાબીત કરી આપ્યું છે.

ભરતપુરના રાજા આ ગાદીના સેવક છે.

ભાવનગરમાં શ્રી છબીલાજીની હવેલી તેમની છે.

તમામ કાયસ્થ આ ગાદીના સેવક હોય છે.

ભાવનગરમાં દસા ગોગારી પોરવાડ તેમના સેવક છે.

મુંબઈમાં પણ તેમના ઘણા સેવક છે. તેમાંના શેઠ પ્રાગજી સુરજીએ કામવનના ઠાકુરજીના નિત્યના રાજભોગ માટે પાંચ લાખ રૂપીઆનું ટ્રસ્ટ કર્યું છે.

અષાડ

સુદ ૪ ઉત્સવ–શ્રી ઘનસ્યામજી ॥ શ્રી મુરલીધરજી.
( ૧૮૮૬ )
ઘર ૧ પેઢી ૧૨/૧
સ્થળ–બુંદીકોટા.
તેમનો વંશ ચાલુ છે.
શ્રી દ્વારકાધીશનો પાટોત્સવ.

સુદ ૬ કસુંબા છટ્ઠ.
તિલકાયિત શ્રી ગોવિંદજી ॥ શ્રી કૃષ્ણરાયજી
(૧૮૭૬ શ્રાવણ સુદ ૧૪) ગાદીએ બીરાજ્યા
તેનો ઉત્સવ.
ઉત્સવ શ્રી લક્ષ્મણભટ્ટજીનો ઉત્સવ.
પીછ પીંડી.

૭ **ઉત્સવ**–શ્રી ગોવિંદલાલજી ॥ શ્રી વલ્લભજી.
( ૧૯૦૭ )
ધર ૧ પેઢી $\frac{१}{३}$
શ્રી બડે દાઉજીના બીજા લાલના વંશમાં.

૭ **ઉત્સવ**-શ્રીપનાલાલજી॥શ્રીકુંજબીહારીલાલજી
( ૧૯૦૩ )
ધર ૧ શ્રી દીક્ષિતજી પેઢી $\frac{१}{३}$
સ્થળ–કચ્છ **માંડવી.**

એમણે પોતાની ગાદી પોતાના નાનાભાઇ ધનસ્યામજીને આપી દીધી હતી.

૮ **ઉત્સવ**–શ્રી દ્વારકાનાથજી ॥ શ્રી વ્રજ વલ્ભજી
૧૮$\frac{૬૬}{૯૯}$
ધર ૧ શ્રી દીક્ષિતજી પેઢી $\frac{१}{२}$
સ્થળ–**પોરબંદર.**

**જન્મ**–શ્રી ધનસ્યામ લાલજી ॥ શ્રી રમણ લાલજી.
( ૧૯૨૨ )
ધર–૬... ... ... પેઢી $\frac{१}{४}$
સ્થળ–**પોરબંદર.**

તેઓ શ્રી પોરબંદરવાળા શ્રી વિઠ્ઠલેશજી ॥ શ્રી દ્વારકાનાથજીની ગાદીએ પધાર્યા હતા ડોકા મરડીમાં હવેલી હતી તે તેમજ ખંભાત પોરબંદરવાળા શ્રી જીવણલાલજીને વેચી નાંખી છે. પોરબંદરમાં શ્રી દ્વારકાનાથજીની હવેલી છે તેમાં શ્રી ગુશાંઈજીના શેવ્ય શ્રી નટવરલાલજી અને શ્રી બાળકૃષ્ણજી અને શ્રી સ્યામસુંદરજી તેમને માથે બીરાજે છે. કાઠીયાવાડમાં ગોહીલ પ્રાંતમાં ભાવનગર પાસે આવેલા સીહોર ગામમાં એક હવેલી છે.

અષાડ

સુદ ૧૦ વેંગણ દસમ—આ દીવસ પછી વેંગણ ખવાય નહીં.

૧૧ **દેવશયની એકાદશી.**

આ દિવસે વિષ્ણુશયન વ્રત તથા ચાતુર્માસ વ્રતનો નિયમ લેવાય છે.

**કર્ક સંક્રાંતી**—અષાડ સુદ ૧૧ ને દિવસે શ્રીજગન્નાથ પોઢવા પધરાવે છે અને પોઢીને તુલા રાશીના સૂર્ય એટલે કારતીક સુદ ૧૧ ને દીવસે જાગૃત થાય છે.

**પર્વાત્મક ઉત્સવ.**

**મોટી એકાદશી**—આ દિવસે ચોમાસાનું વ્રત ન લેવાયું હોય તો બારસ અથવા પુનેમે લઇ શકાય છે.

## કોકિલા વ્રત.

કુલીન સ્ત્રીઓને પોતાના ધણીનો સહવાસ રહે, તેની સાથે સ્નેહ રહે અને સૌભાગ્ય રહે તેવું આ વ્રત છે.

શ્રીદશરથ રાજાના પુત્ર શત્રુઘ્નની સ્ત્રી કીર્તિમાળાએ વસિષ્ઠને સવાલ કર્યો છે કે સૌભાગ્ય આપનાર વૃત કયું અને કયા વ્રતથી અને કેવી રીતે શંકરની પૂજા કરવી. આ શંકર મતનું વ્રત હોવાથી પુષ્ટિ માર્ગ સંપ્રદાયની ટીપણીમાં આપવામાં આવતું નથી. એટલુંજ કહીશું કે પુર્વે દક્ષ રાજાએ યજ્ઞ કરેલો તેમાં બધા દેવોને આમંત્રણ કરેલા પણ શંકરને કરેલું નહીં તેથી નારદના આપેલા કટલાક સમાચારથી તે ક્રોધાયમાન થયા તેના યજ્ઞનો નાશ કરવા જવા પારવતીજીએ આજ્ઞા માગી પણ તે આપી નહીં. છતાં તે દક્ષને ઘરે પાધાર્યા ત્યાં તેમનું અપમાન થતાનેજ વાર અગ્નિકુંડમાં દક્ષને શાપ આપી કુદી પડયા. વિષ્ણુ અને બ્રહ્માએ શંકરના કોપનું છેવટે શાંતવન કર્યું અને દક્ષને ક્ષમા કરવા વિનંતી કરી. પારવતીએ યજ્ઞનો નાશ કર્યો હોવાથી મહાદેવે શાપ દઈ કહ્યું કે જાઓ તમે પક્ષિણી થઇ પૃથ્વી ઉપર ફરો. આમ કેમ રહેવાશે એ બાબતની પ્રાર્થના કરવાથી છેવટે કોયલ થવાની માંગણી સ્વીકારી અને કહ્યું કે નંદન નામના વનમાં કોયલ થઇ રહેશો અને ચોકસ

મુદત વિત્યા પછી હીમાળયની પુત્રી થઈ પાછાં મારાં સ્ત્રી થશો.

કોયલને સ્વર શોભાવનાર છે, સ્ત્રીઓને પતીવ્રત શોભાવનાર છે, કુરૂપને પણ વિદ્યા શોભાવનાર છે અને તપસ્વીઓને ક્ષમા શોભાવનાર છે.

બે અષાડ આવે ત્યારે સ્ત્રીએ કોકિલાનું પુજન કરવું જેથી અખંડ સૌભાગને પ્રાપ્ત કરે છે.

અષાડ

સુદ ૧૨ ઉત્સવ–શ્રી વિઠ્ઠલરાયજી ॥ શ્રી લાલમણીજી.
૧૮ $\frac{૯૨}{૯૧}$
ઘર...૧ પેઢી...૧૩
શ્રી કાકા વલભજીના પહેલા લાલજીના વંશમાં.
સ્થળ–**અમરેલી.**

અષાડ

વદ ૧ ઉત્સવ–શ્રી ગોકલેશજી ॥ શ્રી ગોવિંદલાલજી ( ૧૯૦૬ )
ઘર–૧ શ્રી દીક્ષિતજી ... પેઢી $\frac{૧૩}{૧}$

૨ હીંડોળારંભ–તે ચંદ્રમા ઉપર હોય છે. વૃષભ રાશીનો ચંદ્રમા હોય ત્યારે આરંભ થાય છે અને શ્રાવણ માસની ૧ થી ૩ સુધીમાં સારો ચંદ્રમા હોય ત્યારે ઠાકુરજી ઝુલી ઉતરે છે.

આ માટે જુ વ્રજ ભાષામાં લખાયલી ટીપણી.

શ્રી બાળકૃષ્ણુલાલજી જે મુંબઈમાં મોટી હવેલીમાં બીરાજે છે તેમને રજેરાણી ક્ષત્રાણીએ શ્રી કાકા વલ્લભજીને માથે પધરાવ્યા તેનો **પાટોત્સવ**

**અષાડ**

વદ ૪ શ્રી ગોકુળચંદ્રમાજીનો **પાટોત્સવ**.
આ ઘરમાં આજથી હીંડોળા શરૂ થાય છે.

૫ શ્રી રણુછોડજી મહારાજનો **ઉત્સવ.**

૮ **ઉત્સવ**–શ્રી જદુનાથજી ॥ શ્રી વ્રજરતનજી
૧૮૮૩ સુરતવાળા
૧૮૮૧
ઘર.. ૧ . પેઢી ૧/૩
શ્રી યોગી ગોપેશ્વરના નાનાભાઇના વંશમાં મહારાજ લાયબલ કેસના વાદી જુ. તે કેસનું વિવેચન. પાન ૧૨૬ થી ૧૩૪ સુધી.

૧૦ **ઉત્સવ**–તિલકાયિત શ્રીગોવર્ધનેશજી ॥ શ્રી દાઉજી
(૧૮૭૧)
ઘર...૧ **શ્રીનાથદ્વાર**ના ટીકેટ પેઢી. ૧/૧
તેમની ગાદીએ શ્રીગોવિંદજી ॥ શ્રીકૃષ્ણરાયજી (૧૮૭૬ કા. સુદ ૧૪) બીરાજેલા.

૧૦ **ઉત્સવ**–શ્રી વ્રજરતનજી ॥ શ્રી મથુરાનાથજી
(૧૮૯૧)
ઘર...૧ પેઢી ૧/૩
શ્રી બડેદાઉજીના બીજા લાલનો વંશ

અષાડ

વદ ૧૧ **કામિકા એકાદશી.**

જે માણસ તુળસીના માંજરથી વિષ્ણુની પુજા કરે છે, તેનાં સઘળાં પાપ નષ્ટ થાય છે. આ દીવસે તુળસીની પુજા કરી અખંડ રાતદીવસ ઘીનો દીવો બાળવો.

કોઇ ઘરમાં આ એકાદશીને દિવસે કુંજહિંડોળા થાય છે.

૧૩ **ઉત્સવ**–શ્રીગોકલેશજી ॥ શ્રીવિઠ્ઠલેશજી,
(૧૮૮૩)
ઘર...૧ પેઢી...૧૩
વંશ સમાપ્ત તેમની પછી થયો છે.

**ઉત્સવ**–શ્રીબાળકૃષ્ણજી ॥ શ્રીકલ્યાણરાયજી.
(૧૯૨૪)
ઘર...૬ પેઢી...૧૪
સ્થળ...**મથુરા–કાંકરોલી.**

૧૩ કર્કસંક્રાંતિ–દક્ષિણાયનમાં સૂર્યનો પ્રવેશ.

૧૩ **જન્મતિથી**–શ્રીકૃષ્ણરાયજી ઉપનામ શ્રીગચ્છુબાવા ॥ શ્રીદેવકીનંદજી.
(૧૯૫૬)
ઘર...૧૦ પેઢી...૧૭
શ્રીબડેદાઉજીના બીજા લાલનો વંશ.
સ્થળ...**ઇંદોર.**
સ્વરૂપ...શ્રી **ગોરધનનાથજી** તેમને માથે બીરાજે છે.

આ મંદીર શ્રીવિઠ્ઠલેશજીના ટીકેટ શ્રી વિઠ્ઠલરાયજી (૧૮૭૯ શ્રાવણ વદ ૫)એ બાંધ્યું હતું.

કલકત્તામાં તેમની એક હવેલી છે.

અષાડ

વદ ૧૩ ઉત્સવ—શ્રીકલ્યાણરાયજી ॥ શ્રીકાકા ગિરધરજી
( ૧૯૧૬ )
ઘર...૧ પેઢી...૧૫/૧
શ્રીબડેદાઉજીના બીજા લાલનો વંશ.
એમના પછી વંશની સમાપ્તી.

૧૩ ઉત્સવ—શ્રીબાલકૃષ્ણજી ॥ શ્રીકલ્યાણરાયજી.
( ૧૯૨૪ )
ઘર...૬ પેઢી...૧૪/૪
સ્થળ...કાંકરોલી.

૩૦ **દિવાસો-તે સો પરબનો માસો.**

શ્રાવણ

સુદ ૨ ઉત્સવ—શ્રી કનૈયાલાલજી ॥ શ્રી વલ્લભજી (૧).
( ૧૮૭૮-૭૯ )
ઘર ૧ શ્રી દીક્ષિતજીના પહેલા લાલના વંશમાં પેઢી ૧૦/૧
સ્થળ—કોટા.

મોટા વિદ્વાન એમણે પ્રાભંજન ગ્રંથ માયાવાદી સહસ્રાક્ષના કર્તાનું ખંડન કરેલું છે અને તેના પુર્વાર્ધ ઉપર મારૂત શક્તિ નામની ટીકા આપણા પંડીત શ્રી ગટુલાલજીની છે.

૨ ઉત્સવ—શ્રી વલ્લભજી ॥ શ્રી વિઠ્ઠલરાયજી.
( ૧૯૧૫ )
ઘર ૧ પેઢી ૧૪/૨
શ્રી કાકા વલ્લભજીના પહેલા લાલના વંશમાં
નોંધ—મુંબઈવાળા શ્રી [illegible]જીવાળા શ્રી દ્વારકેશલાલજીના પીતા થાય.

**શ્રાવણ**

સુદ ૩ **ઉત્સવ–શ્રી ગોકુલોત્સવજી ॥ શ્રી ગોવિંદજી.**
( ૧૮૧૫ )
ઘર ૧ પેઢી ૧/૩
સ્થળ–સુરત.

શ્રી બડે દાઉજીના બીજા લાલનો વંશ અને શ્રી યોગીગોપેશ્વરજીના પીતા થાય.

શ્રી વ્રજરાયજી ( ૧૯૮૨ માહા વદ ૨ ) ના વહુજી ગોસ્વામીના શ્રી રાણી વહુજીએ શ્રી બાળકૃષ્ણજીનું સ્વરૂપ ઘણા આગ્રહથી તેમને માથે પધરાવ્યું હતું.

૩ ઠકરાણી ત્રીજ–આ ત્રીજ ગુજરાતમાં પ્રસીદ્ધ છે–સુકૃત વ્રત.

## સુકૃત વ્રત.

શ્રી કૃષ્ણની બહેન સુભદ્રાને એક વખત ગર્વ આવ્યો કે મારા પતી બાણાવળી અર્જુન અને ભાઇ શ્રીકૃષ્ણ છે માટે મારે કોની દરકાર છે. આવા ગર્વમાં સઘળા શુભ કાર્યો કરવા છોડી દીધા શ્રી કૃષ્ણને ખબર પડતાંજ તેમને ત્યાં ગયા અને કહ્યું કે ઉત્તમ લોકની પ્રાપ્તી માટે તમારે સુકૃત વ્રત કરવું.

આ વ્રતને દીવસે હળદર ચોળી સ્નાન કરવું પછી ભોં જાણે લીપી તેમાં ચાર બારણા વાળો મંડપ કરાવવો. તેના નીચે એક હાથ જેવડી શ્વેતવેદી કરાવીને વચમાં અક્ષત વડે અષ્ટદળ પદ્મ કરવું પછી શ્રી લક્ષ્મીજી અને કૃષ્ણની સ્થાપના કરવી ભક્તિથી ષોડશોપચાર વડે પુજન કરવું પછી સુકૃત વ્રતના

૩૬૦ ફળ છે માટે ઉંબરાના ફળ જેવડાં સાકર મેળવી ઘઉના લોટના ૩૬૦ ફળ કરવા તેને વાંસના પાત્રમાં ભરી તેમાં દક્ષણા મુકી બ્રાહ્મણોને દાન કરવું.

**શ્રાવણ**

સુદ ૩ **ઉત્સવ**—શ્રી દામોદરલાલજી ।। શ્રી કુંજબા-હારી લાલજી.

( ૧૯૦૯ )

ઘર ૧ શ્રી દીક્ષીતજી પેઢી ૧/૩

સ્થળ—**ચાંપાસેની, મદ્રાસ.**

તેમને ઘણા લાલ થયલા પણ ફકત શ્રી ગોવિંદલાલજી બાકીમાં રહેલા તેમને મુંબ-ઇમાં મોટી હવેલીના ગાદીએ દત્તક આપ્યા. મદ્રાસમાં તેમની હવેલી છે તેમાં શ્રી ગુશાં-ઈજીના સેવ્ય શ્રી મદનમોહનજી બીરાજે છે એમની ગાદી તેમના પૌત્ર શ્રી ગિરધરજી ઉપનામ શ્રી કૃષ્ણજીવનજીને મળી છે.

૪ **બોળ ચોથ.**

આ દીવસે બૈરાઓ ઘઉં ખાતા નથી. ગાયના પુજન કરી બાજરાના રોટલા અને કઠોળ કરીને ખાય છે.

૫ **નાગપંચમી**—નાગનો જન્મ-કલીયુગનો જન્મ ષષ્ટિયુકત નાગપુજા માટે લેવી

બારણામાં છાણના સર્પ કરવા અને દુધ ઘી અને જળથી નવરાવવા. અને પછી દહીં અને દુર્વાથી તેઓની પુજા કરવી. ઘઉં—દુધ

ફુલેરનું નૈવેદ્ય ધરવું, ગંધ પુષ્પ. ભોજનથી બ્રાહ્મણોને તૃપ્ત કરવા.

**શ્રાવણ**

સુદ ૬ **રાંધણ છઠ**–કેટલાક વર્ણમાં આજે પળાય છે

૮ **ઉત્સવ**–શ્રીબાળકૃષ્ણજી ॥ શ્રીવિઠ્ઠલનાથજી.
(૧૮૨૮)–કોઈમાં પાંચમ લખ્યા છે.
ઘર...૧ પેઢી...૬/૧
શ્રીકાકાવલ્લભજીના ૭ મા લાલનો વંશ.
સ્થળ...**ગિરિરાજ.**
સ્વરૂપ...(૧) શ્રીબાળકૃષ્ણજી, અને (૨) શ્રી છોટા મદનમોહનજી. જુ. શ્રી ગોરધનેશજી મુંબઈના મોટામંદીરવાળા (૧૮૨૫ વૈશાખ શુદ ૪).

૧૧ **પવિત્રા ધરાવવાની એકાદશી**

૧૧ **જન્મતિથી**–શ્રી ગોપિનાથજી ॥ શ્રી ગોકુળ નાથજી.
(૧૯૭૨)
ઘર ૧ શ્રી દીક્ષિતજી પેઢી ૧૫/૩
સ્થળ–મુંબઈમાં મોટા મંદિરવાળા.

૧૧ **પુત્રદા એકાદશી–પવિત્રા એકાદશી.**

દ્વાપર યુગની શરૂઆતમાં માહીષ્મતી નગરીમાં **માહિજીત** નામનો રાજા હતો. તે વાંઝીઓ હતો. તેનું કારણ લોમપ રૂષીના કહ્યા પ્રમાણે એ હતું કે પુર્વ જન્મમાં તે વાણીઓ હતો. નિર્ધન હતો અને નીચ કર્મ કરતો હતો. વેપાર સારૂ હાટવાડીએ જતો જેઠ સુદ ૧૨ ને દીવસે એક ગામની ભાગોળે

આવ્યો ત્યાં જળ પીવા એક જળાશય પાસે ગયો. તેજ વખતે તરતની જણેલી ગાય તરસથી અને તડકાથી વ્યાકુળ થયલી પાણી પીતી હતી તેને જળ પીતી બંધ કરી પોતે પીવા લાગ્યો. તેના પાપથી તે વાંઝીઓ થયો હતો. હવે જો તેની પ્રજા ઉપરની એકાદશી કરીને તેનું પુણ્ય આપે તો અવશ્ય પુત્ર થશે. પ્રજાએ અને રાજાએ એ પ્રમાણે કર્યું અને પ્રજાએ પુણ્ય આપ્યું એથી તેને એક બળવાન પુત્ર થયો.

**શ્રાવણ**

સુદ ૧૧ શ્રી ગોકુળમાં સંવત ૧૫૪૮ ની સાલમાં આ દીવસની મધ્ય રાત્રે ગુરૂવારે શ્રી મહા પ્રભુજી જ્યારે પહેલી વારની પૃથ્વી પરિક્રમામાં હતા ત્યારે શ્રી નાથજી પ્રગટ થયા. યજ્ઞ નારાયણ ભટ્ટ વખતનું શ્રી સાલિગરામનું સ્વરૂપ હતું તેને ધરાવવા માટે સુત્રનું પવિત્રું તથા મીસરી રાખી મુકી હતી તે શ્રી નાથજીને ધરાવી. તેથી શ્રી ઘણાજ પ્રસન્ન થયા અને બોલ્યા કે દૈવી જીવોને બ્રહ્મ સંબંધ આપો એટલે તેઓનો ઉદ્ધાર થશે એવું કહી અંતર્ધ્યાન થયા તે દહાડેથી પવિત્રા બારસનો મહીમા ચાલુ થયો છે. જુઓ ટીપણનું પાન ૧૦.

૧૨ **પવિત્રા બારસ**:—આ દિવસે ગુરૂને પવિત્રા ધરાવાય છે માટે તે દીવસ પવીત્રા બારસને ગણાયો છે.

**શ્રાવણ**

સુદ ૧૪ **ઉત્સવ**–શ્રી વિઠ્ઠલરાયજી ॥ શ્રી દામોદરજી.
(૧૬૫૭)
ઘર...૧ પેઢી $\frac{૭}{૪}$
શ્રી ગિરધરજીના પૌત્ર (બીજા લાલના લાલ.)

૧૪ **ઉત્સવ**–શ્રી લચ્છમણજી ॥ શ્રી ઘનસ્યામજી.
(૧૮૬૬) ($\frac{૬}{૧૪}$)
ઘર...૧ પેઢી $\frac{૧૨}{૨}$
શ્રી બહેદાઉજીના બીજા લાલનો વંશ.
સ્થળ–**ગોકુળ.**
**એમનો વંશ સમાપ્ત.**

૧૪ **ઉત્સવ**–શ્રીગોવિંદરાયજી ઉપનામ શ્રીલશકરી લાલજી ॥ શ્રી વિઠ્ઠલનાથજી.
(૧૯૦૭)
ઘર...૧ પેઢી... $\frac{૧૫}{૨}$
સ્થળ...ઇંદોર.

૧૫ **રક્ષાબંધન (રાખડી બાંધવી) બળેવ.**

દેવ અને દૈત્ય વચ્ચે ૧૨ વર્ષ યુધ ચાલેલું તેમાં દૈત્યોએ ઇંદ્ર અને બીજા દેવોને જીતી લીધેલા. ઇંદ્રે બ્રહસ્પતીને કહ્યું કે હું તો યુદ્ધ કરવાજ ઇચ્છું છું ત્યારે બ્રહસ્પતીએ કહ્યું કે પરાક્રમનો વખત નથી; ક્રોધ છોડો. દેશ અને કાળ વિના કાર્યો અવળાં પડે છે. આવો વિચાર કરતાં હતા એટલામાં ઇંદ્રાણી આવીને ઇંદ્રને કહ્યું કે હું આપને રક્ષા બાંધીશ જેથી આપને કોઇ જીતી શકશે નહીં. તે પ્રમાણે જમણા હાથમાં રક્ષાની પોટલી બાંધી :

પછી બ્રાહ્મણોને આશીર્વાદ આપ્યા તે પછી દૈત્યો ઉપર ચઢાઈ કરીને જય મેળવ્યો હતો.

આ દિવસે વેપારીઓ સમુદ્ર પુજન કરે છે અને પછી વહાણુ ચાલુ થાય છે.

યજુ શ્રાવણી.

આ દિવસે યજુર્વેદી અને રૂગ્વેદી. અથર્વવેદીઓની શ્રાવણી એટલે ઉપવીત જનોઇ નવી પહેરવાનો દીવસ.

**શ્રાવણ**

વદ ૧ **ઉત્સવ**—શ્રીગિરધરજી ॥ શ્રીમથુરાનાથજી
(૧૮૫૫)
ઘર ૧ પેઢી...$\frac{1}{6}$
શ્રીકાકા વલ્લભજીના પહેલા લાલના વંશમાં. એમનો વંશ એક પેઢી પછી સમાપ્ત થાયછે. તેઓ મુંબઇ શ્રીગોકળાધીશજી મહારાજના પિતા થાય.

૧ **જન્મતિથી**—શ્રીગોવર્ધનલાલજી॥શ્રીગિરધરજી
શ્રીનાથદ્વારના હાલના ટીકેટ.
(૧૯૧૭)
ઘર...૧ પેઢી $\frac{1}{6}$
શ્રીબડેદાઉજીના બીજા લાલનો વંશ.
સ્થળ...**શ્રીનાથદ્વાર.**

માથે બીરાજતી નિધિ શ્રીનાથદ્વાર અને શ્રીનવનિતપ્રિયાજી બીરાજે છે. શ્રીમદનમોહનજી પણ તેમને માથે બીરાજે છે.

આ શ્રીમદનમોહનજીનું સ્વરૂપ શ્રીગુસાંઈજીના મોટા લાલ શ્રીગિરધરજીના મોટા

પુત્ર શ્રીમુરલીધરજીના છે એમ ત્રણ આખ્યાઈકામાંની એક આખ્યાઈકા છે.

શ્રી ગિરિરાજમાં શ્રી મટુજી મહારાજનું મંદીર અને તેમાં બીરાજતા ઠાકુરજી શ્રી મદનમોહનજી હાલ તેમને હસ્તક છે.

શ્રીગોકુળમાં શ્રીરાજા ઠાકુરની હવેલી શ્રી ગોપાળલાલ ॥ શ્રી કલ્યાણરાયજીની હતી પણ તે બાબતમાં કોર્ટદ્વારે ટંટો કરી આ ટીકેટ શ્રીએ પોતાને સ્વાધીન કરી છે.

શ્રીમથુરામાં તેમની માતુશ્રીએ શ્રીનવનિત પ્રીયાજીનું મંદીર બંધાવ્યું હતું તે પણ તેમનું થયું છે.

મુંબઈમાં કોટમાં બજારગેટમાં એક શ્રી ગોરધનનાથજીનું મંદિર છે તે તેમને અર્પણ થયલું છે.

મુંબઈમાં મહારાજના ભોઈવાડામાં તેમની પેઢી છે જ્યાં શ્રીનાથજીનું મોટા કદનું ચીત્ર રાખવામાં આવ્યું છ અને સેવા ભેટ વૈષ્ણવો તરફથી તે પેઢીમાં નોંધાવવામાં આવે છે.

પ્રાચીન ગ્રંથોના જીર્ણોદ્ધાર સારૂ તેમની મુંબઇમાં છેલ્લી પધરામણીમાં લાખો રૂપીયાની સેવા મળી તેમાંથી રૂ. ૨૦૦૦૦) વીસહજાર મોટા મંદીરના મહારાજશ્રી ગોકુલનાથજીને સ્વાધીન કર્યા છે.

પંડિતોને સારૂ માનપાન તેઓશ્રી તરફથી મળતું. પોતાને ત્યાંના હસ્ત લેખીત

ગ્રંથો વાંચવા પંડિતજી લાવેલા તે તમામ આ સંસ્થામાંથી તેઓશ્રી પાછા લઈ ગયા છે.

તેઓશ્રીનો પંડિતજી માટે શું ઉંચા મત છે તે અને પંડિતજીને વૈષ્ણવોએ અવશ્ય મદદ કરવી તે માટે સંવત ૧૯૦૪ માહા શુદ ૫ નો પત્ર છે, જે તમામની નોંધ પ્રસ્તાવનામાં કરવામાં આવી છે.

શ્રાવણ

વદ ૫ નાગપંચમી. કેટલીક કોમોમાં આજે પણ આ વ્રત કરે છે.

હીંડોળા વિજય.

૫ ઉત્સવ-શ્રીચીમનલાલજી ॥ શ્રી ઘનશ્યામજી (૧૮૯૬)

ઘર-૧ શ્રી બડે દાઊજીના બીજા લાલના વંશમાં પેઢી ૧૨/૩

સ્થળ-મુંબઈ

શ્રીલાલબાવાની હવેલીવાળા. આ મહારાજ બહુ શોખીન હતા અને બહાર ફરવા નીકળતા ત્યારે પોતાની સામે એક આરસી રાખતા હતા.

૭ **શીળી સાતેમ.**

મધ્યાન્હ કાળે શીતળાનું વ્રત કરવું.

આ શિતળા દેવીનું વાહન ગધેડાનું છે-નગ્ન રહે છે-સાવરણી અને કળશ સહીત અને માથે સુપડું લઈ ફરે છે. આથી કરીને જન સમાજમાં કોઇ વિચીત્ર સ્વરૂપ જ્યારે

નજરે પડે છે ત્યારે કહેવાય છે કે આ "શીતળાનું રૂપ" આવ્યું છે.

હસ્તીનાપુર ( દીલ્હી ) ગામમાં પ્રદ્યુમન નામનો રાજા થઇ ગયો તેમની રાણીનું નામ ધર્મશીળા હતું તેમને શુભકારી નામની કુંવરી હતી તેના લગન પછી જ્યારે આણું વાળવા તેના પતિ આવ્યા તે વખતે તેની સાથે જવા તૈયાર થઇ. પીતાએ કહ્યું કે શીતળાનું વ્રત કરીને જા. તેને નદી ઉપર સ્નાન કરવા મોકલી અને સાથે એક બ્રાહ્મણ અને તેની સ્ત્રીને પણ શીતળાની પુજા કરાવવા મોકલ્યા. ઘણાં ફાંફાં માર્યા છતાં તળાવ મળ્યું નહીં. થાકથી બ્રાહ્મણ સુઇ ગયો તેને સર્પ કરડયો અને તેથી ગત થયો તેની પાસે તેની સ્ત્રી બેઠી હતી. શુભકારીણી પણ થાકી ગઇ હતી. તે ભમતી હતી ત્યાં એક બુઢ્ઢી સ્ત્રી નજરે પડી. તળાવ દેખાડવાનું કહ્યું. તેથી તેની પાછળ પાછળ ચાલી. તળાવ હાથ લાગ્યું અને ત્યાં શીતળાની પુજા કરી. વરદાન પ્રાપ્ત કર્યું. પાછા ફરતાં પેલો મુએલો બ્રાહ્મણ અને તેની સ્ત્રી નજરે પડયા એ બનાવથી તેનું હૃદય ભરાઈ આવ્યું કકળાટ કરવા લાગી બ્રાહ્મણી સતી થવા તૈયારી કરતી હતી ત્યારે શુભકારીએ શીતળાનું સ્મરણ કર્યું. શીતળા દેવી મોટા રંડાપાને દુર કરે છે તેના કરેલા વ્રતનું તેને પાણી આપવું તેથી તેનો ધણી સજીવન થયો.

આ શુભકારીનો પતી વનમાં આવેલો તે પણ સર્પદંશથી ગત થયલો તેના ઉપર શુભકારીની દ્રષ્ટિ પડવાથી શીતળા દેવીના કરેલા વ્રતના પ્રતાપથી તે પણ સજીવન થયો.

આ દીવસે સ્ત્રીઓ શીતળા દેવીની કથા સાંભળી પ્રસાદ લે છે.

**શ્રાવણ**

વદ ૮ **ઉત્સવ**–શ્રી બાળકૃષ્ણજી ॥ શ્રી વ્રજરાયજી ( ૧૯૦૯ ),
ઘર...૧ પેઢી ૧૩/૧
શ્રી કાકા વલ્લભજીના પહેલા લાલનો વંશ

૮ **ઉત્સવ**–શ્રી મુરલીધરજી ॥ શ્રી વિઠ્ઠલરાયજી ( ૧૯૧૩ )
ઘર...૧ પેઢી ૧૪/૧

૮ **ઉત્સવ**–શ્રી કનૈયાલાલજી ॥ ...
( )
સ્થળ–ગોકુળ
ઘર... પેઢી

૮ **જન્માષ્ટમી–ગોકળ આઠમ–મોહરાત્રી.**

મધરાતે આઠેમ હોય તે દીવસે જન્માષ્ટમીનું વ્રત કરવું. કારણ કે "રોહિણી સહીત મધરાત જેમાં ચંદ્રોદય થયો હોય તે વખત લેવો." જે દિવસે રાત્રિ અથવા દિવસમાં મૂહુર્તવાર પણ અષ્ટમી અને રોહિણીનો યોગ હોય તે દિવસે ઉપવાસ કરવો.

## કથા.

શ્રીકૃષ્ણ યુધિષ્ટર પ્રત્યે કહે છે–મથુરાજીમાં મોટા મલ્લને અને કંસને મારી, સ્ત્રી–પુત્ર સહીત યાદવોને મેં શાંત કર્યા ત્યારે દેવકીજી અને વસુદેવજીએ મને તથા શ્રીબળદેવજીને ખોળામાં બેસાડી બાથમાં લઈ રડવા લાગ્યા અને ગદગદ વાણીથી કહ્યું કે તમોને આજ જોવાથી હમારો જન્મારો સફળ થયો છે.

આ વ્રત મથુરાજીમાં પ્રથમ સારી રીતે પ્રસિદ્ધ થયું. આ વ્રત સઘળા બ્રાહ્મણો, ક્ષત્રીઓ, વૈશ્ય, શુદ્ર અને બીજા પણ ધર્મીષ્ટોએ કરવું એવી આજ્ઞા છે.

તેમના જન્મ વખતે મધરાત્રે રોહિણી નક્ષત્ર, વૃષભ રાશિનો ચંદ્ર અને સિંહનો સૂર્ય હતો.

આ દિવસે કેવળ ફળાહાર વિના અપવાસ કરવો. જેથી સાત જન્મનાં પાપ નષ્ટ થાય છે. પાપથી મુક્ત થઇ સઘળા ભોગનો ત્યાગ કરી નિયમમાં રહેવું તે ઉપવાસ કહેવાય છે.

મુર્તિ આઠ પ્રકારની થાય છે. સુવર્ણની, રૂપાની, ત્રાંબાની, પીતળની, માટીની, કાષ્ટની, મણિની અને રંગની તેમાંની કોઈની પણ તે દીવસે પુજા કરવી. જાગરણ પણ અવશ્ય કરવું.

**શ્રાવણ**

વદ ૯ **નંદમહોત્સવ.**

૯ **ઉત્સવ**–શ્રી વ્રજેશજી ॥ શ્રી દ્વારકાનાથજી પોરબંદરવાળા

(૧૯૧૧) કોઈ ઠેકાણે અગીયારસ લખવામાં આવી છે.

ઘર ૧ શ્રી દીક્ષિતજી પેઢી $\frac{13}{2}$

સ્થળ–જામનગરની ગાદીએ પધારેલા તે. મહારાજ એંગી કેસવાળા તે બાબતનું ટીપણીમાં મહારાજ એંગી કેસના પાન ૧૩૪–૧૪૧ જોવા.

૯ **જન્મ**–શ્રી કૃષ્ણજીવનજી ઉપનામ શ્રી ગિરધરજી ઉપનામ શ્રી ગોવર્ધનેશજી ॥ શ્રી ગોકુલનાથજી મુંબઇના મોટા મંદીરવાળા

( ૧૯૬૧ )

ઘર...૧ શ્રી દીક્ષિતજી પેઢી $\frac{15}{2}$

મદ્રાસની ગાદી તેમના દાદા શ્રીદામોદરજીની તેમને મળી છે.

૧૦ **ઉત્સવ**–શ્રી ગોપિકેશજી ॥ શ્રી વીઠ્ઠલેશજી.

( ૧૮૮૭ ) કોઈ ઠેકાણે ત્રીજ લખવામાં આવી છે.

ઘર...૧ પેઢી $\frac{13}{2}$

શ્રી કાકા વલ્લભજીના પહેલા લાલનો વંશ. એમના વંશની સમાપ્તી.

એમની શ્રી ગોકુલાધીશજીની ગાદી મુંબઈમાં શ્રી ગોરધનલાલજી ॥ શ્રી નરસીંગલાલજીને મળી છે. શ્રી ગોકલેશજી સંવત ૧૯૩૬–૩૭માં ગોકુળવાસ કર્યા પછી તેની

ગાદીની તકરાર શ્રી નરસીંગલાલજીની અને શ્રી નરસીંગલાલજીની ભોજાઈ વહુજી સાથે પડેલી. તેનું છેવટે સમા શ્રી ગોરધનલાલજી ॥ શ્રી નરસીંગલાલજી લગન થયા તે વખતે આવ્યું હતું તેમાં ગાદી એમને આપવામાં આવી હતી.

શ્રાવણ

વદ ૧૦ **જન્મ**-શ્રી વ્રજનાથલાલજી ॥ શ્રી વિઠ્ઠ નાથજી ચાંપાસેની.

( ૧૯૬૫ )

ઘર...૧ શ્રી દીક્ષિતજી પેઢી ૧૪/૨

૧૧ **અજા એકાદશી.**

હરિશ્ચંદ્ર રાજા ચક્રવર્તી–સાચું બોલનારો અને આખી પૃથ્વીનો અધિપતી હતો. કોઈ કમનસીબે તે રાજભ્રષ્ટ થયો. સ્ત્રી તારામતી અને પુત્ર રોહણીને વેચી પોતે પણ કાશીમાં એક ચાંડાળને ઘરે વેચાયો હતો અને મડદાં ઉપરથી ઉતરેલાં કપડાં લેવાનું કામ કરવા માટે દાસ તરીકે રાખવામાં આવેલો. આ સ્થિતી તેના સત્યપણામાં રહેવાના આગ્રહથી પ્રાપ્ત થઈ હતી છતાં પણ તે આગ્રહમાં તે મચ્યો રહ્યો હતો. ઘણો અકળાતો હતો ત્યારે ગૌતમ મુની ત્યાં આવી ચઢ્યા. તેમણે ઉપર જણાવેલી એકાદશીનું વ્રત કરવાનો બોધ આપ્યો તેમના ઉપદેશ પ્રમાણે વ્રત કર્યું કે તત્કાળ તેના પાપનો નાશ થયો.

# પાન ૨૫૭.

૬ઠ્ઠી પેઢીવાળા શ્રી કાકા વલ્લ-
ભજી મહારાજના ૧લા અને ૩
જા બાળકોના વંશમાં હૈયાત
મહારાજોના સીધી પીઢીના
વડીલોની વંશાવળી.

૭

૧ શ્રી ગિરધરજી ॥ શ્રી કાકા વલ્લભજી (૨) ૧૭૨૮ ચૈત્ર સુદ ૯

૮

૧ શ્રી વિઠ્ઠલરાયજી (૧) ૧૭૪૭ ભાદરવા વદ ૬

૯

૧ શ્રી દ્વારકાનાથજી (૩) ૧૭૭૪ માગશર સુદ ૧૫

૧૦

૧ શ્રી ગિરધરજી (૩) ૧૮૦૩ પોષ વદ ૧૨

૧૧

૨ શ્રી મથુરાનાથજી (૪) ૧૮૨૯ ભાદરવા સુદ ૧૫

૧૨

૪ શ્રી વ્રજરત્નજી ઉપનામ શ્રી મગનલાલજી (૪)
૧૮૬૭ કારતક વદ ૧૩

૧૩

૨ શ્રી નરસીંધલાલજી
૧૮૯૯ / ૧૯૬૬ ભાદ. વદ ૧૧

૧૪

શ્રી ગોરધનેશજી (શ્રી ગોરધનલાલજી)
૧૯૧૯ ભાદરવા વદ ૩
વેરાવળ, મુંબઈ

૩ શ્રી દામોદરજી (૦)
૧૯૦૨ / ૧૯૬૨ માગશર સુદ ૧૦

૧ શ્રી દામોદરજી (૪) ૧૮૨૦ અષાડ વદ ૪

૧૧

૧ શ્રી વિઠ્ઠલેશજી (૬) ૧૮૪૧ કારતક વદ ૪

૧૨

૧ શ્રી લાલમણિજી (૧) ૧૮૭૨ કારતક સુદ ૭

[redacted]

૧ શ્રી વિઠ્ઠલેશજી (૫) ૧૮૯૬ અષાડ સુદ ૧૨

૧૪

૧ શ્રી મુરલીધરજી (૫) ૧૯૧૩ શ્રાવણ [redacted] ૮

૧૫

૩ શ્રી પ્રદ્યુમનજી ૧૯૪૩ માહા વદ ૧૨
બેટ દ્વારકા.

૪ શ્રી અનિરૂધલાલજી ભાદરવા સુદ ૧૨
નડીયાદ, જામનગર.

૫ શ્રી ગોપિકાવલ્લભજી અષાડ સુદ ૨
બેટ દ્વારકા.

૨ શ્રી ગોકુળઓચ્છવજી (૩) ૧૮૪૮ ભાદરવા વદ ૪

૧૨

૨ શ્રી જીવનલાલજી (૦) ૧૮૮૬ માગશર સુદ ૫—મુંબઈ.
નોંધ-મોટા મંદિરની ગાદીએ દત્તક થઇ પધારેલા તે

તેમની ગાદીએ ચાંપાસેની શ્રી ગોવિંદનાથજી ॥ શ્રી દામોદરજી પધાર્યા. આ ગાદીએ પધાર્યા પછી શ્રી ગોકુળનાથજીનું નામ ધારણ કર્યું છે.

૨ શ્રી વલ્લભલાલજી (૨) ૧૯૧૫ શ્રાવણ સુદ ૨

૧૫

૧ શ્રી દ્વારકાનાથજી
૧૯૪૪ જેઠ સુદ ૯
મુંબઈ.

૨ શ્રી કનૈયાલાલજી (૦)
શ્રાવણ વદ ૦

૩ શ્રી પુરૂષોત્તમલાલજી
૧૯૧૭ કારતક સુદ ૬

૧૫

૧ શ્રી વ્રજરત્નલાલજી
૧૯૪૧ જેઠ વદ ૧૪
અમરેલી,
મુંબઈ.

७

३ श्री गोपालजी ॥ श्री काका वल्लभजी १७३३ माहा शुद २ (१)

८

१ श्री जदुनाथजी १७५६ जेठ वद ३ (५)

९

३ श्री लछमनजी १७८७ भादरवा शुद १५ (६)

१०

१ श्री द्वारकानाथजी १८१३ पोष शुद ८ (४)

२ श्री गोवरधनजी १८१७ कारतक वद ६ (५)

११ (श्री द्वारकानाथजी)

४ श्री मुरलीधरजी (३)
१८४६ कारतक वद १४

४ श्री रामकृष्णजी (३)
१८५२ कारतक वद १४

११ (श्री गोवरधनजी)

२ श्री त्रीकमजी (२)
१८५५ भादरवा शुद १५
**जोधपुरवाला.**

३ श्री रणछोडजी (३)
१८५७ माहा शुद ६
**काशीवाला.**

१२

२ श्री घनश्यामजी (३)
१८८६ असाड शुद ४

१ श्री वल्लभजी (३)
१८८१ श्रावण वद १४

१ श्री गीरधरजी (२)
१८९८ फागण शुद ६
**सुरत-मुंबइ.**

१ श्री गोविंदलालजी (०)
१८७६ भाद. सुद १४

१३

१ श्री गोपाललालजी (१)
१९१० श्रावण वद १४
**भरावाळा**

३ श्री रघुनाथलालजी (१)
१९१६ फागण वद २

३ श्री जीवणलालजी (१)
१९१६ मागशर शुद १३
**पोरबंदरवाला.**

१ श्री गोरधनजी (०)
१९२३ जेठ वद २

१४

१ श्री वल्लभजी (०)
१९३३ जेठ सुद १०

**श्री मोरलीधरजी**
१९३६ भाद. वद ८
**कोटा.**

**श्री रणछोडलालजी**
१९.९ मागशर वद ८
मुंबइ—लालबावानी गादीએ पधार्या છे.

१५

श्री व[illegible]लालजी
१९७० [illegible] वद ५

પોતાની સ્ત્રી અને પુત્ર પાછા પ્રાપ્ત થયા અને રાજ્ય પણ પાછું મળ્યું.

આ દીવસે પોરબંદરમાં શ્રી જીવણલાલજીને માથે બીરાજતા શ્રી મદનમોહનજીનો પાટોત્સવ.

શ્રાવણ

વદ ૧૨ **જન્મ**–શ્રી વિઠ્ઠલનાથજી ॥ શ્રી કુંજલાલજી.
( ૧૯૧૪ )
ઘર...૧ શ્રી દીક્ષિતજી પેઢી $\frac{13}{4}$
તેમને બે લાલ છે જેમાંના એકને કચ્છ માંડવીની ગાદી મળી તે.
સ્થળ... **ખંભાળીઆ.**

૧૪ **ઉત્સવ**–શ્રીકાકાવલ્લભજી ॥ શ્રીવિઠ્ઠલેશજી.
( ૧૭૦૩ )
ઘર...૧ પેઢી...$\frac{6}{4}$

તેમના વચનામૃત આ સંપ્રદાયમાં પ્રચલીત છે. બેટ દ્વારકામાં શ્રીચપલરાયજીનું મંદીર તેમનું બંધાવેલું છે તેમજ શ્રીબાળકૃષ્ણજી બેટમાં જે બીરાજે છે તે તેમના ઠાકુરજી હતા એમના ઠાકુરજી છોટા સાત સ્વરૂપો તરીકે ઓળખાય છે. તેમને ૭ લાલ હતા તેમાં ૧ શ્રીગિરધરજી, ૩ શ્રીગોપાળલાલજી અને ૭ શ્રીગોકુળનાથજીના વંશો ચાલુ છે.

તેમને માથે રજો ક્ષત્રાણીએ મોટા મંદિરમાં જે શ્રીબાળકૃષ્ણજીનું સ્વરૂપ બીરાજેછે તે સ્વરૂપ આ મહારાજશ્રીને માથે પધરાવ્યું હતું, તેનો

પાટોત્સવ મુંબઈમાં મોટી હવેલીમાં અષાડ વદ ૨ નો મનાય છે.

**શ્રાવણ**

વદ ૧૪ **ઉત્સવ**—શ્રીવલ્લભજી ॥ શ્રીરામકૃષ્ણજી (૧૮૮૧)

ઘર...૧ પેઢી...$\frac{૧૨}{૬}$

શ્રીકાકા વલ્લભજીના ત્રીજા લાલનો વંશ.

તેમનો વંશ પોરબંદરવાળા શ્રીજીવણલાલજીમાં ચાલુ છે.

**ઉત્સવ**—શ્રીગોપાળલાલજી ॥ શ્રીઘનશ્યામજી (૧૯૧૦)

ઘર...૧ પેઢી...$\frac{૧૩}{૬}$

શ્રીકાકા વલ્લભજીના ત્રીજા લાલનો વંશ

સ્થળ...**શ્રીકાંકરોલી.**

**બરોડાવાળા**

વંશની સમાપ્તી.

૩૦ **ઉત્સવ**—શ્રીકનૈયાલાલજી ॥ શ્રીવલ્લભજી (૧૯૨૫)

ઘર ૧ પેઢી...$\frac{૧૩}{૨}$

શ્રીકાકાવલ્લભજીના પહેલા લાલના વંશમાં

સ્થળ...**મુંબઈ.**

મુંબઈમાં કોટમાં શ્રીચંદ્રાબેટીજીની હવેલીમાં ગોદે ગયલા હતા.

---

શ્રાવણ સુદ ૨—**કળશા બીજ**—આ દિવસે કાકાની દીકરી એટલે પીત્રાઇ બહેનને ઘરે ભાઇએ અવસ્ય જમવું જોઇએ.

**શ્રાવણ સુદ ૯–નોળી નોમ**–આ દીવસે વાલ અને રોટલા ખાવામાં આવે છે.

દહીં, વલોવેલી વસ્તુ અને છાશ ખાવાનો પ્રતિબંધ છે.

શ્રાવણ સુદ ૧૧–**બ્રહ્મસંબંધ.**

આ દિવસે અર્ધ રાત્રીને સમયે શ્રી ભગવાને એટલે શ્રી ગોવર્ધનનાથે જે પ્રત્યક્ષ એટલે મોંઢામોંઢ કહેલું તે શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ પોતાના સિદ્ધાંત રહસ્યના ગ્રંથમાં લખ્યું છે તે વિષય બ્રહ્મસંબંધ બાબતનો છે.

બ્રહ્મસંબંધ કરવાથી, સર્વના દેહ અને જીવના સર્વ દોષોની નિવૃત્તિ, નિશ્ચયે કરીને થાય છે. આ દોષો પાંચ પ્રકારના કહેલા છે તે એ કે (૧) સહજ, (૨) દેશોત્થ, (૩) કાલોત્થ, (૪) સંયોગદોષ, (૫) સ્પર્શજ. આ દોષો ભકિત માર્ગમાં કોઇ રીતથી પ્રતિબંધક છે એમ નહીં માનવું. એ દોષોનો ખુલાસો શ્રી પુરૂષોત્તમજી કૃત વિવરણમાં છે.

શરણાગતિ એટલે શ્રીકૃષ્ણને શરણ ગયા પછી, પાત છેજ નહીં એટલે શ્રીકૃષ્ણને શરણ જાય તેની દુર્ગતિ થતી નથી. એ ગતિ પ્રાપ્ત કર્યા પછી સમર્પણની ક્રીયા થવી જોઈએ. તેમાં સર્વ શ્રીકૃષ્ણનેજ નિવેદન કરવામાં આવે છે, તેથી સેવાનો અધિકાર સિદ્ધ થાય છે. જયારે આત્મનિવેદન થાય ત્યારેજ પુષ્ટીમાર્ગીય ભક્તિના અધિકારી થવાય છે. તથા સર્વોપયોગી પદાર્થ માત્રમાં અલૌકીકતા થાયછે અને પછી પ્રભુ અંગીકાર કરે છે. આ સમર્પણમાં નિવેદન ગુરૂને નથી પણ શ્રી કૃષ્ણ ( શ્રીઠાકુરજી )નેજ છે.

આ સ્થળે હમોને મહારાજ લાયબલ કેસમાં આ સમર્પણની બાબતમાં જે કુચેષ્ટા કરવામાં આવી હતી તે કેવળ કપોળ કલ્પીતજ છે એમ હમો જણાવીએ છીએ એ સમર્પણમાં ખરૂ રહસ્ય શું છે તે હમો વર્તમાન કાળમાં બનતા બનાવોથી જણાવીશું.

ઇંગ્રેજી ભણેલાઓએ તેમજ અન્ય લોકોએ ઘર ધણી અને ભાડુત સંબંધી જે કાયદા હાલ પ્રચલીત છે તેનો ગંભીરાઇથી ખાસ વિચાર કરવાનો છે. હીંદુસ્તાનનો કાયદો ૧ સને ૧૮૭૨ (પુરાવા સંબંધી કાયદો) તેમાંની કલમ ૧૧૬માં ખાસ ઠરાવવામાં આવ્યું છે કે કોઈપણ સ્થાવર મીલકત વાપરનારા ભાડુતને તે મીલકતના માલીક એટલે પોતાના ઘરધણી, તેના માલકીપણાના હકની જ્યાંસુધી તે તેના ભાડુત તરીકે રહેતો હોય ત્યાં સુધી ઈનકારી કરવા દેવામાં આવશે નહીં તેજ પ્રમાણે તે મીલકત જેના કબજામાં હોય તેની રજાથી તેનો કબજો જેણે પ્રામ કર્યો હોય તેને પણ રજા આપનારના હક માટે ઇનકાર કરવા દેવામાં આવશે નહીં. જો તેમ છતાં પણ તેવું કોઈ કરે તો ઘરધણીને અથવા કબજો ધરાવનારને તેવા ભાડુતને અથવા કબજો મેળવનારને પોતાની મીલકતમાંથી એકદમ હાંકી મુકવાનો હક છે. ઘર ભાડે આપવામાં આવે છે તે રાચરચીલા સહીત તેમજ રાચરચીલા વિનાનું હોય છે. અને તે પ્રમાણમાં તેનું ભાડું નક્કી કરવામાં આવે છે. મુદત પણ નક્કી કરવામાં આવે છે. મુદત પુરી થયે ખાલી કરતા નથી તેને માટે ઘરધણી ખાલી કરાવવા માટે પોતાના હકોનો અમલ કરે છે.

હવે આ સૃષ્ટીનો માલીક અલૌકીક દૃષ્ટીમાં કોણ છે? દરેક કોમ ગમે તે મત ધરાવનારી હશે તો તે કબુલ

કરશે કે તેનો માલીક એક જગતનિયંતા છે, હમારા સંપ્રદાયના સિદ્ધાંત પ્રમાણે શ્રીમદ્ ભાગવતના ભગવાન તેજ શ્રીમદ્ ભગવદ્ગીતાના શ્રીકૃષ્ણ ભગવાન છે. આ સૃષ્ટિ રાચ રચીલાથી ભરપુર છે. તેમાં ભાડું દઈ રહેવા આવનાર દેહ-યુક્ત જીવાત્મા છે. ભાડામાં **ભક્તિ** આપવાની છે. જયારે હમો હમારી માતુશ્રીના ઉદરમાં હતા ત્યારે હમો ઉંધા મસ્તકે આ શ્રીકૃષ્ણ ભગવાનને બહુ બહુ વિનવતા અને કહેતા કે મહારાજ મને આપની સૃષ્ટીમાં રહેવા કોઈપણ ભાગ ભાડે આપો, અને આપની આજ્ઞા પ્રમાણે ભક્તિ રૂપે ભાડું આપીશ. આપનો માલકી હક સર્વદા કબુલ રાખીશ. કોઈ વખતે જે જે ભાડુત તરીકે આપશો તે ઉપર માલકીપણું સ્થાપીશ નહીં તેમ સ્થાપવાને બીલકુલ ઈચ્છા પણ કરીશ નહીં. આપના તરફથી જે કાંઇ પણ મને ભાડે આપવામાં આવશે તે ઉપરનું સ્વામીત્વપણું આપનુંજ છે અને મને તો ફક્ત એક ભાડુત તરીકે તેનો ઉપભોગ કરવાનો છે, એવું સદાકાળ માનીશ. તેમાં જરા પણ મારી ગફલત થાય અથવા ચુક થાય તો આપ મને વગર ખબરે આપની જેવી ઈચ્છા થાય તેવી રીતે, ચાહો તો મને તેવી વસ્તુથી દુર કરજો, અથવા આપ તે વસ્તુ મારી આગળથી લઈ લેજો. આવી કબુલાતો પછી શ્રીભગવાને ગર્ભવાસમાંથી બહાર કાઢયો.

૭ માસ સુધી તેમની સાથે વાતચીત કરતો અને કરાર પ્રમાણે વર્તતો હતો, જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ બેઈમાન થવા લાગ્યો. “બાળપનો હસ ખેલ ગુમાયો.” ગફલતમાં પડવા લાગ્યો. “હરિસે કોઈ નહીં બડા, દિવાને કયું ગફલતમેં પડા” એવો ઘાટ થયો. ગર્ભવાસમાં આપેલી કબુલાત હું અને

સૃષ્ટીનો માલીકજ જાણતા. આવી સ્થિતી પીતાશ્રીના જોવામાં આવી. પીતાશ્રી ગુરૂ પાસે લઈ ગયા. ગુરૂને સ્વાધીન કર્યા. ગુરૂએ શ્રીઠાકુરજી પાસ ખડો કરી દીધો. ત્યાં મેં ગર્ભવાસમાં શ્રીઠાકુરજીને આપેલાં વચનોની યાદ દેવરાવી. મારા શબ્દેશબ્દો ગુરૂ શ્રીઠાકુરજી પાસે બોલી મારી આગળ તેજ શબ્દો બોલાવવા લાગ્યા.

આ સૃષ્ટીમાં એક પણ વસ્તુ મારી માલકીની નથી. ઘર, બાર, છૈયાં છોકરા સ્ત્રી, ધન, ધાન વિગેરે જે કાંઇ મને શ્રીઠાકુરજીએ વાપરવા આપ્યું છે કે આપશે તે તમામ તમોને અર્પણ કરૂં છું આ શબ્દો ગુરૂના બોલવાથી શીષ્ય શ્રી ઠાકુરજી પાસે પોપટની માફક બોલે છે તેના અર્થનો છબડકો બીજા લોકો વાળતા જણાયા છે તેઓ જણાવે છે કે એ તો ગુરૂ સર્વ પોતાનેજ માટે માગે છે!!. હરિ! હરિ! સુતારનું મન બાવળીએ એવો ઘાટ આવા લોકો નો છે. આ જીવાત્માએ ગર્ભવાસમાં જે કબુલાત આપી હતી તેજ કબુલાત ગુરૂદ્વારા શ્રી ઠાકુરજીને આપવામાં આવે છે. આગળ ચાલતાં તેનો જ્યારે ભંગ કરવામાં આવે છે ત્યારે ઘરધણી ત્રીલોકનો નાથ પોતાના માલકી હકોનો અમલ કરે છે એટલે તેવા વચનના તોડનારની પાસેથી પોતપોતાની માલકીની ભાડે આપેલી વસ્તુ અને તેના અંગનું રાચરચીલું લઈ લે છે અથવા તેવા રાચરચીલાવાળા ઘરમાંથી એકદમ હાંકી કાઢે છે. જેનો ચીતાર મીલ્ટન કવીએ "પેરેડાઈસ લોસ્ટ" ગુમાવેલા સ્વર્ગમાં ઘણી સારી રીતે આપેલો છે. હરી ભકતોએ પણ તેનો ચીતાર અચ્છો આપેલો છે:

રામ ભજન તોસેં કબહુ બનેગો

* * * *

બાલપનો તેંતો ખેલમેં ખોયો,
આયો બુઢાપન થાથા થઇરે......રામ. ૧
હાડ ચામ લોહી સબ જરી જાયગા,
વામે રહેગી એક નામકી સઇરે...રામ. ૨

* * * *

" રામ ગોવિંદ હરી, ભજો ભૈયા રામ ગોવિંદ હરી.
" ગર્ભવાસમેં જપતપ કીનો, છુટત નહીં ગઠરી–ભજો.
" બાલપનો હસ ખેલ ગમાયો, તરૂણ ત્રીયામે જરી–ભજો.
" મીરાં કહે જા મુખ રામ ન આવે, તામુખ ધુલ પડી-ભજો.

* * * *

" અબ તુમ કબ સમરેગો રામ.
" ગર્ભ કુલીમે જપતપ કીનો, નીકલ હુવા બેઇમાન–અબ.
" બાલપનો હસ ખેલ ગમાયો, તરૂન પનમે કામ– અબ.
" હાથપાંવ જબ કાંપન લાગે, નિકલ ગયો અવસાન-અબ.
" જુઠી કાયા જુઠી માયા, આખર મોત નિધાન– અબ.

આ પ્રમાણે બેઇમાન થવાથી આ દેહયુક્ત જીવાત્માને આ રાચરચીલાવાળા ઘરમાંથી–સૃષ્ટિમાંથી–રૂકસત મળે છે ત્યારે તે કેવી રીતે પસ્તાય છે ?

## બિહાગ.

કોઇ મેરે કામ ન આયો, શ્રીહરિ બીના
કોઇ મેરે કામ ન આયો.
આ જુઠી માયાકે લીયે, રતનસો જન્મ ગુમાયો–શ્રીહરિ.
કંચન કળશ ચીતર વિચીતર, રચી રચી ભુવન બનાયો
તામે તતક્ષણ ગ્રહી કાઢયો, એક પલક રેને નહીં પાયો–
શ્રીહરિ૦ ૧

ઘર ત્રીયા કહે મેં સંગ ચલુંગી, ધુત ધુત ધન ખાયો.
અંત સમે છુપી ઘર ભીંતર, ડગ એક ન પોંચાયો--
શ્રીહરિ૦ ૨

સોસુક્રત કર એક સુત પાયો, ઓતહી લાડ લડાયો,
કાઢ લીઓ કટકો ધાગો, અગન શું બદન જળાયો-
શ્રીહરિ૦ ૩

અધમ ઓધારણ ગુણકા તારણ, સોઇ પ્રભુ કયું તેં વીસાર્યો
ના લીનો નામ રહ્યો મન ધોખો, સૂરદાસ પસ્તાયો-
શ્રીહરિ૦ ૪

આ પ્રમાણે આ સંપ્રદાયમાં નાનપણથી જે આ દેહયુક્ત આત્માને બોધ કરવામાં આવે છે કે તું કોણ છે, શું વચન આપી આવ્યો છે, તારે તે પ્રમાણે કેવી રીતે ભાડુત તરીકે વર્તવાનું છે, એ તમામની કલ્પના આ બ્રહ્મસંબંધની ક્રીયામાં સમાયલી છે. તેને આસુરી પ્રકૃતિવાળા જુદું રૂપ આપે છે, તે તેમની પ્રકૃતિ અનુસાર સમજવાનું છે. હમો ખરેખર હમારા ધન્યભાગ સમજીશું કે આવી રીતે સર્વ અહંમતા મમતાનો ત્યાગ ખરા અંતઃકરણથી કરવા શકતીવાન થઈએ અને ગુરૂ ગોવિંદને શરણે જઇએ અને પુત્ર-પુત્રાદિ દારાદિ સમર્પણ કરીએ તેવી સદ્બુદ્ધિ હમારી થાય તે માટે પ્રભુ પ્રત્યે હમારી નમ્ર પ્રાર્થના છે, અને સર્વદા પ્રભુની માલકી હકોનું સંરક્ષણ કરી એમના ભાડુત તરીકે ભક્તિનું ભાડું આપી હમોને તેમની સાથે કરેલા કોલ-કરાર પ્રમાણે વર્તવાની સદ્બુદ્ધિ આપે, અને તે પ્રમાણે વર્તીએ જેથી હમોને મીલ્ટનના કાવ્યમાં જણાવ્યા પ્રમાણે તેમજ હરીજનોએ જણાવ્યા પ્રમાણે પછીથી પશ્ચાતાપ કરવાનો પ્રસંગ આવે નહીં.

"બેર બેર નહીં આવે અવસર: બેર બેર નહીં આવે
જો જાણુ તો કરલે ભલાઇ, જન્મોજન્મ સુખ પાવે
ધન જોબન અંજળીકો પાણી, વણુસતા ડેર નહીં લાગે
તન છુટે ધન કોન કામકો, કાયકું કરની કહાવે—
બેર બેર. ૧

જ્યાકો મન બડો કૃષ્ણુ સ્નેહકું જુઠ કાવહું નહીં આવે,
સુરદાસકી એહી બિનતી, હરખી હરખી ગુણુ ગાવે.
બેર. બેર. ૨

અત્રે કોઈ જો સવાલ કરે કે શ્રીકૃષ્ણુને અર્પણુ કરેલી વસ્તુઓનો તમો પાછો કેમ ઉપયોગ કરી શકો? ઉપરનો દાખલો ઘરધણી અને ભાડુતનો જે કલ્પેલો છે તેથી સ્પષ્ટપણે જણાશે કે આપણે શું અર્પણ કરીએ છીએ? કાંઇજ નહીં એનીજ તમામ વસ્તુઓ અને તે તમામ ઉપર સ્વામીત્વપણું પણુ તેનુંજ તેજ અર્પણુ કરીએ છીએ. આપણી પોતાની માલકીનું એક પણુ અર્પણુ કરતા નથી. ફક્ત તેનીજ વસ્તુ ઉપરથી આપણે આપણી અહંમતા મમતા મુકીને તેમનું સ્વામીત્વપણું કબુલ કરીએ છીએ એટલે આપણો તે ઉપર માલકી હક–સ્વામીત્વપણું નથી એમ બ્રહ્મસંબંધથી ખુલ્લા શબ્દોમાં શ્રી ઠાકુરજી આગળ પ્રતિજ્ઞાપર કહીએ છીએ. તેનો કબ્જો ભોગવટો ચોકસ સરતોએ આપણે ભાડુત તરીકે લીધો છે માટે તેમના ભાડુત તરીકે તેમની સ્વામીત્વપણાની તેમને નિવેદન કરેલી વસ્તુનો ઉપભોગ કરવામાં કોઈ પ્રકારનો દોષ લાગી શકે નહીં. દોષ ક્યારે લાગશે કે તેની સાથે નકી કરેલી સરતો આપણે જો તોડીશું તોજ, નહીં તો નહીં. ઘરધણીનું ઘર ભાડુત તરીકે તેની સાથે નકી કરેલી શરતો પ્રમાણે વાપરતાં

જો દોષ લાગે તો ઉપરની બાબતમાં દોષ લાગે. સારાંશ માલીકનું સ્વામીત્વપણું કબુલ રાખી તેની વસ્તુઓનો ભોગવટો ભાડુત તરીકે કરીએ તો કોઈ પણ પ્રકારનો દોષ લાગે નહીં એ નિર્વિવાદ હકીકત છે. માટે પ્રભુને અર્પણ કરેલી વસ્તુ વાપરવામાં કોઈ પ્રકારનો ધર્મનો બાધ ઉપર જણાવેલા કારણોને લીધે આવતો નથી.

આ પ્રમાણે હમારી પોતાની માન્યતા છે અને તે પ્રમાણે વૈષ્ણવોની માન્યતા થશે તેવી ઉમેદ રાખીએ છીએ.

---

આની સાથે દૈવી અને આસુરી પ્રકૃતી બેઉની આ સૃષ્ટીમાં જરૂર છે તે વૈષ્ણવોને જાણ માટે નીચેનો હેવાલ આપીએ છીએ.

## દૈવી અને આસુરી પ્રકૃતી એ બેની આ સૃષ્ટિમાં જરૂર છે.

આ શ્રી આચાર્યજી મહાપ્રભુજીના સંપ્રદાયને ચાહનારાઓનો અને તેનો દ્રોહ કરનારાનો, સામાન્ય સમજણ વાળાઓના હૃદયમાં એકદમ ચીતાર પડે એટલે ખ્યાલ આવે, તે માટે હમો દૈવી અને આસુરી પ્રકૃતિનું પ્રત્યક્ષ પ્રમાણ આપીશું.

શ્રીકૃષ્ણે અર્જુનને જ્ઞાન આપતાં કહ્યું છે કે સૃષ્ટિના મુળથીજ દૈવી અને આસુરી પ્રકૃતિ ચાલી આવે છે. ( જુ. શ્રીમદ્‌ભગવત્ ગીતા અધ્યાય ૧૬ શ્લોક ૬ ) રાક્ષસો—દૈત્યો આસુરી પ્રકૃતિના અને દેવતાઓ દૈવી પ્રકૃતિના મનાય છે. સૌર્ય વર્ષના બે ભાગ ઉત્તરાયણ અને દક્ષિણાયન પ્રત્યેક છ છ માસના ગણાય છે. ઉત્તરાયણ દેવતાઓના દિવસ અને દૈત્યોની રાત્રિ અને

દક્ષિણાયન દેવતાઓની રાત્રિ અને દૈત્યોનો દીવસ ગણાય છે. જેનો દેહ ઉત્તરાયનમાં પડે તો તેનો જીવાત્મા દેવલોકમાં જાય મતલબ કે તે સારો સંસ્કારવાળો હોઈ ઉત્તમ ગતીને પામે. એથી ઉલટું દક્ષણાયનમાં દેહ પડયો હોય તો તે જીવાત્મા સારા સંસ્કારનો ન હોવાથી આસુરી યોનીને પ્રાપ્ત થાય.

પ્રાણાંતે સાથરે નાંખતી વખતે આ શરીરને હીંદુઓમાં એવી રીતે ગોઠવવામાં આવે છે કે મરવા પડેલા પ્રાણીનું માથું ( શીર ) ઉત્તર દીશામાં અને પગ-ચરણ દક્ષીણ દીશામાં આવે. દક્ષીણ દીશામાં વાસ રાક્ષસો-આસુરોનો અને ઉત્તર દીશામાં વાસ દેવતાઓનો માનવામાં આવે છે. ઉત્તરાનો પરમ ભક્ત પુત્ર ધ્રુ, તેને વિષ્ણુ ભગવાને અચળ ધામ ઉત્તરમાં આપ્યું, જે હજુ ઉત્તર ધ્રુવ તરીકે ઓળખાય છે. સારાંશ ઉત્તર વિભાગમાં આવેલું જે કાંઈ હોય તે ઉત્તમ સંસ્કારવાળું દૈવી પ્રકૃતિવાળું ગણાય અને દક્ષીણ વિભાગમાં આવેલું દુષ્ટ સંસ્કારવાળું આસુરી પ્રકૃતિવાળું ગણાય. બન્ને પ્રકૃતીવાળાઓને ઇશ્વરે તેમની યોગ્યતા પ્રમાણે કાર્ય સોંપેલું હોય તેમ તેના કૃત્ય ઉપરથી કહી શકાય. ભૂગોળ વિદ્યામાં પણ જોયું છે કે મોટો મહાસાગર ઉત્તરમાં છે. North the Arctic Ocean. દક્ષીણમાં શાંત મહાસાગર છે South the Pacific Ocean.

આ સ્થુળ શરીર બે વિભાગમાં વહેંચાયલું જણાય છે ઉત્તર અને દક્ષીણ. શરીરમાં નાભીની ઉપરના ભાગને ઉત્તર વિભાગ અને નીચેના ભાગને દક્ષીણ વિભાગ કહેવામાં આવે છે.

આ શરીરમાં પાંચ કર્મેંદ્રીઓ અને પાંચ જ્ઞાનેંદ્રીઓ છે તેમાં જ્ઞાનેંદ્રીઓ તમામ ઉત્તર ભાગમાં છેઅને કર્મેંદ્રીઓ બે વિભાગમાં વ્હેંચાયલી છે તેમાંથી બેનોજ વિચાર કરીશું. તે બે ઈંદ્રીઓ મુખ અને પાયુ ઈંદ્રી ( ગુદા ) છે. મુખ ઉત્તર વિભાગમાં અને પાયુ ઈંદ્રી દક્ષિણ વિભાગમાં શરીરમાં લગભગ સામસામાં ગોઠવાયલા છે. મુખ સર્વની દષ્ટીએ પડે છે. તેમ પાયુ ઈંદ્રીનું નથી. તેને કોઇની નજરે ન પડે તેવી રીતે ગુહ્ય ભાગમાં ગોઠવવામાં આવી છે મોંઢા માટે પ્રસંશા થયલી સાંભળીએ છીએ પણ પાયુ ઈંદ્રીની પ્રસંશા થઇ હોય તેવું આજપર્યંત સાંભળવામાં આવ્યું નથી. મુખની સેવા માટે તેમજ તે દક્ષિણમાં આવેલી પાયુ ઈંદ્રીની સેવા માટે હસ્તરૂપી એક એક નોકર નિર્માણ થયલો નજરે પડે છે. આ બે નોકરોમાં જમણો હાથ ઊત્તમ ગણાય છે તેને મુખની સેવા માટે રોકવામાં આવ્યો છે અને ડાબો હાથ ઊતરતી પંકતીનો ગણાવાથી તેને પાયુ ઈંદ્રીની સેવા માટે રોકવામાં આવ્યો છે મુખના દેવતા અગ્નિ સાત્વીક પ્રકૃતિના નિર્માણ છે. જ્યારે પાયુ ઈંદ્રીના દેવતા તામસી પ્રકૃતીવાળા મૃત્યુ છે. આ મુખનો ધર્મ ઉત્તમ વસ્તુને ગૃહણ કરવાનો છે. તેને માટે ઉત્તમ પ્રતીનું દ્વાર છે અને તેની શોભા માટે ૩૨ દ્વારપાળો નિર્માણ થયલા છે. અમૃત પાક ( દુધપાક ) જેવી વસ્તુઓ આદ્વારેજ દાખલ કરવામાં આવે છે. તેવું બીજી કર્મેંદ્રી માટે નથી. તે દ્વાર અમૃતપાક મટી વિષ્ટા થયા પછી તેમાંથી થતી વિષ્ટાને બહાર પાડવા માટે છે. તેની હજુરમાં એક પણ દ્વારપાળ રાખવામાં આવેલો જણાતો નથી. પ્રાણાંતે જો જીવાત્મા મુખદ્વારે બહાર પડે તો તે ઊત્તમ ગતીને પામશે. જો

તે નીચેની ઇંદ્રી દ્વારે બહાર પડે તો તે કનીષ્ટ ગતીને પામશે એમ શાસ્ત્રનું પ્રમાણ છે.

દૈવી પ્રકૃતિને અને આસુરી પ્રકૃતિને ઓળખવા માટે હમો શરીર કલ્પીશું. આ દસ ઇંદ્રીવાળું શરીર દૈવી અને આસુરી પ્રકૃતિ એ બે ભાગમાં વહેંચાયલું નજરે પડે છે. એનો ઉત્તરનો ભાગ દૈવી પ્રકૃતિનું અને દક્ષિણનો ભાગ આસુરી પ્રકૃતિનું સ્થાન સમજીશું. અને એ બે સ્થાનમાંની એક એક ઇંદ્રીના કાર્યની કલ્પના કરીશું. આ શરીરના પોષણ માટે મુખની જરૂર છે, તેમજ મુખદ્વારા ગયલો ખોરાક અંદર જુદા જુદા અવયવોમાં વહેંચાતાં વહેંચાતાં જે નકામો ભાગ બાકી રહે તે બહાર પડવા માટે કર્મેંદ્રી પાયુની પણ જરૂર છે. જેવી ઉત્તરમાં મોટા મહાસાગરની જરૂર છે, તેવીજ દક્ષીણમાં શાંત મહાસાગરની જરૂર છે. શરીરના આરોગ્યતા માટે ઉત્તર મહાસાગરમાં પેદા થતો મેલ દક્ષીણ મહાસાગર દ્વારે નીકળી આખા શરીરને શાંતિ આપે છે તેથી તેનું નામ પેસીફીક Pacific શાંતિ પમાડનાર મહાસાગર પડેલું જણાય છે. નિયમસર પાયુદ્વારાએ ખોરાક–પાનનો નકામો ભાગ બહાર પડવોજ જોઇએ, ન પડે તો સિંહનાદી ચુરણોનો ઉપયોગ કરવાની જરૂર પડે. જો તે દ્વારા સિંહનાદ થાય તો સમજવું કે શરીર પ્રકૃતિ સારી છે. આ પાયુદ્વારની શરીરમાં કેટલી બધી અગત્યતા છે તે માટે બે મત હોયજ નહીં. આ શારીરીક દૈવી પ્રકૃતિ અમૃતપાન કરનારૂં મુખ છે, એમ કહેવું ખોટું ગણાશે નહીં. એટલે આ સંપ્રદાયમાં જેને અમૃતનો અનુભવ થાય છે તે મુખ–મોહડું ગણાય. શારીરીક આસુરી પ્રકૃતિમાં વિષ્ટા રૂપે જે ભાગ નજરે

પડે તે શરીરની પાયુ ઈંદ્રી મનાય. મેલું થાય તે તે દ્વારે નીકળે.

હવે સંપ્રદાયની આરોગ્યતા માટે એ દ્વારે આવો મેલ બહાર પડવાની જરૂર છે. માટે અમૃત પાન કરનારાઓએ (મુખે) તેમનું મેલું બહાર પાડનારને તિરસ્કારની નજરે જોવા નહીં. તેઓ પોતાનું કામ રીતસર કરતા રહેશે તો કલ્પેલા આખા શરીરમાં બગાડો થવાનો સંભવ રહેશે નહીં. ભર સભામાં (જાહેરાતમાં) પણ તે "સીંહનાદ" કરે તેથી પણ "મુખે" મીજાસ ખોવો જોઇએ નહીં "ઘરાક અને ગાંડ" કોઇની શરમમાં ખેંચાશે નહીં ગમે તે સ્થળે હશે તો દક્ષિણમાં આવેલી આસુરી શક્તિ વાયરો છોડયા વીના અથવા સીંહનાદ કર્યા વીના રહેશે નહીં. ધડ દઇને ટોપ છોડશે. સારા આદમીઓ નાકની આડું ફકત લુગડું ધરશે પણ તે વાયરાને પસાર કરવા દેશે.

સીંહનાદ અથવા ટોપનો ધડાકો ખાત્રી આપે છે કે હવે તમારી શરીર પ્રકૃતી સારી છે આ માટે અમૃતપાન કરનારાઓએ મજકુર આસુરી ઈંદ્રીને આશીરવાદ આપતા રહેવું કે હર હમેશ તારૂં કામ જેવું કરતી આવી છે તે પ્રમાણે કરતી રહેજે. આ આસુરી ઈંદ્રીનો તમારે જરા પણ દ્રૂષ કરવો નહીં તેમ તેની આસુરી પ્રકૃતીના કાર્યોનો લેશ માત્ર પણ દોષ કાઢવો નહીં. તે ફકત પોતાનું કર્તવ્ય કર્મ કરે છે તે છોડાવી તેની પાસે દૈવી પ્રકૃતીનું કામ કરાવવા જાશો તો તમો શ્રીમદ્ ભગવત ગીતાના અધ્યાય ૩ ના શ્લોક ૩૫ ના વચનામૃતનો ભંગ કરાવનારા ઠરશો.

ભાદરવા

સુદ ૧ સામવેદવાળાની શ્રવણી એટલે જનોઇ બદલવાનું.

૨ **નિર્મળા બીજ—**

આ દિવસે મામાની દીકરી બહેનને ત્યાં ભોજન કરવું.

૨ **ઉત્સવ**–શ્રી ગિરધરજી ઉપનામ ।। શ્રીચદુજી શ્રીદ્વારકેશજી
( ૧૮૯૭ )
ઘર...૧ પેઢી... $\frac{૧૩}{૩}$
સુરતમાં શ્રીપુરૂષોત્તમજી કોટાવાળાની ગાદીએ આ દિવસે પધાર્યા.

૪ **ઉત્સવ**–શ્રીગોવિંદરાયજી ।। શ્રીરણછોડજી
( ૧૮૭૬ )
ઘર...૧ પેઢી... $\frac{૧૨}{૧}$
શ્રીકાકા વલ્લભજીના ત્રીજા લાલના વંશમાં
સ્થળ...**કાશી**
તેમની ગાદીએ તેમના કાકાના પુત્ર સુરતવાળા શ્રીગિરધરજી ।। શ્રીત્રીકમજી જોધપુરવાળાને પ્રાપ્ત થઇ છે.

૪ **ગણપતી ચોથ-સંકષ્ટી ચોથ-**

**દગડાચોથ.**

આ વ્રત શ્રીકૃષ્ણે યુધિષ્ટરને કહ્યું હતું.

ચંદ્રોદયને વખતે ગણેશની પૂજા કરી ચંદ્રને અર્ધ્યપ્રદાન કરવું.

વાલીએ રાવણને બાંધી મુકયો હતો ત્યારે રાવણે આ વ્રત કર્યું હતું સીતાજીને શોધવા માટે હનુમાનજીએ આ વ્રત કર્યું હતું. દમયંતીએ નળ રાજાને શોધવા આ વ્રત કર્યું હતું. અહલ્યાજીને આ વ્રતથી ગૌતમ પ્રાપ્ત થયા હતા.

એકવાર સર્વ દેવતા પ્રદોપ સમયે શિવનાં દર્શન કરવા ચાલ્યા. ઘણી ભીંડમાં ગણપતિ ઊંદર ઉપરથી પડી ગયા, તે જોઈ ચંદ્ર હસ્યા. ગણપતિને ક્રોધ ચઢયો તેથી શાપ આપ્યો કે આ દિવસે કોઈએ ચંદ્રનું મુખ ન જોવું.

આ દિવસે જે પાણીના ખાબોચીઆમાં કાળી ગાયનો પગ પડયો હોય, અને તેમાં જો કોઈ ચંદ્રમાનું પડેલું બિંબ જોય તો તેના ઉપર કોઇ પ્રકારનું આળ તે જોનારના ઉપર આવ્યા વિના રહે નહીં. માટે કોઈએ તેમ કરવું નહીં તેમ ન થવા માટે લોકો બારણું બંધ કરી બેસે છે. તે ઉપર પથરા ફેંકવામાં આવે છે માટે આ ચોથને દગડા ચોથ પણ કહે છે

**ભાદરવા**

સુદ ૫ બીજા સ્વરૂપનો એટલે ચાર સ્વામીનીજી ૧ શ્રી રાધાજી, ૨ શ્રી ચંદ્રાવલીજી, ૩ કુમારીકાજી અને ૪ શ્રી યમુનાજી, એ ચારમાંથી શ્રી ચંદ્રાવલીજીનો ઉત્સવ આને ગુપ્તોત્સવ પણ કહે છે.

ભાદરવા
સુદ ૫

## ૠષિ પંચમી.

આ વ્રત રજસ્વલા સ્ત્રીની શુદ્ધિને માટે છે, માટે તેઓએ આ વ્રત ખાસ કરવું. રજસ્વલાપણાનો એ દોષ ટાળવાનો ઉપાય ઉપરનું વ્રત છે.

આ વ્રતને દીવસે શાક, નિવાર, સામો, કંદ અથવા ફળ અથવા મુળનો આહાર કરવો પણ ખેડવાથી નિપજેલા કંઇ પણ પદાર્થ ખાવા નહીં.

આ દીવસે પણ સામવેદવાળા શ્રાવણી પાળે છે.

૬ **ઉત્સવ**–શ્રીવિઠ્ઠલરાયજી ॥ શ્રીદાઉજી બડેટીકેટ
( ૧૭૪૨ )
ધર...૧ પેઢી...૬/૨

૬ **ઉત્સવ**–શ્રીગોપીનાથજી ॥ શ્રીબાળકૃષ્ણજી
( ૧૯૨૯ )
ધર...૧ રાજનગરવાળો વંશ પેઢી...૪/૧
શ્રીકાકા વલ્લભજીના પહેલા લાલનો વંશ તેમના પછી વંશ સમાપ્ત.

એ ગાદી મથુરાવાળા શ્રીમધુસુદનલાલજી ॥ શ્રીવ્રજપાળજીને મળી છે.

૭ **જન્મ**–શ્રી બ્રિજરતનજી ॥ શ્રી મગનલાલજી
( ૧૯૫૨ )
ધર ..૧ પેઢી ૪/૧

**શ્રી બડે દાઉજીના બીજા લાલનો વંશ**
**સ્થળ—સુરત**

સુરતમાં મોટી હવેલી જેમાં ઝઘડાવાળા શ્રી બાળકૃષ્ણજી તેમને માથે બીરાજે છે.

વડોદરામાં તેમની એક હવેલી છે તેમાં શ્રી બાળકૃષ્ણજી બીરાજે છે.

પુનામાં તેમના કાકાશ્રી જદુનાથજી મહારાજ—મહારાજ લાવજલ કેસવાળાની— એક હવેલી છે તેમાં શ્રી બાળકૃષ્ણજીનું સ્વરૂપ છે તે તેમને માથે બીરાજે છે તેમજ સુરશ્યામનું બીજું સ્વરૂપ તે હવેલીમાં છે તે પણ હાલ તેમને માથે બીરાજે છે.

**ભાદરવા**

સુદ ૮ **રાધા અષ્ટમી—દુર્વા અષ્ટમી દરો આઠમ**

શ્રી ચારસ્વામીનીજીમાંથી પહેલી સ્વામીનીજી શ્રી રાધાજીનો ઉત્સવ.

જયેષ્ટા અને મુળ નક્ષત્રવાળી અષ્ટમીનો ત્યાગ કરવો.

જયેષ્ટા નક્ષત્રમાં પુજા કરવાથી છોકરાંઓનો નાશ થાય અને મુળમાં કરવાથી ધણીની આયુષ ઘટે છે.

તેનું વ્રત સિંહ સંક્રાંતીમાં કરવું પણ કન્યા નક્ષત્રમાં કદી પણ કરવું નહીં. અગસ્તયના ઉદયમાં દુર્વાનું પુજન કરવાથી ૧૫ જન્મ સુધી રંડાપો આવે છે અને પુત્રનો શોક રહે છે. જો અધિક માસ ભાદરવો

હોય તો પહેલા ભાદરવામાં કરવું પણ કોઇ વખતે બીજા ભાદરવામાં કરવું નહીં. સિંહ સંક્રાંતીમાંજ આ વ્રત સ્ત્રીએ કરવું જોઇએ. ન કરે તો રંડાપો અવસ્ય સમજી લેવાનો. નૈવેદ્ય ધરાવ્યા વિના ભોજન કરવું નહીં.

**ભાદરવા**

સુદ ૯ ઉત્સવ-શ્રી મુરલીધરજી ॥ શ્રી કુંજલાલજી ( ૧૯૦૭ )
ઘર ૨...શ્રી દીક્ષિતજી $\frac{૧૩}{૨}$
સ્થળ-**ચાંપાસેની**
તેમની પ્રજામાં હાલ જુનાગઢની ગાદી છે

૯ **શ્રીમદ્દભાગવતની કથા-પારાયણ-સપ્તાહ યજ્ઞ.**

૧-શ્રીકૃષ્ણ સ્વધામ પધાર્યા પછી કળિયુગમાં ૩૦ વર્ષ પછી **ભાદરવા માસની નવમી**ને દીવસેથી શુકદેવે કથાનો આરંભ કર્યો હતો.

૨-પરિક્ષીત રાજાએ સાંભળ્યા પછી કળિયુગના ૨૦૦ વર્ષ ગયા પછી **અષાઢ શુદ્દ નવમી** ( શ્રીમદ્દભાગવત્ અધ્યાય ૬ ઠો શ્લોક ૯૫ ) **શ્રાવણ માસમાં** ( અધ્યાય ૫ મો શ્લોક ૭૮-૭૯ ) સાત દીવસ સુધી પારાયણ ગોકર્ણે કરી હતી.

૩-તે પછી કળિયુગના ૩૦ વર્ષ વિત્યા પછી બ્રહ્માના પુત્ર સનકાદિકોએ **કાર્તિક સુદ નવમી**ને દિવસે કથા કરી હતી.

**પ્રેત ધુંધળીક શીવાય** પારાયણ સાંભળનારા બીજા શ્રોતાઓને શું ફળ મળ્યું?

કાંઈજ નહીં. કારણ? શ્રવણ તો કર્યું પણ મનનની જરૂર. તેમ કોઇએ ધુંધળીક માફક મનન કર્યું ન હતું. "અસ્થીર જ્ઞાન નકામું ગણાય છે, પ્રમાદથી કરેલું શાસ્ત્ર શ્રવણ નકામું છે, સંદેહવાળો મંત્ર નકામો જાણવો, વૈષ્ણવ વિનાનો દેશ નકામો જાણવો, કુપાત્રને જેમાં નિમંત્રણ કરેલું હોય તેનું શ્રાદ્ધ નકામું જાણવું; પરંતુ ગુરૂના વચન ઉપર વિશ્વાસ-પોતાનામાં દીનપણાની ભાવના-મનના દોષોનો વિજય અને કથા વિષે નિશ્ચય બુદ્ધિ ઈત્યાદિક નિયમ પાળીને શ્રવણ કરે તો તેનું ફળ મળે છે."

ગોકર્ણે શ્રાવણ માસમાં ૭ દિવસ પારાયણની સપ્તાહ કરી હતી.

**ભાદરવા**

સુદ ૧૦ **ઉત્સવ**-શ્રીપુરૂષોત્તમજી ।। શ્રી પીતાંબરજી લેખવાળા.

( ૧૭૨૪ )

ઘર...૩ પેઢી...૭

સ્થળ...**સુરત**

એઓને દશ દિગંત વિજયી અને લેખ વાળા કહેવામાં આવે છે. ઘણા વિદ્વાન અને અથંગ લેખક નવ લાખ શ્લોકોનું સાહીત્ય લખ્યું છે. હાલ મહાભારત છે તેના નવ

ઘણા અથવા ૧૮ પુરાણો છે' તેના ભેવડા કરવામાં આવે અને તે કદનો ગ્રંથ બને તેટલા કદના તેમના લેખો એકઠા કરે તો થાય. વાંધાવાળા શ્રીબાળકૃષ્ણજીની બાબતમાં તેમનું શું અંગ હતું તે માટે જુ. ટીપણ પાન ૭૮. તેમની ગાદીએ શ્રીકાકા વલ્લભજીના વંશમાંના અને ૧૩ મી પેઢીના શ્રીચટુજી ॥ શ્રીદ્વારકેશજી (૧૮૯૭ ભાદરવા શુદ ૨) પધાર્યા. એઓશ્રીની ગાદી **કાંકરોલીમાં** હતી.

**ભાદરવા**

**સુદ ૧૧ પરિવર્તિની એકાદશી.**

**વામન એકાદશી. દાન એકાદશી.**

**વામન જયંતી.**

પોઢેલા નારાયણ આ એકાદશીને દિવસે પડખું ફેરવે છે તેથી તેને "પરિવર્તિની" એકાદશી પણ કહે છે.

**કથા.**

ત્રેતાયુગમાં બળિ નામનો એક દૈત્ય હતો તે વિષ્ણુનો પરમ ભકત હતો. મહાત્મા હોવા છતાં ઇંદ્રનો દ્વેશ કરતો અને તેનું સ્વર્ગ તેણે જીતી લીધેલું અને તેની સાથે આ લોક પણ જીતી લીધું.

દેવતાઓની સ્તુતિથી વિષ્ણુને પાંચમો અવતાર વામનનો આ બળિને જીતવા સારૂ લેવો પડયો.

બટુકના વેશમાં બલિ પાસે ત્રણ પગલાં જેટલી પૃથ્વી દાનમાં આપવા યાચના કરી

જેવા તે આપવા કબુલ થયા કે તરતજ બટુકનું શરીર વધવા લાગ્યું. પાતાળમાં પગ ગયા. પૃથ્વી ઉપર ઘુંટણો રહ્યા. સ્વર્ગમાં કમર રહી, મહાલોકમાં પેટ રહ્યું, જન લોકમાં હૃદય રહ્યું, તપ લોકમાં કંઠ, સત્ય લોકમાં મુખ રહ્યું અને તેથી ઉપલા ભાગમાં માથું રહ્યું. ત્યાર પછી બટુકે બલીને કહ્યું. " ભાઈ એક પગલામાં આખી પૃથ્વી, અને બીજા પગલામાં સ્વર્ગ લોકનો સમાવેશ થઈ ગયો છે, હવે ત્રીજું પગલું રાખવાનું સ્થાન દેખાડ." તે માટે પોતાનું મસ્તક ધર્યું, જે ઉપર પગ મુકી બળિને પાતાળમાં ઉતારી દીધો, છતાં તેણે પોતાની મર્યાદા છોડી નહીં. આથી વિષ્ણુ ભગવાન—બટુક—પ્રસન્ન થયા, અને વરદાન આપ્યું કે નિરંતર હે બળિ હું તમારી પાસે રહીશ. જુ. શ્રીમદ્ભાગવત સપ્તમ સ્કંધ.

ઉપરની એકાદશીને દિવસે વિષ્ણુનું એક સ્વરૂપ બળિ પાસે રહે છે. બીજું સ્વરૂપ સમુદ્રમાં ઉત્તમ ક્ષીર સાગર તેમાં શેષનાગ ઉપર પોઢે છે. આ સ્થિતી કારતક શુદ ૧૧ સુધી રહે છે. આ દીવસે ત્રણ લોકના નાથ પોતાનું શરીર ફેરવે છે માટે તેનું પૂજન કરવું અને રાત્રે જાગરણ કરવું.

આ એકાદશીને દાન એકાદશી એટલા ઉપરથી કહેવાય છે કે તે દીવસે શ્રીકૃષ્ણ

પરમાત્માએ દાનલીલા કરી હતી. અને ગોપીઓમાંથી જે કોઈ દાન નહીં આપે તેનાં દહીં–દુધનાં માટલાં ફોડી નાંખતા.

આ દિવસે આ સંપ્રદાયના આચાર્યો જે હમેશ તેમને ધરાતી ભેટ તેમના ચરણમાં ધરાવે છે પણ આ દિવસે હાથમાં દાનરૂપે લે છે.

મધ્યાન્હ વખતે આ વ્રત કરવું.

કથા નં. ૧.

વૈદર્ભ દેશમાં ઉત્તંક નામનો એક ઉત્તમ બ્રાહ્મણ હતો. તેની સ્ત્રી પતિવ્રતા હતી નામ સુશીળા હતું. એક પુત્રી હતી. કમનસીબે પરણ્યા પછી તરતજ વિધવા થઈ. તેને એક વખતે રાત્રે સુતી હતી ત્યારે આખા શરીરમાં કીડા પડયા તેમ કેમ થયું તેનો પુર્વ જન્મ જોતાં જણાયું કે તે બ્રાહ્મણી હતી અને રજસ્વળા સ્થિતીમાં હતી ત્યારે ઘરમાં પાત્ર વિગેરેનો સ્પર્શ થયલો તેનું આ ફળ છે.

શાસ્ત્રમાં કહ્યું છે કે રજસ્વળા સ્ત્રી પહેલે દિવસે ચાંડાળણી, બીજે દિવસે બ્રહ્મહત્યારી અને ત્રીજે દિવસે ધોબણ જેવી ગણાય છે ને ચોથે દિવસે શુદ્ધ થાય છે.

એવી રજસ્વલા સ્થિતીથી જ્યારે શુદ્ધ થઇ ત્યારે સખીઓને વ્રત કરતા જોઇ તેનો અનાદર કર્યો તેથી બીજું પાપ લાગ્યું

વ્રતના દર્શનથી ઉત્તમ બ્રાહ્મણ કુળમાં અવતરી પણ તે વ્રતને અનાદર કરવાથી તેના શરીરમાં કીડા પડયા છે.

ઉપરનું વ્રત કરવાથી તેવા દોષ નષ્ટ થાય છે તેમ એ વિધવાએ કર્યું.

હરીકૃષ્ણે યુધિષ્ટર પ્રત્યે કહ્યું છે કે રજસ્વળા સ્ત્રીએ જાણીને અથવા અજાણપણે ઘરના કામમાં ગુંથાવું નહીં અને પાત્રોને પણ અડવું નહીં તેમ કરે તો મોટું પાપ થાય બ્રાહ્મણ વિગેરેએ રજસ્વળા સ્ત્રીને ઘરમાં સ્પર્શ કરવા દેવો નહીં અને તેને દૂર રાખવી.

રજસ્વળાપણું બ્રહ્માએ બ્રહ્મહત્યાના ચાર કરેલા ભાગોમાંનો એક ભાગ છે તેથી ચાર વર્ણો તેને દૂર રાખે છે એવા દોષાતોને પશુ યોની પ્રાપ્ત થાય છે.

ભાદરવા

સુદ ૧૨ જન્મ–શ્રીગોકુળનાથજી ॥ શ્રીદામોદરલાલજી.

( ૧૯૪૯ )

ઘર...૧ શ્રી દીક્ષિતજી પેઢી ૧૪ ( શ્રીગોવિંદલાલજી આ અસલ નામ દત્તક પહેલાનું હતું )

સંવત ૧૯૫૨ માં મુંબઇમાં શ્રી બાળકૃષ્ણજીની હવેલીવાળા શ્રીજીવણલાલજીના વહુજી મહારાજે તેમના પતીના વસીયતનામા પ્રમાણે તેમને દત્તક પંડિત શ્રીગટુલાલજીના મતાનુસાર લીધા છે.

દ્રાયમ મુષ્ણુયણુ વિધિ પ્રમાણે દત્તક લેવામાં આવ્યા છે, તેથી અને સૌ ગુશાંઇના બાળકો એક ગોત્રના હોવાથી એકમેકમાં સંબંધ કરતા નથી તેથી પણ એમનો પોતાના જનક પિતાનું નામ ચાલુ રાખવાનો અધિકાર છે. તેમણે ગાયત્રી અને સંપ્રદાય મંત્રો તેમના જનક પિતા પાસેથી પ્રાપ્ત કર્યાંછે તેથી આ મંદીરમાં તેમની તસ્બીરો ઠેકઠેકાણે ચીતાકર્ષક રીતે રાખવામાં આવી છે. જો કોઈ એમ કહે કે તે તસ્બીરો મંદીરના મુળ માલીક શ્રીજીવણલાલજીની તસ્બીરોને આંજી દે તેવી રીતે આ મહારાજે રાખી છે તો તેમાં તેમની ભુલ થતી હોય એમ હમોને જણાય છે; કારણ કે તેમની તસ્બીરો જુના અસલી લેબાસમાં પાઠશાળામાં અને ત્રીબારીમાં બીરાજમાન છે અને તેમના સેવકોને તેમના દર્શનનો લાભ મળે છે. મહારાજશ્રીના સંધ્યા કરવાના કોઠામાં અને મોટી બેઠકમાં તેમની તસ્બીરો નથી તેમાં મહારાજશ્રીનો કોઈ પ્રકારનો ખાસ ઉદ્દેશ હોય એમ કોઇએ સમજવાનું નથી. "આંગળીથી નખ વેગળા તે વેગળાજ" એમ જો કોઈ કહેશે તો હમો તેમાં કાંઇ નવાઈ જેવું ગણીશું નહીં, કારણ કે તે સ્વભાવીક છે. તેમના જનક પીતાએ પોતાના એકના એકજ લાલજીને, ધર્મશાસ્ત્ર પ્રમાણે દત્તક ન આપી શકાય, તે છતાં પુત્રપ્રેમથી દોરાઇ તેમના ભવિષના આર્થીક અને ધાર્મીક કાર્યો સંપૂર્ણ રીતે સચવાશે એમ ધારી આ ગાદીએ પધરાવ્યા તે બદલની ઉપકારની લાગણી નીજ પ્રતીષ્ટની સમજવાની છે.

કોઈ કહેશે કે "બાપ તેવા બેટા અને વડ તેવા ટેટા." પણ આ કહેવત સર્વાંશે અને સર્વ ઠેકાણે લાગુ પાડી શકાતી નથી, કારણ કે જનક પિતાની પ્રકૃતિ અને આ

મહારાજની પ્રકૃતિમાં જમીન આસમાનનો ફરક જણાય છે. પીતા શ્રીમદ્ભાગવતના નવમા સ્કંધના અધ્યાય ૪ માં જણાવેલા અતિથી દુર્વાસા રૂષીનું સાક્ષાત સ્વરૂપ, અને તેમના પુત્ર શ્રીગોવિંદલાલજી જે દત્તક થયા પછી નામ ધારણ કર્યું. શ્રીગોકુલનાથજી જેને તેજ અધ્યાયમાં જણાવેલા મોટા વૈષ્ણવ ભકતરાજ અંબરીષનું સાક્ષાત સ્વરૂપજ જોઈ લેવું. આ દુર્વાસા રૂષીના કોપના મોટા મંદીરના ઘણા જુના અનુભવી અને પ્રમાણીક વેદમુર્તિ મુખીયાજી સુંદરજી મુળશંકર અને હમો એક વખતે હમારા કમનસીબે બળીદાન થયા હતા, પણ પરમ વૈષ્ણવ ભક્તરાજ અંબરીષે અને તેમના મામાજી હાલ સ્વર્ગવાસી રેહી ત્રીકમલાલાજીએ હમારૂં સંપૂર્ણ રક્ષણ કર્યું હતું. આ સ્વર્ગવાસી ત્રીકમલાલાજીનો હમારાપ્રત્યે સંપૂર્ણ પ્રેમભાવ એટલો બધો તો હતો કે તેઓના અંતકાળ વખતે હમોને વારંવાર યાદ કરેલા તેવું તેમના ભાઈ રામકૃષ્ણલાલાજીને બોલતાં સાંભળ્યા છે, જે માટે હમો તેમનો જેટલો ઉપકાર માનીએ તેટલો થોડો છે. તેમના આત્માની શાંતી થજો.

આ મહારાજની નાની ઉમર છે છતાં મોટા વિદ્વાન અને પોઢ પ્રકૃતીના છે તેની સાથે વિવેક અને વિનય પણ સંતોષ પમાડે તેવા છે. વિદ્યા વિલાસી છે. શાસ્ત્રીઓનો અને પંડિતોનો સત્કાર કરનારા છે પ્રાચીન ગ્રંથો બહાર પાડવા સારૂ ઉત્સાહી પણ છે ઉદાર પરોપકાર વૃતીના છે. લાયકને લાયક માન આપનારા છે. સર્વદા તેમનું મુખાર્વિંદ હસ્તું અને ખુશ મીજાસનું નજરે પડે છે. ભાગ્યેજ ક્રોધાવેસ થતા નજરે પડે છે, જો કે ક્રોધાયમાન થવું એ બ્રાહ્મણનો સ્વભાવિક ધર્મ છે; જુઓ

કરણુ અને પરશુરામનો દાખલો, તેમજ ભૃગુઋષી અને શ્રીકૃષ્ણનો દાખલો. આ સંપ્રદાયના આચાર્ય શ્રી તરીકે શાસ્ત્રીય અભીમાન હજુ સુધી ધરાવ્યું છે તે એ કે, એક પણ નાટક જોવા જાવું નહીં અને જ્યાં આચાર્યપદ અને શીષ્ટાચાર, સભાની બેઠકોમાં સચવાઈ શકે નહીં ત્યાં બીલકુલ હાજરી આપવી નહીં. જમાનાને ધર્મશાસ્ત્રાનુસાર, નહીં કે ધર્મશાસ્ત્રોને જમાના અનુસાર કરી, ધર્મના એક આચાર્ય તરીકે વર્તનારા છે. આથી ઉલટી રીત ધર્મ આચાર્યોએ ગ્રહણ કરવી એવી શીફારસ સ્વર્ગની કુંચી અને વિમાનવાળા "શ્રીમદ્‌ભગવત્‌ગીતાનો કલાક દોઢમાં પાઠ કરનાર,' અને ધર્મ આચાર્યો કરતા ગીતાજીનું વધારે જ્ઞાન ધરાવવાનો ફાંકો ધરાવનાર ભલે કરે, પણ હમો બ્રહ્મરાક્ષસી આસુરી પ્રકૃતીવાળા એવી શીફારસ અલૌકીક બાબતમાં ધર્મના નેતાઓને કદીપણ કરીશું નહીં.

જો એવી શીફારસો એકફેરી મંજુર થવા લાગે તો આપણા તમામ ધર્મશાસ્ત્રોને આ જમાના પ્રમાણે ફરીથી રચવા જોઇએ, અને જેમ આ વર્તમાન કાળમાં જાત જાતની બાબતોમાં " કમીશનો " બેસાડવાની માગણી કરવામાં આવે છે તેમ આ હીંદુ ધર્મને માટે પણ એક કમીશન બેસાડવું જોઇએ અને તેમાં પ્રમુખપદ, દોઢ કલાકમાં આખી ગીતાજીનો પાઠ કરવાની અદ્‌ભુત શકતી ધરાવનાર અને તેમની પાસેથી ગીતાનું અધ્યયન કરવા અને સમજુતી લેવા વૈષ્ણુવ ધર્મના સુપ્રસિધ્ધ આચાર્ય પોતાના સેવકોને ખાસ ભલામણ કરે તેવા વિદ્વાનને આપવું જોઈએ. મોગલાઈ રાજમાં હીંદુ ધર્મ પાળનારાઓ ઉપર સખ્તમાં સખ્ત જાપતો હતો તે

વખતમાં આપણા શ્રી મહાપ્રભુજીએ અને તેમના વંશ-નાઓએ હીંદુ સનાતન ધર્મ-વૈષ્ણવ શુધ્ધાદ્વૈત પુષ્ટિમાર્ગ-ને સંપૂર્ણ રીતે ખીલાવ્યો અને તે જમાનાને ધર્મશાસ્ત્રના સીધ્ધાંતો અનુસાર પ્રવર્તાવ્યો હતો. હાલના વખતમાં, જયારે આપણી માયાળુ સરકારના જમાનામાં કોઇ પ્રકારનો પણ જાપ્તો ધર્મની બાબતોમાં રાખવામાં આવ્યો નથી, સારાંશ મોકળાપણું બક્ષવામાં આવ્યું છે ત્યારે આવા જમાનાને તેજ ધર્મશાસ્ત્રના સીધ્ધાંતો પ્રતીકુળ માની તેને અનુકુળ કરવા મહાપ્રતાપી શ્રીઆચાર્યજી મહાપ્રભુજીની હાલની પ્રજામાં "દુનિયા ઝુકતી હૈ, ઝુકાનેવાલા ચઈએ," એવા સિદ્ધાંતવાળા કોઈ હાથ લાગે તો તેમને આગ્રહ કરવો અથવા તેવાનો દાખલો બીજી પ્રજાએ ગ્રહણ કરવો, એ ફક્ત કાળનીજ બલીહારી સમજવાની છે!!! મીરાંબાઇએ અચ્છુ ગાયું છે.

"ઓધવજી, પ્રભુકી ગતિ ન્યારી, દેખો બાત
ૠદયમેં બીચારી."

* * * *

બગલેકું રૂપ અનુપ દીઓ હે, કોયલ કરદીની કારી,

* * * *

વેસ્યાકું પાટ પીતાંબર પેરન, શીલ સતીકું નહિં સાડી;
સુંદર નાર વાંજણુ કરડારી, ભુંડણુ જણુ જણ હારી.

* * * *

હમો તો મુંબઈમાં મોટી હવેલીવાળા હાલ બીરા-જતા મહારાજને અલૌકીક ધર્મની બાબતોમાં જમા-નાનેજ સર્વદા જેમ બને તેમ પોતાના વડીલો તરફથી ટ્રસ્ટ તરીકે ઉતરી આવેલા ધર્મને અનુસાર કરતા જોઇએ

છીએ. જેમ ટ્રસ્ટમાં ફરમાવ્યા મુજબ ટ્રસ્ટીએ અમલ કરવાનો હોય છે તેજ પ્રમાણે અમલ કરવો તેમાંજ સૌનું શ્રેય સમાયલું છે, તેમ આચાર્યો ટ્રસ્ટીઓએ અમલ કરવાનો છે, એવો હમારો મત છે. તે મુજબ જમાનાની કશી પણ દરકાર ન કરતાં આ મહારાજ અમલ કરશે તો તેઓશ્રીએ ટ્રસ્ટનો ખરો અમલ કર્યો ગણાશે. પછી તો જેમ જુવાનના વિચાર ઘરડા પણામાં ફરે છે તેમ જો આ મહારાજના હાલના વિચારોમાં ફેરફાર થશે તો તેઓશ્રી ફક્ત કાળના સ્વભાવીક નિયમોનેજ તાબે થયલા કહેવાશે.

સંવત ૧૯૬૮માં આ મહારાજશ્રી મોટી ઉમરે આવ્યા પછી તે મંદીરની તમામ મીલકતની દેખરેખ રાખનાર અને વહીવટ કરનાર ટ્રસ્ટી શેઠ ત્રીભુવનદાસ વરજીવનદાસ હતા, તેમની પાસેથી સર્વે માલ મીલકત સંભાળી લઈને આ વણીક સેવકની કાર્યકુશળતા માટે મહારાજશ્રીએ ઘણીજ પ્રસંશા સેવક જનોમાં કરી હતી તે એટલેસુધી કે તે માટે એક ભવ્ય મેળાવડો કરી જાહેર રીતે તે બાબતનો ધન્યવાદ પત્ર આપવાને નકી પણ કર્યું હતું. પરંતુ સારા કામોમાં વિઘ્નોપર વિઘ્નો સ્વભાવીક રીતે આવે છે, તેને લીધે તેમજ ફુરસદ જોઈએ તેવી ન મળવાને લીધે એ વિચારનો અમલ અત્યાર સુધી આ મહારાજશ્રી કરી શકયા નથી તેમ જણાય છે. તેમનો પ્રેમ અને વિશ્વાસ આ વણીક શેઠ ઉપર હજુ સુધી એટલો બધો તો છે કે લૌકીક વ્યવહારમાં ગુંચવાડાના સવાલોમાં તેમની ખાસ સલાહ લઈ તેમાંથી સુગમ માર્ગ કયો તેનો વિચાર કરી આગળ પગલું ભરે છે. પોતે પણ જોઈએ તેવા કાર્ય કુશળ છે

ખરા, પણ જેવા અલૌકીક બાબતમાં કાર્યકુશળ છે તેવા લૌકીક બાબતમાં હોઈ શકે નહીં એ તેમની ઉમરના પ્રમાણુમાં સ્વભાવીક છે. સાંભળે છે બધાનું, પણ છેવટે પોતાની પદ્વીને શોભે અને સાંપ્રદાયિક નિયમોને પ્રતીકુળ ન હોય તેવી રીતે કાર્યો કરતા જણાયા છે, અને આજ પ્રકૃતિ વયમાં ફેરફાર થતાં પણ કાયમ રહેશે તો પોતાના કુળને તેમજ સંપ્રદાયને અને જે ગાદીએ બીરાજમાન છે તે ગાદીને અવસ્ય શોભા આપ્યા વિના રહેશે નહીં અને જે કીર્તિની પાંખોથી હાલ ઉંચે ઉડવા શકિતવાન થયા છે તેના કરતા પણ વધારે અને વધારે ઉડવા પામશે, એવી આશા રાખવામાં ખોટું ગણાશે નહીં.

કોઇ એવો પ્રશ્ન કરશે કે પેલા વણીક શેઠે ટ્રસ્ટી તરીકે જે કાર્ય કર્યું તેમાં નવાઈ શી ? કે જેથી તેમને માટે ધન્યવાદ અને સ્તુતીનાં વાજાં વગાડવામાં આવે છે. આનો ઉત્તર એક લેખકના શબ્દોમાંજ આપીશું "ઘણા વીલોમાં વીલ કરનાર પોતાના સ્વજનો માટે સપ્રેમ સારા સારા લાભો લખી જાય છે, પણ તે માંહેલા થોડાજ લાભો અમલમાં આવી શકે છે. સાર્વજનીક લાભનું કામ કેટલું અને કેવી રીતે અમલમાં લાવવું, તે જેના હાથમાં તેને અમલમાં લાવવાની સત્તા હોય તેની દયા ઉપર લટકી રહે છે." પોતાની મીલકતની રક્ષા અને કાળજી કરવા કરતાં ટ્રસ્ટ—એટલે બીજાની મીલકત—ની વધારે રક્ષા અને કાળજી કરવી—રક્ષક મટી ભક્ષક ન થવું એ વૃત્તી અને કૃત્તી માટેજ ધન્યવાદ અને સ્તુતી હોય છે.

હાલ આ મહારાજની મનોવૃત્તી એટલી તો શાંત થતી જાય છે કે નાતજાતમાં કોઈ પ્રકારની નવી ભાંજગડ ન

થવા સારૂ અલગ રહી પોતાનું આચાર્ય તરીકે જે કર્તવ્ય છે તેટલુંજ કરવું એવા નિશ્ચય ઉપર આવ્યા છે. આજ કારણથી આ ટીપણુ અને ટીપણી માટે પોતાનું નામ ખુલ્લી રીતે આજ્ઞાકાર તરીકે આપવા ઈચ્છા કરી નથી, જો કે તેઓશ્રીએ આ બાબતમાં હમોને જે માર્ગ સુઝાડયો છે તેના પરિણામનું સર્વ માન તેમનેજ ઘટે છે તેઓશ્રીના હમો સેવક ઉપર જેવો અનુગ્રહ રાખવો જોઈએ તેવો રાખતા અનુભવીએ છીએ તેમજ આ સંસ્થા તરફ જે ઉત્તમ પ્રકારની લાગણી ધરાવતા હમોએ અનુભવ્યા છે તે માટે જેટલો એહશાન માનીએ તેટલો ઓછો છે.

હમોએ વૈષ્ણવોને નિત્ય દર્શનનો લાભ આપવા સારૂ તેમનાં બે ચીત્રો આ ટીપણુમાં આપ્યાં છે અને તે હમોએ આ સંપ્રદાયના વિષયોમાં પ્રવીણ અને વયોવૃદ્ધ શ્રીગોવર્ધનલાલજી ।। શ્રીનરસીંધલાલજીના ચીત્ર પછી મુકયા છે. આ શ્રીગોવર્ધનલાલજીને નાની વયમાં તેમના પિતાશ્રીએ આ મોટા મંદીરની ગાદીએ દત્તક આપવા માટે પ્રયાસ કર્યો હતો, પણ ભાગ્યદેવીએ ચાંપાસેની આ શ્રીગોવીંદલાલજીનેજ તિલક કરેલું જણાય છે.

હમોએ સાંભળ્યું છે કે મોટા મંદીરના મહારાજનો ખાસ વિચાર છે કે મંદીરમાં પોતાના વડીલ ગોઃ શ્રી ગોર્ધનેશજી મહારાજ તેમજ તેમના પુત્ર શ્રીવિઠ્ઠલેશજી મહારાજ તેમજ તેમના ધર્મ પુત્ર અને હાલ બીરાજતા મહારાજના દત્તક પિતા ગોઃ શ્રીજીવણલાલજી મહારાજની બેઠક કરવી, જેનો અમલ નજીકના ભવિષ્યમાં

થશે. આથી સ્પષ્ટ જણાશે કે તેમનામાં વિષમભાવ બીલકુલ નથી.

સંવત ૧૯૭૩ના ચૈત્ર માસની વૈષ્ણવધર્મપતાકાના પાંચમા અંકમાં જે કાર્યો માટે ગો: શ્રી દેવકીનંદનાચાર્યજી અને તેમના લાલજી ગો: શ્રી વલ્લભલાલજી મહારાજ માટે લેખકે પ્રસંશા કરી છે તે કાર્યોની શરૂઆત આચાર્ય વર્ગમાં હમારી માન્યતા અને જાણુ પ્રમાણે આ મંદિરના હાલના મહારાજે પ્રથમ કરેલી જણાય છે. પોતે સ્વતંત્ર માલીક થતા પહેલાંજ અથવા થતાંનેવારજ શ્રી બાળકૃષ્ણ ઔષધાલય, અને અન્નવસ્ત્ર પુરાં પાડી વિદ્યાદાન દેનારી પાઠશાળા સારા સારા શાસ્ત્રીઓ રાખી સ્થાપન કરી છે. વાતો કરવા કરતાં કાર્યો કરી દેખાડવાથી લોકોનું ચિત્ત વધારે આકર્ષાય છે. તેવી બીના આ મહારાજશ્રીની બાબતમાં થતી વૈષ્ણવો અનુભવતા જણાય છે.

આ ટીપણના પાન ૧૫ અને ૧૬ ઉપર ભટ્ટજી જમાઈઓએ રસોઈ કરવા માટે જે લખવામાં આવ્યું છે તે હકીકત હમોને હમારા એક સ્નેહી જે તે વર્ગના ભોમીઆ છે તેમણે હમોને કહ્યું છે કે એ હકીકત સર્વાંશે બધે ઠેકાણે અનુભવાતી નથી.

મુંબઇની મોટી હવેલીમાં હાલ ચાર સ્વરૂપો બીરાજેછે. તે માટે જુઓ પાન ૨૧૪.

પાન ૨૧૪ના ચાર સ્વરૂપો શીવાય ચોકના પુર્વભાગમાં શ્રી કૃષ્ણ ભંડારની સામી બાજુએ એક નાના ખંડમાં સુમારે ત્રણ વર્ષથી શ્રી દાઉજી અને શ્રી રેવતીજીના સ્વરૂપો આ મહારાજશ્રીને માથે પધરાવવામાં આવ્યા

છે. આ સ્વરૂપો શ્રી ગિરિરાજમાં સુભ કુંડ ઉપર શ્રી બાળકૃષ્ણજીનું મંદીર છે ત્યાં બીરાજતા હતા ત્યાંથી મુંબઇમાં આ હવેલીમાં પધરાવવામાં આવ્યા છે

---

## શ્રીહરીરાયજીકૃત શિક્ષા.

૧ ભગવદી વૈષ્ણવોએ હમેશાં મનમાં પ્રસન્ન રહેવું, અમંગળ ઉદાસીમાં ન રહેવું.

૨ શ્રીઠાકુરજીના મંદીરમાં નિત્ય નૌતમ ઉત્સવ જાણવો.

૩ શ્રીઠાકુરજીની સેવા કોઈને ભરૂસે ન મુકવી. આપણે માથે જે સેવાનું સ્વરૂપ બીરાજતું હોય તેની સેવા આપણેજ કરવી.

૪ કોઇનો વિરોધ ન કરવો, સર્વેની સાથે મીઠાં વચન બોલવાં.

૫ વિષય અને તૃષ્ણા થોડી કરવી.

૬ પ્રભુની સેવા ભય અને સ્નેહ રાખી કરવી.

૭ આપણી દેહ અનિત્ય કરી જાણવી.

૮ વૈષ્ણવના સત્સંગમાં રહેવું.

૯ ભગવદ્‌સ્વરૂપ અને વૈષ્ણવને મિત્ર કરી સમજવા.

૧૦ આપણી બુદ્ધિ સ્થિર કરી રાખવી.

૧૧ ભગવત દર્શનમાં આળસ ન કરવું.

૧૨ જેને તેમ કરાય તો આસુરી ભાવ ઉત્પન્ન થાય.

૧૩ પ્રસાદ થોડો લેવો.

૧૪ નિદ્રા થોડી કરવી.

૧૫ ભગવદીની પાસે આપણે ચાલીને જવું.

૧૬ કોઈના ઉપર ક્રોધ નહીં કરવો. કારણ તેથી ભગવદ આવેશ જતો રહે છે.

૧૭ જ્યાં સ્વધર્મથી વિરૂદ્ધ ચર્ચા ચાલતી હોય ત્યાં મૌન રહેવું.

૧૮ અવૈષ્ણવનો સંગ ન કરવો.

૧૯ સેવામાં અવૈષ્ણવને લાવવો નહીં અને ભગદીયની સેવા કરવી.

૨૦ ધીરજ ન મુકીએ.

૨૧ મન શ્રી ઠાકુરજીના ચર્ણાર્વિંદમાં રાખી સંસારનું કામ કરતા રહેવું.

૨૨ ભગવદી સાથે નૌતમ ભાવ રાખી રહેવું.

૨૩ સેવામાં બકવાદ ન કરવો.

૨૪ પ્રસન્નતાથી સેવા કરવી.

૨૫ સેવા કરી ઠાકુરજીની પાસે કાંપપણ વસ્તુ ન માગવી.

૨૬ શ્રી ઠાકુરજીનું નામ લઇ કાંઈપણ વસ્તુ લાવીએ તે શ્રી ઠાકુરજીને પ્રથમ ધરીએ, ત્યાર પછી પોતે ખાનપાન કરીએ.

૨૭ મનમાં ભગવદી સાથે દાસભાવ રાખવો.

૨૮ ભગવદીથી દ્વૈષ ન રાખીએ.

૨૯ શ્રી ઠાકુરજીના ઉત્સવનો લોપ ન કરીએ.

૩૦ ભગવદીનું સ્મર્ણ કરીએ.

૩૧ માર્ગની રીતી પ્રમાણે સેવા કરવી.

૩૨ ભગવદીમાં છળ છીદ્ર ન જોવાં.

૩૩ નવીન વસ્તુ સામગ્રીમાં શ્રીઠાકુરજીને અવશ્ય ધરવી.

૩૪ પ્રીય વસ્તુ મળે તો હર્ષ ન કરવો.

૩૫ કાંઈપણ નુકશાની થાય ત્યારે દીલને શોક ન કરવો

૩૬ સુખ દુઃખ સરખા કરી માનવા.

૩૭ ભગવદ્ વાર્તા નિત્ય નિયમથી કરવી.

૩૮ શ્રી સર્વોત્તમજીનો પાઠ નિત્ય નેમથી કરીએ એજ પુષ્ટિ માર્ગીય વૈષ્ણવની ગાયત્રી છે.

૩૯ યમુનાષ્ટકઆદી ગ્રંથોનો પાઠ નિત્ય નિયમથી કરવો.
૪૦ જયંતીવ્રત અને એકાદશીવ્રત અવશ્ય કરવું.
૪૧ પાક સામગ્રી પવિત્રતાથી કરવી.
૪૨ અસમર્પીન વસ્તુ કાંઇ પણ નં લેવી.
૪૩ કોઇથી વીરોધ ન કરવો.
૪૪ સર્વથી મીત્રાઈ કરવી.
૪૫ કરૂણ થઈને રહેવું.
૪૬ અહંતા મમતા છોડી દેવી.
૪૭ ક્ષમાવંત થઇને રહેવું.
૪૮ જે કાંઈ પ્રાપ્તી થાય તેમાં સંતોષ માનવો.
૪૯ બહાર ભીતર શુધ્ધતાથી રહેવું.
૫૦ આળસ રહિત રહેવું.
૫૧ કોઇનો પક્ષપાત ન કરવો.
૫૨ સર્વ ભોગાદિકનો ત્યાગ કરવો.
૫૩ મનમાં કોઈ વાતની ઇચ્છા ન કરવી.
૫૪ સહેજમાં જેકાંઇ પ્રાપ્ત થાય, તેમાં આપણું કાર્યકરવું.
૫૫ કોઈ વસ્તુમાં આશક્ત ન થાવું.
૫૬ શત્રુ મીત્ર વિષે સમાન બુધ્ધિ રાખવી.
૫૭ માન, ભય, હર્ષ ન કરવો.
૫૮ કોઇનું અપમાન ન કરવું.
૫૯ નિંદા સ્તુતી સમાન કરી માનવા.
૬૦ ચીત્ત આપણે વશ રાખવું.
૬૧ ઇંદ્રીઓને વિષે પ્રીતી ન રાખવી.
૬૨ સ્ત્રી પુત્ર અને ધર ઉપર પ્રીતી ન કરવી.
૬૩ સ્ત્રીપુત્રાદીકનું સુખદુઃખ આપણે વીષે માની લેવું નહીં.
૬૪ મનમાં કોઈ વાતનો ગર્વ કરવો નહીં.
૬૫ કુટીલતા રહિત રહેવું.

૬૬ મીથ્યા ભાષણ નહીં કરવું.
૬૭ સત્ય બોલવું.
૬૮ શાંત ચીત્ત રાખવું.
૬૯ પ્રાણી માત્ર ઉપર દયા રાખવી.
૭૦ સેવામાં સ્થીર ચીત્ત, મન ચંચળ ન કરવું.
૭૧ અંતઃકરણ કોમળ રાખવું.
૭૨ નિંદિત કાર્ય કોઈ દિવસ ન કરવું.
૭૩ ક્ષમાવંત થઈને રહેવું.
૭૪ ધીરજવાન થઈને રહેવું.
૭૫ પોતાના મનમાં અભિમાન ન કરવો.
૭૬ કોઈપણ વચનથી બીજાના મનને દુઃખ થાય એવું વચન ન કહેવું.
૭૭ સત્ય હોય અને સાંભળનારને પ્રિય લાગે તેવું વચન કહેવું.
૭૮ પુરૂષોત્તમ સહસ્ત્ર નામ તથા શ્રીવલ્લભાચાર્યકૃત ગ્રંથનો પાઠ અવશ્ય કરવો.
૭૯ જે કરવું તેનું ફળ મનમાં ન ઈચ્છવું.
૮૦ શ્રીઠાકુરજીની સેવા કીર્તન તેજ પરમ ફળરૂપ માનવું.
૮૧ વૈષ્ણવ મંડળમાં નિત્ય નેમથી જાવું, કથા વાર્તા નિઃશંક થઇને કહીએ તથા સાંભળીએ.
૮૨ અનાશ્રય કદી પણ ન કરવો. તે બહુજ બાધક છે, માટે તેનાથી બ્હીતા રહેવું
૮૩ શ્રીઠાકુરજીને શર્ણાગત થઇ રહેવું. બીજા દેવતાથી કોઈ જાતનું ફળ ઇચ્છવું નહીં.
૮૪ શ્રી આચાર્ય મહાપ્રભુજી તથા શ્રીગુસાંઇજી સમાન કોઇને ન જાણવા, ને એમના સમાન બીજાને જાણે તો સર્વસ્વ નાશ થાય એમાં સંદેહ નહીં.

ભાદરવા

સુદ ૧૨ ઉત્સવ–શ્રી અનિરૂદ્ધલાલજી.

( ) પેઢી ૧૫/૬

ઘર ૧ શ્રી કાકા વલ્લભજીના પહેલા લાલના વંશમાં.

સ્થળ...**નડીયાદ** અને **જામનગર**ની ગાદી-વાળા.

પહેલા ઘરના ચોથા લાલ શ્રી ઘનશ્યામજી ( ૧૭૭૪ શ્રાવણ વદ ૩ ) ના પુત્ર ૧૦મી પેઢીના શ્રી ગોપાળજી ( ૧૮૨૭ વૈસાખ સુદ ૭ ) નો વંશ ૧૨ મી પેઢી જે નડીયાદની ગાદીએ બીરાજતો હતો તે સમાપ્ત થાય છે તેથી તે ગાદીએ ઉપરના મહારાજને પધરાવવામાં આવ્યા છે જામનગરમાં એંગી કેસવાળા શ્રી વ્રજેશજી ( ૧૯૧૧ શ્રાવણ વદ ૬/૧ )ની ગાદી ખાલી પડેલી. તે બદલ તેમના એ ગોસ્વામીની વહુજી મહારાજ શ્રી રાણી વહુજી અને શ્રી રાધા વહુજી દરમીઆન તકરાર ચાલતી હતી તેવામાં શ્રી રાધા વહુજીએ ચાંપાસેની શ્રી દામોદર લાલજી ( ૧૯૦૯ શ્રાવણ સુદ ૩ ) મહારાજને તે ગાદી માટે પસંદ કરેલા તેઓ લીલા વીસ્તાર્યા તેથી તે ગાદી પ્રાપ્ત કરવા આ મહારાજે ઘણું દ્રવ્ય ખરચી જામ સાહેબદ્વારા પ્રાપ્ત કરી છે ત્યારથી તેઓ તે ગાદીના પણ માલીક થયા છે.

શ્રી નડીયાદની હવેલીમાં શ્રી ગુશાંઇજી સેવ્ય શ્રી બાળકૃષ્ણજી તેમને માથે બીરાજે છે જામનગરની હવેલીમાં શ્રી મહાપ્રભુજી

સેવ્ય શ્રી મદનમોહનજી અને શ્રી ગુસાંઇજી સેવ્ય શ્રી નવનીતપ્રીયાજી તેમને માથે હાલ બીરાજે છે.

ભાદરવા

સુદ ૧૩ મૌનવ્રત.

૧૪ આણંદચતુર્દશી.

૧૫ ઉત્સવ–શ્રીલછમનજી ॥ શ્રીજદુનાથજી (૧૭૮૭)

ઘર.. ૧ પેઢી...૬

શ્રીકાકા વલ્લભજીના ત્રીજા લાલના વંશમાં.

તેમની પ્રજામાં કોટાની અને કાશીના અને બરાડાવાળી ગાદીવાળાઓના વંશ સમાપ્ત થાય છે. એમની પ્રજાની શેરગઢની ગાદીએ મથુરાવાળા શ્રીગિરધરજી, શ્રીવ્રજનાથજી અને કાશીની ગાદીએ મથુરાવાળા શ્રીજીવનજી શ્રીકલ્યાણરાયજી પધારેલા છે જેની વચ્ચે માનપાનની તકરારો ટીપણુ પાન ૪૩ ઉપર ૧૫ નું મથાળું જોવું.

૧૫ ઉત્સવ–શ્રીમથુરાનાથજી ॥ શ્રીગિરધરજી (૧૮૬૧)

ઘર...૧ પેઢી...૧૧

ભાદરવા

વદ ૧ આજથી શ્રાધ પક્ષ બેસેછે તે અમાસ સુધી સરાધીઆ. જેની મરણ તિથી પુનેમની હોય તેનું મહાલય શ્રાધ આઠમ–બારસ–અમાસ વ્યતિપાત એમાંથી કોઇ પણ દિવસે કરવું

પણ પુનેમે તો કદી કરવું નહીં, કારણ કે પુનેમની તિથી શ્રાધ પક્ષમાં ગણાતી નથી.
શ્રીબાલમુકુંદજીનો **પાટોત્સવ.**

શ્રીગુસાંઈજીના પહેલા લાલ શ્રીગિરધરજીને માથે પધરાવેલા તે શ્રી નવનીતપ્રિયાજી જેને શ્રીબાલમુકુંદજી તરીકે ઓળખવામાં આવેછે.

**ભાદરવા**

વદ ૩ **જન્મતિથી**–શ્રીગોવર્ધનલાલજી ।। શ્રીનૃસિંહ-લાલજી.

ઘર...૧ પેઢી...૬

શ્રીકાકાવલ્લભજીના પહેલા લાલના વંશમાં.
સ્થળ...**વેરાવળ...મુંબઈ.**

વેરાવળમાં શ્રીલાડલેશજીનું સ્વરૂપ તે શ્રી મહાપ્રભુજીનું સેવ્ય છે તે અને શ્રીગુસાંઇજીના સેવ્ય શ્રીમદનમોહનજી તેમને માથે બીરાજેછે.

મુંબઇમાં કેથીડ્રલ સ્ટ્રીટમાં શ્રીનૃસિંગલાલજીની અને શ્રીગોકળાધીશજીની હવેલી છે.

શ્રીનૃસિંગલાલજીની હવેલીમાં શ્રીમહાપ્રભુજીના સેવ્ય શ્રીલાલ અને શ્રીગુસાંઇજીના સેવ્ય શ્રીમદનમોરનજી અને શ્રીગોકલાધીશજીની હવેલીમાં શ્રીમહાપ્રભુજીના સેવ્ય શ્રીલલિત ત્રીભંગીરાયજી અને તેમની સાથે બીરાજતા શ્રીગુસાંઇજીના સેવ્ય શ્રીમદનમોહનજી, બીરાજે છે મહુવામાં શ્રીગોકલાધીશજીની હવેલી છે તેમાં શ્રીગુસાંઈજીના પાંચમા લાલ શ્રીરઘુનાથજીના સેવ્ય શ્રીદ્વારકાનાથજી બીરાજે છે.

એમના તરફથી પુષ્ટી સંપ્રદાય પ્રમાણે ઉત્સવ અને વ્રતની ટીપણી હરસાલ કહાડવામાં આવે છે.

**ભાદરવા**

વદ ૩ **ઉત્સવ**–શ્રીદામોદરલાલજી ॥ શ્રીઘનશ્યામજી
ઘર...૬ પેઢી...$\frac{૧૪}{૧}$

૩ ભરણી નક્ષત્ર હોવાથી આ દીવસનું કરેલું શ્રાધ ગયા શ્રાધના જેવું ગણાય છે.

૪ **ઉત્સવ**–શ્રીગોકુલોત્સવજી ॥ શ્રીદામોદરજી
(૧૮$\frac{૫૫}{૪૮}$)
શ્રીકાકા વલ્લભજીના પહેલા લાલના વંશમાં. મુંબઈમાં મોટી હવેલીવાળા શ્રીજીવણલાલજી મહારાજના જનક પીતા. પેઢી $\frac{૧૧}{૨}$

૪ **ઉત્સવ**–શ્રીગોવિંદલાલજી ॥ શ્રીરણછોડજી
(૧૮૭૬)
ઘર...૧ પેઢી... $\frac{૧૨}{૧}$
શ્રીકાકા વલ્લભજીના ત્રીજા લાલના વંશમાં.
સ્થળ...**કાશી**
**વંશ સમાપ્ત.**

૫ **ઉત્સવ**–શ્રીહરિરાયજી ॥ શ્રીકલ્યાણરાયજી
(૧૬૪૭)
ઘર...૨ પેઢી...$\frac{૫}{૧}$
મોટા વિદ્વાન. તેમના પંચામૃતો પ્રખ્યાત છે. તેઓને શ્રી મહાપ્રભુજી તરીકે ઓળખવામાં આવે છે. તેમણે આયુષ્ય ૧૨૦ વર્ષનું ભોગવ્યું હતું. એક વંશ પછી તેના વંશની સમાપ્તી થઈ.

એમની ગાદીએ શ્રીનાથજીના ટીકેટ વંશના શ્રીગીરધરજી ( ૧૭૪૫ના ચૈત્ર શુદ ૩ ) પધાર્યા હતા. તેમણે પોતાના નમનમાં વાદ-વિવાદોપક શ્રીબાળકૃષ્ણજીને છઠ્ઠા ઘરના શ્રીજદુનાથજીને માથે પધારેલા માન્યા છે. તેમના ભટ્ટજી શાષ્યે તેથી ઉલટું લખ્યું છે.

**ભાદરવા**
વદ ૬ **શ્રીકપીલા છઠ્ઠ.**

તેના યોગો–ભાદરવા મહીનો–કૃષ્ણપક્ષ–હસ્ત નક્ષત્રના સૂર્ય–વ્યતિપાત–મંગળવાર અને રોહિણી નક્ષત્ર એટલા યોગ જો મળે તો કપીલા ષષ્ઠી કહેવાય છે.

ચાર યોગ મળે તો પણ બ્રહ્મા તેને કપીલા છઠ કહે છે.

૬ **ઉત્સવ**–શ્રી વિઠ્ઠલરાયજી ॥ શ્રી ગીરધરજી (૧) ( ૧૭૪૭ )
ઘર...૧ પેઢી...$\frac{૬}{૧}$
**ઉત્સવ**–શ્રી વ્રજવલ્લભજી ॥ શ્રી વિઠ્ઠલેશજી ( ૧૮૫૬ )
ઘર . ૧ શ્રી દીક્ષીતજી પેઢી...$\frac{૧૧}{૨}$
સ્થળ...**જુનાગઢ.**

૭ **ઉત્સવ**–શ્રીગોપિનાથજી ॥ શ્રીવિઠ્ઠલરાયજી (૫) ( ૧૮૫૨ )
ઘર...૧ શ્રી દીક્ષિતજી પેઢી...$\frac{૧૧}{૨}$

૭ **ઉત્સવ**–શ્રી ઘનસ્યામજી ॥ શ્રી જદુનાથજી ( ૧૯૧૨ )
ઘર...૧ પેઢી...૧૪

શ્રી બડેદાઉજીના બીજા લાલનો વંશ
સ્થળ...**સુરત.**
**જન્મ**–ચી. શ્રીવલ્લભલાલજી ॥ શ્રીગીરધરજી
શેરગઢવાળા
( ૧૯૬૦ )
ઘર...૬ પેઢી ૧૪

**ભાદરવા**

વદ ૮ **ઉત્સવ**–શ્રીપુરૂશોત્તમજી ॥ શ્રી ગોપીનાનજી
( ૧૫૮૭ ) પેઢી ૩
શ્રીમહાપ્રભુજીના પૌત્ર.

૮ **ઉત્સવ**–શ્રીઘનસ્યામજી ॥ શ્રીરામકૃષ્ણજી (૧)
( ૧૭૩૦ )
ઘર...૧ શ્રી દીક્ષીતજી. પેઢી ૬

૮ **જન્મતિથી**–શ્રીમુરલીધરજી ॥ શ્રી રઘુનાથજી
( ૧૯૩૬ )
ઘર...૧ પેઢી...૧૪
શ્રીકાકા વલ્લભજીના ત્રીજા લાલનાં વંશમાં.
સ્થળ...**કોટા**

૯ સૌભાગ્ય સ્ત્રીઓનું શ્રાધ આ તિથીએ કરવામાં આવે છે આ તિથીએ વિધવાઓનું શ્રાધ કરવું નહી.

૧૧ **ઉત્સવ**–શ્રીનૃસિંહલાલજી ॥ શ્રીવ્રજરતનજી
( ૧૮૯૯ )
ઘર...૧ પેઢી...૧૩

૧૨ **ઉત્સવ**–શ્રીગોપિનાથજી ॥ શ્રીમહાપ્રભુજી
( ૧૫૬૭ ) પેઢી...૨

નોંધ–તેમના ઠાકુરજી શ્રીમદનમોહનજી હતા. આ સ્વરૂપ ખરું ક્યાં બીરાજે છે તે માટે ગુસાંઈ મહારાજો જાણે. કોઇ કહે છે કે રાજનગરમાં, કોઈ કહે છે કે નગરઠઠ્ઠામાં અને કોઇ કહે છે કે શ્રીનાથદ્વારમાં બીરાજે છે.

નોંધ ૨–એમનો સાધન દીપક નામનો ગ્રંથ છે તેનું ગુજરાતી ભાષાંતર રા. રા. મુળચંદ તેલીવાળાએ કર્યું છે.

**ભાદરવા**

વદ ૧૨ બાળાભોળા. બાળકોની શ્રાધતિથી.

૧૨ **જન્મ**–શ્રી ગિરધરલાલજી ॥ શ્રી વ્રજનાથજી.
( ૧૯૨૩ )
ઘર ૬ પેઢી $\frac{13}{2}$.
સ્થળ–પ્રથમ **મથુરા**ના પછી **શેરગઢ**ના હાલ **વડોદરાવાસી.**

શેરગઢની ગાદીએ જવાથી છઠ્ઠા ઘરમાં ટીકેટ ગણાય છે.

એઓશ્રીની તકરાર કાશીવાળા મહારાજ સાથે માનપાનની અને સુરતવાળા મહારાજ સાથે સેવાભેટની હતી તે માટે જુઓ વિષય ૧૫ અને ૧૬ (પાન ૪૪) અને (પાન ૪૯)

**સ્વરૂપો**:—૧ શ્રીમહાપ્રભુજીના સેવ્ય શ્રીકલ્યાણરાયજીને માટે જુઓ પાન ૮૦

૨ શ્રી મહાપ્રભુજીના સેવ્ય શ્રી કપુરરાયજી આ ઠાકુરજી દામોદરદાસજીની માતુશ્રીના હતા. પ્રસુતી વખતે તેની સેવા કરેલી.

૩ શ્રીગુશાંઈજીના સેવ્ય શ્રી ગોપીનાથજી.

૪ શ્રી બાળકૃષ્ણજી તે શ્રી બડે જદુ-નાથજીના સેવ્ય.

આ ચાર સ્વરૂપો શ્રી જદુનાંથજીને માથે બીરાજતા હતા.

આ મહારાજશ્રીના દર્શનનો લાભ હમોને આ વર્ષે પહેલો મુંબઇ શહેરમાં મળ્યો. શ્રી બાલકૃષ્ણજીની તકરાર વિષે તેઓશ્રીએ દસ્તાવેજી પુરાવો હમોને દેખાડયો છેવટે હાલના તિલકાયિત શ્રીગોરધનલાલજી મહારાજના લાલ શાહીના પત્રના મથાળે અને છેવટે લખેલા હસ્તાક્ષરનો હમણાનો પત્ર પણ દેખાડયો. શ્રીનાથદ્વારના "ધર્મક્ષેત્ર અને કર્મક્ષેત્રમાં" શું શું ગઈ સાલની ટીપણી સંબંધી બન્યું હતું તે હમોને કહી સંભલાવ્યું હતું. આ વૃતાંત ખેદ ઉપજાવનારો હતો. હમોએ આ ટીપણીના પાન ૪૦–૪૧ ઉપર જે હમારા અંગતના અનુમાનો જણાવ્યા છે તેને તે વૃતાંત પુષ્ટિ આપે છે.

આખા ગ્રંથનું તેઓશ્રીએ અવલોકન કરી તેમાં લખેલા વિષયોની પ્રશંસા કરીને આ ગ્રંથ અવશ્ય પ્રગટ કરવાની આજ્ઞા આપી. તૈયાર પણ તેમની આજ્ઞાથીજ થયોછે તેમ મુખ્ય પૃષ્ટ ઉપર લખવાની પણ આજ્ઞા આપી છે. તેમના તરફથી શ્રીબાળકૃષ્ણજી અને શ્રી કલ્યાણરાયજીની બાબતમાં જે વૃતાંત આપવામાં આવ્યો છે તે અન્ય સ્થળે આપવામાં આવ્યો છે.

**ભાદરવા**

વદ ૧૩ ઉત્સવ—શ્રીબાલકૃષ્ણજી ॥ શ્રી ગુશાંઇજી.
(૧૬૦૬)
ઘર ૩ ના માલીક પેઠી કું.

૧૩ અવગતીયાંના શ્રાધ.

૧૪ ઘાયલ થયલાઓના શ્રાધનો દીવસ.
જળમાં ડુબ્યો હોય—શસ્ત્રથી ઘવાયો હોય બળી ગયલો હોય તેવાઓના શ્રાધ આજે કરવામાં આવે છે.

૩૦ માતામહનું શ્રાધ કરવું. દર્શશ્રાધ—બ્રહ્મભોજન કરવુંજ: ન કરે તો દોષ લાગે છે.

## શ્રી પુરૂષોત્તમ માસ.

જે માસમાં સંક્રાંતી ન હોય તે મલમાસ (અધિક માસ) સઘળા માસો કરતા મલીન અને પાપથી ઉત્પન્ન થયલો છે માટે વ્રત કરવું અધિક ને ક્ષય બે માસમાં શુભ કાર્ય કરવું નહીં આ બે માસ કોકજ વખતે આવે છે.

ઉત્તરમાં દેવ કાર્ય કરવા દક્ષિણમાં પિતૃ કાર્ય કરવા મળ માસમાં સંધ્યાપાસન તર્પણ વગેરે નિત્ય કર્મ અન્નશ્રાધ દાન સઘળું સફળ થાય છે.

**ભાદરવા**

સુદ ૧૧ **પદ્મિની એકાદશી.**

**ભાદરવા**

વદ ૧૧ **પરમા એકાદશી.**

આસો

સુદ ૧ **આજો પડવો.**

આ દિવસે દૌહિત્રે પોતાની માના બાપનું શ્રાધ કરવું. મુંડન-પિંડદાન-અને પ્રેતદાન-વગેરે કર્મો જેના પિતા જીવતો હોય તેણે તથા જેની સ્ત્રી ગર્ભણી હોય તેણે કરવાં નહીં. દૌહિત્રે પિંડ રહીત શ્રાધ કરવું.

આ દીવસથી નવરાત્રનો આરંભ થાય છે. અમાસ અને પડવો એકઠાં હોય તો તે દીવસે નવરાત્રનું વ્રત કરવું નહી. પડવો અને બીજ સાથે હોય તો હરકત નહી.

જવારા વાવવાનો દીવસ.

૪ ઉત્સવ-શ્રીદામોદરજી ॥ શ્રીગિરધરજી ઉપનામ શ્રીદાઉજી

( ૧૮૨૫ )

ઘર...૧ પેઢી ૧/૪

શ્રી બડેદાઉજીના પહેલા લાલના વંશમાં.

સ્થળ...**શ્રીનાથદ્વાર**ના બડા ટીંકટ અને સંવત ૧૮૭૯ માં સાત સ્વરૂપ પધરાવી છપ્પન ભોગનો મહોત્સવ કરેલો.

૫ સરસ્વતી પુજાની શરૂઆત.

આ માસની સુદમાં મુળ નક્ષત્રથી આરંભીને શ્રવણ નક્ષત્રસુધી સરસ્વતી પુજન કરવું.

પુસ્તકોની સ્થાપના કરી નામની દેવીની પુજા કરવી. આટલા દીવસ ભણવું-ભણાવવું તેમ લખવું પણ નહીં. ઘણું કરીને ૭ મીથી આવાહન થાય છે તેથી વહેલું મુળ નક્ષત્ર આવે તો વહેલી સ્થાપના થાય.

**આસો**

સુદ [ ૮ દેવીભકતોની મહા અષ્ટમી. આ દીવસે ભદ્રકાળી–મહા ભયંકર કરોડો યોગિની સાથે પ્રગટ થયાં હતાં.

વણીકોમાં કુલાચાર પ્રમાણે તેલા કરવાના હોય છે. તેઓના ઘરમાં વડીલ પુરૂષ સાતમનો નકોડો અપવાસ કરી આઠમના દીવસે ચંદીનો પાઠ કરી–કરાવી ફલાહાર કરે છે તેમજ

૯ નવમીના દીવસે પણ તેમજ કરે છે. આ દીવસે દેવી ભકતો દુર્ગાપુજા કલકત્તામાં થાય છે ] સરસ્વતીનું વિસર્જન.

૧૦ **ઉત્સવ**–શ્રીમુરલીધરજી ।। શ્રીગિરધરજી.
(૧૬૩૦)
ઘર...૧ પેઢી...$\frac{૪}{૧}$
[ એમનો વંશ સમાપ્ત. ]

તેમની વાંચવાની દ્વીતીય સ્કંદની પ્રત મુંબઈમાં મોટા મંદીરના મહારાજ ગો. શ્રી ગોકુળનાથજીએ રૂ. ૨૦૦) આપી વેચાતી લીધી છે. શ્રી સુબોધિનીજીમાં છપાવવા વિચાર છે. ]

૧૧ **ઉત્સવ**–શ્રીગોકુલાલંકારજી ।। શ્રીદ્વારકેશજી
(૧૮૭૫)
ઘર...૧ પેઢી...$\frac{૧૩}{૧}$
શ્રીકાકાવલ્લભજીના પહેલા લાલના વંશમાં.

તેમના નાના ભાઇ શ્રીમદુજી ગિરિરાજમાં બીરાજતા અને શ્રીચદુજી શ્રી કાંકરોલીની ગાદીએ પધારેલા.

## આસો સુદ ૧૦-વિજયા દસમી.

આ દિવસે નક્ષત્રોદય વખતે વિજય નામનો કાળ કહેવાય છે તે સર્વ મનોરથ સફળ કરે છે.

સૂર્યાસ્ત પછી થોડાં નક્ષત્ર દેખાય ત્યારે વિજય નામનો કાળ કહેવાય છે.

આ દીવસે તેલા કરનારાઓ માતાને નૈવેદ્ય કુળાચાર પ્રમાણે ધરાવી પારણા કરે છે.

મધ્યાન પછી ઈસાન કોણમાં દેવીની પુજા કરવા દેવી ભકતો જાય છે.

શ્રવણ નક્ષત્રના યોગવાળી દશમીના દીવસે શ્રી રામચંદ્રજી કિષ્કીંધ્ધાથી રાવણ સાથે યુદ્ધ કરવા આવ્યા હતા અને જય મેળવ્યો હતો માટે સઘળા મનુષ્યોએ આ દીવસે પોતાના ગામનો સીમાડો ઓળંગવો જોઇએ.

ઈશાનકોણમાં ઉભેલી શમી–ખીજડાના ઝાડની પ્રાર્થના કરી પૂજા કરવી. મુખ ઈશાનકોણમાં રાખવું. શમી હાથ ન આવે તો તાળવૃક્ષની પૂજા કરવી.

શમી પુજવાનો સમય થાય ત્યારે વાજતે ગાજતે સારો પોશાક પહેરી શ્રવણયોગમાં અગીઆરમાં મુહુર્તમાં માણસો સાથે સીમાડા સુધી જઈ–સુવર્ણા ( બીડી પીવાના પાંદડા ) થાય છે તે ઠેકાણે જાવું. ત્યાં સ્ત્રીઓ પાસે આરતીઓ ઉતરાવવી, કાજળ ચંદન લગડાવવા, વસ્ત્ર, ચંદન, માળા અને ફુલોથી સુવર્ણની પુજા કરવી. આશીર્વાદ લઈ લક્ષ્મીને નમસ્કાર કરી ઘરે આવી સૌ બહેનોની પૂજા કરવી તેમજ બ્રાહ્મણોની પૂજા કરવી.

પાંડવોએ **શમી ઉપરથી** શસ્ત્ર પાછાં લીધાં ને જય મેળવ્યો. બાળકો નીશાળે બેસે છે અને વહુઓ સાસરે રહેતી થાય છે.

## આસો સુદ ૧૧–પાશાંકુશા એકાદશી.

એ સર્વ પાપનો નાશ કરનારી છે. આ દીવસે શ્રી પદ્મનાભ નારાયણ જે સ્વર્ગ તથા મોક્ષ આપનાર છે તેની પુજા કરવી. શ્રીકૃષ્ણે યુધિષ્ટર પ્રત્યે કહ્યું છે કે જે વૈષ્ણવ શીવની નિંદા કરે છે અને જે માણસ વૈષ્ણવની નિંદા કરે છે એ બન્ને ખચીત નરકમાં જાય છે.

**આસો**

સુદ ૧૩ **ઉત્સવ**–શ્રીવ્રજરમણજી કાકાજીાશ્રીદામોદરજી
(૧૮૫૮)
ઘર...૧ પેઢી...૧/૩
શ્રીકાકા વલ્લભજીના પહેલા લાલનો વંશ.
મુંબઈની મોટી હવેલીનાં શ્રીજીવણલાલજીના નાના કાકા થાય.

૧૩ **જન્મતિથી**–ચી. શ્રીવ્રજપાલજી ।। શ્રીરમણલાલજી
(૧૯૨૨)
ઘર...૬ પેઢી...૧૩/૧
સ્થળ...**મથુરા**

૧૩ **જન્મતિથી**–શ્રીરઘુનાથજી ।। શ્રીમુરલીધરજી
ઘર...૧ શ્રીદીક્ષિતજી પેઢી...૧૪/૨
સ્થળ... **ચાંપાસેન–જુનાગઢ**
જુનાગઢમાં શ્રી ગુસાંઈજીનું સેવ્ય શ્રીદામોદરલાલજીનું સ્વરૂપ.
ચાંપાસેનમાં શ્રીમહાપ્રભુજીનું સેવ્ય સ્વરૂપ શ્રીશ્યામ મનોહરજી તેમને માથે બીરાજે

છે. વૈષ્ણવો આ સ્વરૂપને સુરશ્યામ પણ કહેછે. આ ઠાકુરજી સુરદાસને માથે બીરાજેલા.

**આસો**

**સુદ૧૪-૧૫ સરદ પુનેમ-કોજાગરી-માણેકઠારી.**

મધ્ય રાત્રે લક્ષ્મી ફરવા નીકળે છે તે પ્રસન્ન થવાને પુછે છે. કો-(કોણ)- "જાગરી" (જાગૃત) છે એટલે કોણ જાગે છે. આ ઉપરથી આ પુનેમનું નામ કોજાગરી પડયું છે.

માણેકઠારી પુનેમ એથી કહેવાય છે કે આ દીવસે જે વરસાદ પડે છે તે ચોકસ પ્રકારની મચ્છીઓ મોં ખુલ્લા મુકી ઝીલે છે અને તે બુંદના મોતીઓ ઉત્તમ પ્રકારના બને છે.

આ પુનેમની રાત્રે શ્રીકૃષ્ણે રાત્ર છ મહીના જેટલી લાંબી કરી વૃંદાવનમાં ગોપીઓ સાથે રાસ રમ્યા હતા.

રાતે ચાંદરણામાં બેસી દુધ પૌવા ગુવાર ફળી ને રાયતી કેરીનું અથાણું ખાવાનો મહીમા છે.

**આસો સુદ ૧૫ સરદપુનેમ-રાસક્રીડા.**

રાસક્રીડા માટે જુઓ પાન ૧૧૯ થી ૧૨૬ વિષય ૨૩ જુઓ શ્રીમદ્ભાગવત દશમ સ્કંધ અધ્યાય ૩૩.

જેમ હાલના સુધારાવાળાઓએ મહારાજ લાયબલ કેસમાં અને તે કેસના ચુકવનારાઓના મનમાં રાસ ક્રીડાની લીલાથી આ સંપ્રદાયની નિતી માટે શંકાઓ થઈ ને તેના નિર્ણયમાં ચોકસપણે ઠરાવ્યું કે તે માર્ગ

અને લીલા અનિતીદર્શક છે તેઓએ ક્ષણભર પણ અધ્યાય ૩૩ માં રાજા પરિક્ષિતે એવાજ પ્રકારની કરેલી શંકા અને તેનું શ્રીશુકદેવજીએ કરેલું સમાધાન–તે ઉપર બીલકુલ લક્ષ કાળજીપુર્વક અપાયલું જણાતું નથી. એ રાસક્રીડાનું પ્રયોજન શું હતું તે આપણે મથાળે જણાવી ગયા છીએ તેથી ઉલટું જ કોઈ પ્રયોજન સમજે તો તેની આસુરી પ્રકૃતી સમજવી.

રાજા પરિક્ષિતે સવાલ કર્યો કે–ભગવાન જગદીશ્વર ધર્મની સ્થાપના કરવા માટે અને અધર્મને નાશ કરવા માટે આ જગતમાં બળદેવ સાથે અવતર્યા છે; તો તે **ધર્મની મર્યાદા કરનારા તથા રક્ષા કરનારા ભગવાને પરસ્ત્રીઓના સંગરૂપી અધર્મ કેમ કર્યો ?** હે ઉત્તમ આચારવાળા મુનિ ! ભગવાન યદુપતિ પૂર્ણ કામનાવાળા હતા, માટે તેમણે કરેલું કામ અધર્મરૂપ ગણાય નહિ એમ તમે માનતા હો તો તેમણે **આવું નિંદાપાત્ર કામ શા અભિપ્રાયથી કર્યું હતું ?** એ અમારો સંશય તોડો.

શ્રીશુકદેવજી કહે છે—અગ્નિને સર્વ વસ્તુ ખાવાથી જેમ દોષ લાગતો નથી, તેમ **મહા પુરૂષોના અધર્માચરણને કે સાહસ કર્મને દોષ લાગતો નથી.** પરંતુ દેહાદિકને **આધીન રહેનારા પ્રાકૃત મનુષ્યે કોઈ પણ દિવસ મનથી પણ અધર્મ અથવા તો સાહસ કર્મ કરવું નહીં.** શંકરે જેમ સમુદ્રમાંથી નીકળેલું ઝેર પીધું હતું તેમ બીજો કોઇ મુર્ખપણાથી ઝેર પીએ તો મરી જાય છે. આ ઉપરથી " **મહા પુરૂષ જે પ્રમાણે આચરણ કરે છે, તે પ્રમાણેજ બીજો**

દેહાધીન **પ્રાકૃત પુરૂષ** પણ આચરે છે." આજે સદાચારનું પ્રમાણ શાસ્ત્રમાં કહ્યું છે તે નિરર્થક થશે નહીં. કારણ કે **મહાત્મા પુરૂષોનું વચન સદાય પ્રમાણરૂપ હોયછે,** માટે તે પ્રમાણે આચરવું જોઈએ. **પરંતુ** તેઓનું **આચરણ તો** કોઈ વેળાજ **પ્રમાણરૂપ ગણાય છે,** તેથી તેઓનું જે **આચરણ તેઓના વચનોને અનુકુળ હોય તેવાં આચરણ પ્રમાણે બુદ્ધિમાન પુરૂષે વર્તવું."** આટલાજ માટે લૌકીક કહેવત છે કે "ગુરૂ કહે તે કરવું પણ કરે તે ન કરવું."

મહાત્માઓ–દેહાભિમાન વિનાના—શા સારૂ શાહસ કર્મ કરતા હશે વારૂ?

ઉત્તર–અહંકાર વિનાના તે લોકો **માત્ર પ્રારબ્ધ** કર્મ કરવા માટેજ કોઇ વેળા અનર્થ કરે છે.

જ્યારે આ પ્રમાણે મહાત્મા પુરૂષોને પણ પુણ્ય પાપનો સંબંધ નથી, ત્યારે પશુ, પક્ષી, મનુષ્ય તથા દેવતા વિગેરે પોતાને આધીન રહેનારાં સર્વ પ્રાણીઓના નિયંતા ભગવાન્ શ્રીકૃષ્ણને તો પુણ્ય–પાપનો સંબંધ કયાંથીજ હોય? * * પોતાની ઇચ્છા પ્રમાણે અવતાર ધારણ કરનારા ભગવાનને તો કયાંથીજ બંધન હોય? વળી જે ભગવાન્ ગોપીઓના, તેઓના પતિઓના અને સર્વે પ્રાણીઓના અંતર્યામી અને બુદ્ધિ આદિના સાક્ષી છે, તે ભગવાન લીલા કરવા માટે આ લોકમાં દેહ ધારણ કરે છે, **તે કાંઈ આપણા જેવા નથી કે જેથી તેમને દોષ લાગે.** ભગવાન પ્રાણીઓનો અનુગ્રહ કરવા માટે મનુષ્યોનો દેહ ધારણ કરીને

શૃંગારાદિકની તેવી લીલા કરે છે, જે લીલાઓ સાંભળીને મનુષ્ય ભગવાન પરાયણ થાય. હે રાજા! આવેલા વ્રજવાસીઓ ભગવાનની માયાથી મોહિત થયાં હતાં, તેથી તેઓએ પોત પોતાની સ્ત્રીને પોતાના પડખામાં સુતેલી માનીને ખરેખર શ્રી કૃષ્ણના ઉપર દ્વેષ કર્યો નહીં" આ સ્થળે સ્વપ્નવત થયલા પુરૂષની કલ્પના કરી લેવી આ સ્થુલ શરીર સ્વપ્નમાં જ્યાં હોય ત્યાં પડ્યું રહે છે અને તેમાં રહેતો જીવાત્મા સુતું પડેલું જે ખોળીઉં છે તેનાજ જેવું બીજું ખોળીઉં ધારણ કરી પોતાની ઇચ્છાનુસાર ભમવા જાય છે તેવીજ રીતે આ પ્રભુની માયા સમજવી. ભગવાનની પ્રીતિપાત્ર થયલી ગોપીઓ ત્યાં પાછી જવા માટે ઇચ્છતી ન હતી, તોપણ ભગવાનની આજ્ઞાથી પાછલી બે ઘડી રાત્રિ રહી ત્યારે પોત પોતાની ઘરે પાછી ગઈ.

આ રાસક્રીડાનો સારાંશ એટલોજ સમજવાનો છે કે કામનો પરાજય કરવા માટેજ ભગવાને રાસક્રીડા કરી હતી. આવા શાસ્ત્રના સ્પષ્ટ વાક્યો છે તો સુધારા-વાળા અને ઇંગ્રેજો ન્યાય કરનારા કયા આધારે કહેવા તૈયાર થયા છે કે તેથી કામનો વિજય શ્રીકૃષ્ણ ઉપર થયો છે? યોગમાં પરિપૂર્ણ હોવાથી કામની તલમાત્ર પણ અસર પોતા ઉપર થવા દીધી નથી!!! આટલા માટેજ હમોને આ ટીપણીના પાન ર૭ થી ૩૦ સુધી એવી આસુરી પ્રકૃતીવાળી, જન્મો જન્મના પાપોના મેલોથી છંદાઇ ગયલી મનોવૃતી માટે કડવી ટીકા કરવાની ફરજ પડી છે.

